શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ ३

गिरिधरकृत

# राजसूययज्ञ.

સંશોધન કરી ટીકાસહિત પ્રસિદ્ધ કરનાર

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા

અને

નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી

વડોદરા.

સંવત ૧૯૪૬ સન ૧૮૯૦.

કીમત ૧–૪–૦

Under the liberal patronage of

His Highness Maharaja

SAYAJI RAO GAEKWAR

Sena Khaskhel Samsher Bahadur,

Baroda.

# PRACHIN KAVYA MALA.

or

Old Gujrati Poetical Series,

PART I.

# POET GIRDHAR'S

# RAJASUYAYAGNA.

*Published with annotations*

By

Hargoviinddass Dwarkadass Kántávála

and

Nathashanker Pujashanker Shastri.

A. D. 1890.

Price Rs 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથિવી)નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ (ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરેછે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વેનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમનો પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડ્યા છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ વર્નાક્યૂલર ઈન્સ્ટ્રક્શન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારિકાદાસ તથા વડોદરા નિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂનાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઈ ચૂકેલો હતો, અને તેસારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઈ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્‌વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભકત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઈ** તથા **દીવાળી** બાઈ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જર વાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે :—

Poetry is itself a thing of God ;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઈશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિ-સ્તંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ-રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ સા-

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણુસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઇ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમસેદજી અરદેસર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વે વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલોછે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઇશ્વર પાસે પાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જર વાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યોછે, તેમાટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવેછે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# कविचरित्र.

સામાન્ય માણસો જન્મે છે, જીવે છે અને મરે છે તેમ કવિઓ અને મહાપુરૂષોની પણ એજ ત્રણ અવસ્થા થાય છે; પણ સામાન્ય મનુષ્યના જીવનક્રમ કરતાં મહાપુરૂષોના જીવનક્રમમાં વિલક્ષણતા હોય છે. જે ગુણોના યોગે તેઓ બીજા સામાન્ય પુરૂષો કરતાં શ્રેષ્ઠતા પામી ગયા હોય છે તેજ ગુણો તેમનામાં નિરૂપણ કરવા જેવા હોય છે, કેમકે તેનું અનુકરણ લાભકારી નીવડે છે. એટલામાટે રાજસૂય ગ્રંથના કર્ત્તા ગિરધર કવિના જન્મચરિત્ર વિષે જેટલી હકીકત અમને મળી શકી છે તે અમે અહીં આપીએ છીએ.

ગિરધર કવિ પાદરા તાલુકાના માસર ગામના રહેવાસી દશાલાડ વાણીઆ હતા. એ ગામ વડોદરાથી પશ્ચિમમાં આશરે પંદર ગાઉ ઉપર છે. માસર જો કે નાનું ગામ છે તથાપિ તેમાં કેટલાક ભાટ કવિઓ થયાનું પણ સંભળાય છે. કદાચ ગૃહસ્થ પાટીદારોની વસ્તીને લીધે તેમના આશ્રિત તેઓ હશે એમ લાગે છે. ગિરધર કવિને બાળપણથી તેમનો સામાગમ થયો હોય અને તેથી કવિત્વ શક્તિનું બીજ તેનામાં રોપાયું હોય તો કોણ જાણે, પણ તેવી કાંઇ હકીકત જાણવામાં આવી નથી. વળી એમ પણ સાંભળવામાં આવ્યું છે કે ગિરધર કવિના પિતા પણ કવિ હતા. કવિના કુટુંબમાં જન્મેલા ગિરધર ને કવિતાનું વ્યસન અને અભ્યાસ નાનપણથીજ હોય તે મોટપણે પરિપકવ બુદ્ધિ થયા પછી કવિ થાય એમાં આશ્ચર્ય નથી. ગિરધરના પિતાના કરેલા કવિતાના ગ્રંથો કાંઇ હાથ લાગતા નથી. કવિનો જન્મ સંવત ૧૮૪૩ની સાલમાં થયો હતો. તેમના પિતાનું નામ ગબડદાસ હતું; તેમની માતાનું નામ જાણવામાં આવ્યું નથી. કવિને બીજા બે ભાઇ તથા બે બેનો હતી. એક બેનને વડોદરે પરણાવી હતી. એ ભાંડુઓમાં કવિ કેટલામા હતા તે કાંઈ ચોકસ રીતે જાણવામાં આવ્યું નથી.

કવિના બાપ માસર વગેરે ગામમાં તલાટું કરતા હતા, અને કવિ પણ પોતાની પૂર્વાવસ્થામાં ગામઠી નિશાળે શીખી કુરાલ, માસર, કણજટ અને ગામેઠા, એ પાસ પાસેનાં ગામોમાં મેહેતાગિરિ કરતા હતા. કવિની જન્મોતરી

કોઇ વલ્લભવિજય નામના ગોરજીએ કરી હતી અને કહે છે કે તેમાં લખેલા તમામ દાખલા કવિના મરતા સુધી મળતા આવ્યા હતા. વલ્લભવિજય સંસ્કૃત તથા હિંદુસ્તાની સારૂં જાણતા હતા. તેમની પાસેથી પ્રસંગ મળતાં કવિએ થોડું ઘણું સંસ્કૃત અને હિંદુસ્તાની ભાષાનું જ્ઞાન મેળવ્યું હતું. કવિ વડોદરે આવ્યા ત્યાં કાશીવાળા પુરૂષોત્તમજી મહારાજનો તેમને મેળાપ થયો. પુરૂષોત્તમજી મહારાજનો કાવ્યશાસ્ત્રમાં સારો અભ્યાસ હતો તથા તે કવિતા પણ સારી કરતા. કવિને કવિતાનો શોખ હોવાથી તેમની પાસે રહીને તેમણે કવિતાના ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો એમ કહેવાય છે. આ વખત કવિની ઉમર વીશ વરસની હતી.

એમની જે બેનને વડોદરામાં પરણાવી હતી તેને સાસરે કોઇ વડીલ હતું નહીં તેથી તેણે પોતાના ભાઇ ગિરધરને વડોદરે બોલાવી લીધા. ગિરધર નામાઠામામાં તથા હિસાબી કામમાં સારા પ્રવીણ હતા, અને તેની બેનના સસરાનો સારો વેપાર રોજગાર ચાલતો હતો તેથી દુકાનનો હિસાબ રાખવા વગેરેના કામમાં ગિરધર બહુ ઉપયોગી થઇ પડયા. દુકાનનું કામકાજ પરવાર્યા પછી તેઓ કવિતા–પદ, ગરબીઓ, વગેરે કરતા હતા.

તે ઘણા આસ્થાવાળા વૈષ્ણવ હતા. તથા ભાગવતાદિ ગ્રંથો પુરાણીઓ-પાસે વારંવાર શ્રવણ કરતા હતા. તુલસીકૃત રામાયણ ઉપર એમને ઘણી પ્રીતિ હશે એમ તેમના રચેલા ગ્રંથો ઉપરથી અનુમાન થાય છે. વળી તે હિંદુસ્તાની સારૂં જાણતા હતા, જાતે શ્રદ્ધાળુ અને કવિ હતા તેથી તુલસીકૃત રામાયણ જેવા કાવ્યનું તેમણે સારી રીતે મનન કર્યું હોવું જોઇએ એ સહેજ જાણી શકાય છે.

એમના બે ભાઇ પણ કવિતા કરતા હતા. તેમણે કરેલી કવિતા છૂટક કે ગ્રંથ રૂપે અદ્યાપિ જોવામાં આવી નથી તથા તેમનાં નામ પણ પ્રખ્યાત થયેલાં નથી તેથી અનુમાન થાય છે કે તે કવિતાઓ હશે તો જુજ હશે. કવિનાં માબાપ છોકરાને નાનાં મૂકીને મરી ગયાં હતાં તેથી ત્રણે ભાઈઓ-માંથી કોઇનું લગ્ન થયું નહોતું. કવિના બે ભાઈ કાંઈક મોટી ઉમ્મરે, કોઈને કહ્યા શિવાય ઘેરથી છાનામાના કમાવાનેમાટે કે તીર્થયાત્રામાટે પરદેશ નાશી ગયા. તેમાંથી એકનો તો પત્તો લાગ્યો નહિ, પણ બીજો કાશીમાં જઈ

રહ્યો, અને ત્યાં વેપાર રોજગાર કરવા લાગ્યો. દશાલાડની જ્ઞાતિના વાણીઆ કાશીમાં રહેતા હતા. તેમાંના એકે તેને પોતાની કન્યા આપી. એ લગ્નથી તેને એક પુત્ર થયો. કેટલીક મુદતે છોકરાની મા ગુજરી ગઇ અને છોકરો પાંચ વરસનો થયો ત્યારે તેનો બાપ પણ ગુજરી ગયો. આ ઉપરથી છોક-રાની માના બાપે તથા મામાએ ગિરધરને વડોદરે પત્ર લખી છોકરાને વડો-દરે બોલાવી લેવા કહાવ્યું. ગિરધરની બેને એ વાત જાણી પોતાના ભાઈના દિકરાને તેડાવવા માટે રૂ ૧૦૦) ની હુંડી કાશી મોકલી. જેના સાધનથી છોકરો તેની બે કુંવારી માશીઓ, તેનો મામો અને દાદો એ સર્વ વડોદરે આવવા નીકળ્યા. માર્ગમાં મથુરા આવતાં રૂપિયા ખૂટી પડયા ત્યારે રૂ ૫૦) ની બીજી હુંડી મંગાવી અને તેવડે તેઓ સઘળાં વડોદરે આવ્યાં.

તેઓના આવ્યા પછી થોડેક દહાડે ગિરધરની બેને પોતાના ભાઇના લગ્નમાટે પલ્લાની ભારે રકમ આપી કાશીથી આવેલી બે કન્યાઓમાંની એક સૂરજ નામની કન્યા સાથે ગિરધરનું લગ્ન કર્યું. ભકિત ભાવમાં મગ્ન થયેલા વૈરાગ્યશીલ કવિને લગ્ન કરવાની ઇચ્છા નહોતી તથાપિ તેની મરજી ઉપરાંત સઘળાંએ મળી બળાત્કારે લગ્ન ઠરાવી દીધું અને કવિને સંસારી કર્યા. લગ્ન થતાં સુધી તે બેનના ઘરમાંજ રહેતા હતા. ત્યાંથી તે જૂદા નીકળ્યા. સાત વરસ સુધી ગૃહસ્થાશ્રમ ભોગવીને સ્ત્રીના મરણથી પાછા કવિ હતા તેવા થયા અને પોતાની બીજી બાળ વિધવા બેનને પોતાને ઘેર તેડાવી ત્યાંજ રહ્યા. કવિને એક લલ્લુ નામે છોકરો હતો પણ તે બાળપણામાંજ મરણ પામ્યો હતો! બીજું કંઇ સંતાન હતું નહીં. પરણવામાટે જે રૂપિયા બેનના લીધેલા હતા તે ધીરે ધીરે વાળી દેઈને તે કરજમાંથી મુક્ત પણ થયા.

આ જંજાળ વિનાના વખતમાં તે કવિતાના ગ્રંથો અને આખ્યાનો લખતા હતા તથા લોકો તેને આદરથી સાંભળતા, ઉતારી લેતા, અને વાંચતા હતા. કવિની કવિ તરિકે પ્રખ્યાતિ એ વખતમાં વડોદરામાંજ ફકત થઇ નહોતી પણ ઘણે લાંબે સુધી ગામપરગામ પણ તેની ખ્યાતિ પસરી હતી. પાટણના વૈકુંઠસય નામના એક નાગર ગૃહસ્થે તેમને પોતાને ત્યાં બે વરસ

સુધી રાખી તેમની કવિતાઓ સાંભળી હતી; અને જ્યારે કવિ પાછા વડોદરે આવવા નીકળ્યા ત્યારે તેમને રૂ ૪૦૦) ભેટ તરિકે આપ્યા હતા.

આ વખતે વડોદરામાં શ્રીમંત ગણપતરાવ મહારાજા રાજ્ય કરતા હતા. એ મહારાજા બહુ ધર્મનિષ્ઠ અને ઈશ્વરપ્રતિ આસ્થાવાળાં હોવાથી તેમણે મદનના ઝાંપા ભણી રંગીલાલ મહારાજને સારો આશ્રય આપી મંદિર બંધાવી આપ્યું અને તેના ખરચમાટે વર્ષાસનની સારી રકમ ઠરાવી આપી. આ રંગીલાલ મહારાજને અને કવિને પ્રથમથીજ સારો સ્નેહ હતો, તેથી તેમણે પોતાને આવો સારો આશ્રય મળતાં કવિને બોલાવી દરસાલ રૂ. ૨૦૦) તથા ખાવુંપીવું, લૂગડાં, વગેરે આપવાનો બંદોબસ્ત કરી મંદિરની મુખ્યમગિરિ સોંપી. આ કવિને પ્રિય જે ભગવતસેવા અને ભગવજ્જનનો સહવાસ તે આમ પ્રાપ્ત થયો તેથી તેમને કવિતા લખવાનો અવકાશ તથા તેને માટે વિષય સંપાદન કરવાનાં સાહિત્ય પણ અનાયાસે મળી આવ્યાં તેથી તે આનંદ પામ્યા. અહીં રહીને તેમણે કૃષ્ણચરિત્ર ( ભાગવત દશમસ્કંધની કથા ) લખ્યું. અને બીજાં પણ કેટલાંક આખ્યાન લખ્યાં.

સંવત્ ૧૯૦૮ માં રંગીલાલ મહારાજના મંદિરનું કારભારૂં કવિના ભાણેજ જમનાદાસ રૂઘનાથદાસને સોંપી મહારાજ કવિને પોતાની સાથે જાત્રા કરવા તેડી ગયા. તેઓએ અમદાવાદવાળે રસ્તે થઈ વૃંદાવન, ગોકુળ, મથુરા, કાશી, જગન્નાથ, વગેરે સ્થળે જાત્રા કરી. જાત્રા જતાં પહેલાં કવિએ મહારાજને પ્રથમ શ્રીજીની જાત્રા જવાની વાત કરી ત્યારે મહારાજે કહ્યું કે ઠીક છે, પાછા ફરતાં ત્યાં થઇને આવીશું. ચાર મહિને જાત્રાઓ કરી વડોદરે આવવા પાછા ફર્યા. આવતી વખત તેમણે રસ્તામાં પુષ્કરજીથી બે મજલ દૂર આ મધરા આગળ મુકામ કર્યો. ત્યાંથી શ્રીજીનું ધામ ત્રીસ ગાઉ થતું હતું. તે વખતે કવિએ મહારાજને કહ્યું કે અહીંથી શ્રીજીનો રસ્તો ફંટાયછે માટે શ્રીજી જઇ અવાય તો ઠીક. રંગીલાલ મહારાજ *રાધાવલ્લભી સંપ્રદાયના મહારાજ હતા તેથી તેમણે શ્રીજી જવાની મરજી દેખાડી નહિ. કવિ ઘણા શરમાળ

* એ મતવાળા ફક્ત રાધાને ઈષ્ટ તરીકે ભજે છે; કૃષ્ણ ઉપર તેમની તેટલી ભક્તિ હોતી નથી.

હતા તેથી મહારાજને મોઢે વધારે આગ્રહ કરી શકયા નહિ, પણ મહારાજે શ્રીજી જવાની ના કહી તેથી તેમના મનમાં તાલાવેલી થવા લાગી. કવિની પાસે પૈસા નહિ તેથી મહારાજ જો આવે નહિ તો તેમનાથી જવાય નહિ. તેમ મહારાજની આમન્યા તોડી એકલાં જવું તેને ઠીક પણ ન લાગ્યું; અને મહારાજ કેમે કર્યાં એકના બે થયા નહિ તેથી તે મનમાં ઘણા અમુઝાવા લાગ્યા. તે એટલા બધા શરમાળ હતા કે મહારાજની ઇચ્છા ઉપરાંત શ્રીનાથજી જવાની પોતાની દિલગિરી પણ તે કોઇને બતાવી શકયા નહિ, અને મનમાંને મનમાં કચવાઇને આખી રાત જેમ તેમ કાઢી. તેમને પોતાના ઈષ્ટ ભગવાનની મૂર્તિનાં દર્શન કરવાનો આ છેલ્લોવેલ્લો લાભ મળવાની આશા હતી તે આમ વ્યર્થ ગયેલી જોઇને ઘણું લાગ્યું! પણ શું કરે? પાસે પૈસા નહિ અને મહારાજની મરજાદા તોડી શકાય નહિ એ બે મોટાં સંકટમાં તે સપડાયા હતા. તોપણ એકવાર તેમણે ફરીને મહારાજને સમજાવવાની હિમ્મત કરી. બહુ વિનયથી અને આતુરતાથી તે બોલ્યા કે મહારાજ! શ્રીજી કાંઇ દૂર નથી અને આપને લીધે અમને આ અલભ્ય લાભ મળે એમ છે માટે એ તરફ થઇને જવાય તો બહુ સારૂં! મહારાજે જવાબ દીધો કે, ખરી વાત છે! શ્રીજી કાંઇ દૂર નથી; તે તો નિરંતર પોતાના ભક્તોના હૃદયમાં રહે છે; એમ છતાં તેને દૂર શોધવા શું કરવા જાઓ છો! આ બધો ખટલો લઇને હવે ત્યાં સુધી નહિજ જઇએ. તમારી બહુ ઇચ્છા છે, પણ તમે એકલા રડવડતા કયાં જશો? માટે હવે તો એ વિચાર માંડીજ વાળો!

મહારાજની આ છેલ્લી આજ્ઞા કવિના હૃદય ઉપર વજ્રની પેઠે પડી! તેણે છાનો નિઃશ્વાસ મૂકયો! અને મનમાં શ્રીજીનું સ્મરણ કર્યું. તેણે વિચાર કર્યો કે શરદ પુર્ણિમાના રાસ વખતે જે ગોપાંગનાઓને તેમના પતિઓએ રોકી હતી તે સહુથી વેહેલી જઈને કૃષ્ણને મળી હતી! પ્રેમ જોઇએ. આવા વિચારમાં પડેલા ગિરધર કવિએ શ્રીજી જવાનો વિચાર માંડી વાળ્યો.

મહારાજના બીજા કારભારી અભેરામ હતા. કવિ તથા અભેરામ વગેરેનેમાટે એક તંબુ હતો. મહારાજનેમાટે એક હતો અને બીજા

માણસોનેમાટે એક હતો. આશરે ૩૦ માણસ મહારાજની સાથે હતું. તે રાત્રે પણ કવિનું ચિત્ત બહુ વ્યગ્ર થઈ ગયું, પણ અભેરામને તેમણે કાંઈ જણાવ્યું નહિ. સવારે સ્નાનાદિ કરીને પોતાની પાઠ પૂજા કરવાને મહારાજ પોતાના તંબુમાં બેસતા તથા અભેરામ અને કવિ વગેરે તેમના તંબુમાં બેસતા તેમ બેઠા. કવિ શ્રીજીદ્વારાના સન્મુખ હાથ જોડી ધ્યાનાસક્ત થઈ બેઠા. તેમણે ડોકું નીચું નમાવ્યું અને આશરે એક કલાક સુધી તેજ સ્થિતિમાં રહ્યા! ઊંચું જોયું નહિ. અભેરામે કોઈ વખત એવો દેખાવ જોયેલો નહિ તેથી તેને કાંઇક આશ્ચર્ય લાગ્યું અને કવિને બોલાવ્યા. તે બોલ્યા નહિ ત્યારે ફરીને બૂમ પાડી, પણ વ્યર્થ! કાંઇ જવાબ મળ્યો નહિ! અભેરામ અને બીજા માણસો ગભરાયા! મહારાજને તે વાતની ખબર કરી. મહારાજ આવ્યા અને તેમણે ઘણી ઘણી હાકો મારી પણ તે બોલ્યા નહિ! સાથેનાં માણસ ત્યાં એકઠાં થઇ ગયાં અને એક ધનેશ્વર નામે બ્રાહ્મણે આવી તેમને હાથવડે ઢંઢોળ્યા અને કહ્યું મહારાજ બોલાવે છે તેથી શુદ્ધિમાં આવી તેમણે ડોકું ઊંચું કરી આંખો ઉઘાડી મહારાજને નમસ્કાર કર્યો, પણ મુખથી કાંઈ પ્રત્યુત્તર આપી શકાયો નહિ, તરતજ ફરીને માથું નીચું નમ્યું અને કવિ વિહંગમ માર્ગે શ્રીજીની હજુરમાં ગયા! મૃત્યુ પામ્યા!

કવિનું મરણ થયું તે અપરાધ મારો છે એમ કહી મહારાજ દિલગીર થવા લાગ્યા! આવું જાણત તો કવિની સાથે શ્રીજી જાત અને કવિને જાત્રા કરાવત અથવા તેમને સોબત કરીને મોકલત! પણ ભાવીનો ઉપાય નથી! કવિને બ્રાહ્મણોને હસ્તે અગ્નિસંસ્કાર કરાવી તેમનાં અસ્થિ સાથે લેવરાવ્યાં તથા રસ્તામાં જતાં પુષ્કરજીના તીર્થમાં પધરાવ્યાં. જે મુકામે કવિનું મરણ થયું ત્યાંથી મહારાજે લખેલો કાગળ અમારા જોવામાં આવ્યો છે; તે ઉપરથી જણાયછે કે કવિ સંવત્ ૧૯૦૮ ના ભાદરવા વદી ૧૧ને દિવસે ગુજરી ગયા. તે વખતે કવિનું વય ૬૫ વરસનું હતું. કવિ ઘણી મોટી ઉમ્મરે પરણ્યા હતા. તથા જીવિત પર્યંત સદાચરણી હતા તેથી તેમનું શરીર મજબૂત અને નીરોગી હતું. ૬૫ વરસની વૃદ્ધ ઉમ્મર છતાં પણ આચારવિચારમાં તે સ્ખલિત થતા નહોતા. તેમના શરીરનો રંગ ઘઉં વર્ણો, બાંધો મધ્યમ અને શરીર

સુદઢ હતું. તે સ્વભાવે શાંત, અતિ દયાળુ. અને શરમાળ હતા. પણ જેમની સાથે તેમને વિશેષ પરિચય થતો તેમની સાથે તે વિનોદી થઇને વર્તતા હતા. તેમની દઢતા વખાણવા જોગ હતી અને તેમની ધર્મશ્રદ્ધા તથા ઈશ્વર પ્રતિ પ્રેમ અસાધારણ હતાં.

કવિએ રામાયણ પ્રલ્હાદચરિત્ર, રાજસૂય. તુલસીવિવાહ, અને કૃષ્ણ-ચરિત્ર (દશમસ્કંધ પૂરો) એ ગ્રંથો રચ્યા છે. કૃષ્ણચરિત્ર એ તેમનો છેલ્લો રચેલો ગ્રંથ છે. વળી તેમણે છૂટક પદ, ગરબીઓ, કુંડળિયા, છપ્પા, કવિત, દોહરા, વગેરે પણ ઘણું લખ્યું છે.

# ગ્રંથવિવેચન.

ગિરધર કવિએ જે ઘણાં સાદાં અને સરળ પણ રસમય કાવ્યો લખ્યાં છે તેમાંનું રાજસૂય એ એક છે. ઇંદ્રપ્રસ્થમાં રાજધાની કરી રહ્યા પછી પાંડવોએ રાજસૂય નામે યજ્ઞ કર્યો હતો તેનું એ વર્ણન છે. રાજસૂય યજ્ઞ ચક્રવર્તી રાજાથીજ થઇ શકે છે માટે તેણે પોતાનું ચક્રવર્તીપણું સિદ્ધ કરવામાટે તથા તે યજ્ઞનો મોટો ખરચ પૂરો કરવામાટે તમામ દેશના રાજાઓને જીતીને ખંડણી મેળવવી જોઈએ એ યજ્ઞ સાંગોપાંગ પૂરો થવો પણ કઠણ છે; કેમકે તે જાણે રાજાઓનો એક મોટો મેલાવડો હોય તેના જેવો છે તેથી તેમાં આવેલા રાજાઓ, જે એક બીજાથી સ્વતંત્ર હોઇને પોતાની એક બીજા કરતાં સરસાઇ બતાવવામાં સદા આતુર હોય છે, તેઓ પરસ્પર વિરોધ કર્યાવિના સખના બેસી રહેતા નથી, અથવા મત્સરને લીધે બીજાને હલકો પાડવાને વિધ વિધ ઉપાય કરેછે અને યુદ્ધ પ્રવર્તી રાજસૂયને ઠામે રાજસૂદન (રાજાઓની કતલ) થઈ જાય છે. પાંડવોને પણ એ વાતનો મોટો ભય હતો તથાપિ કૃષ્ણની સહાયતાથી તેઓ રાજસૂય કરી સર્વે રાજાઓમાં શ્રેષ્ઠતા સંપાદન કરી શક્યા હતા. યુધિષ્ઠિર વિનાના ચાર પાંડવો ચાર દિશાઓમાં જઈ અનેક રાજાઓને જીતીને પુષ્કળ ધન લાવ્યા હતા. મય નામે કારીગર પાસે અદ્‌ભુત સભામંડપ રચાવ્યો હતો, અને યુધિષ્ઠિરે યજ્ઞમાં દીક્ષા લેઈ યજ્ઞ કર્યો હતો. યજ્ઞસમાપ્તિ વખતે સૌથી પ્રથમ પૂજન કયા રાજાનું કરવું તે વિષે વિચાર થતાં કૃષ્ણને સર્વોપરી ઠરાવી તેમનું યુધિષ્ઠિરે પૂજન કર્યું તેથી શિશુપાળ નામે કૃષ્ણનો ફોઇનો છોકરો કોપી ઊઠયો અને કૃષ્ણને ગાળો ભાંડી. કૃષ્ણે તેનો વધ કર્યો. પછી સર્વ રાજાઓનું અને બ્રાહ્મણોનું યથાયોગ્ય સન્માન કરી યજ્ઞ પૂરો કર્યો હતો.

આ કથા મહાભારતમાં છે. તેમાંથી ગિરધર કવિને સાહાય્ય મળી હશે. તથા કેટલીક કથા પ્રસંગને અનુસરતી તે પોતે ગ્રંથના છેવટમાં બતાવેછે તેમ ભાગવત અને હરિવંશમાંથી પણ લેઇને તેમાં યુક્ત કરી હશે. કવિ શ્રીકૃષ્ણના ભક્ત હોવાથી ગ્રંથનો ઉપક્રમ પણ હરિગુણ ગાવા નિમિત્ત કર્યો છે

અને ઉપસંહાર પણ તેમાંજ કર્યો છે. પાંડવની કથાની સાથે શ્રીકૃષ્ણનાં ચરિત્ર ભેળાયલાં હોવાથીજ આ કથાને ઉત્તમતા પ્રાપ્ત થયેલી છે, એમ માની આખા ગ્રંથમાં અભ્યાસ પણ કૃષ્ણ ગુણગાનનોજ રાખ્યો જણાય છે. કૃષ્ણનો મહિમા પ્રકટ કરવો એ કવિના મનનો આશય હોવાથી આખ્યાનના નાયક પાંડવો થવાને બદલે જાણે કૃષ્ણ નાયક હોય એમ ભાસ થાય છે, અને વચમાં વચમાં વીરરસમય વર્ણનના પ્રસંગ ઘણા છતાં તેથીજ તે રસ ગૌણતા પામી ગયેલો દેખાય છે, તથા દેવવિષયરતિ નામે ભાવ પ્રધાનપણાને પામી ગયો છે. પાંડવોને લાક્ષાગ્રહમાં બાળવાનો કૌરવોએ યત્ન કર્યો ત્યાંથી સંક્ષિપ્ત કથા કહીને પછી રાજસૂય કેમ કરવો પડ્યો તે સંબંધી વર્ણન કવિએ એવું મૂક્યું છે કે પાંડુને સ્વર્ગમાં કાંઇ દુઃખ તો નહોતું પણ તેને ઇંદ્ર પોતાની પાસે બેસાડતો નહોતો, તેથી તેને પોતાની યોગ્યતા ઓછી મનાય છે એમ જાણી ખેદ થતો હતો. જો પુત્રો રાજસૂય યજ્ઞ કરી દેવોને તૃપ્ત કરે તો તે યોગ્યતા પોતાને મળે એવો સંદેશો નારદસાથે તેણે પાંડવોને મોકલ્યો હતો જેથી પાંડવોએ રાજસૂય કર્યો. એમ પાંચમા કડવામાં ઉપક્રમ કરી ૫૧ મા કડવામાં ઉપસંહાર કરેછે કે એ રાજસૂયયજ્ઞથી પાંડુને ઇંદ્રે સન્માન આપ્યું !

આ ગ્રંથમાં કવિએ કેટલાક રસમય પ્રસંગ વર્ણ્યા છે. જેમ કે ખાંડવવનદાહ, પાંડવોનો દિગ્વિજય, જરાસંધવધ, શિશુપાળવધ, એ વીરરસના પ્રસંગ છે; સભાવર્ણન, ભીમનો ગર્વ હરવો, બ્રાહ્મણને જીવાડવો, જંબૂકનું ભવિષ્ય ભાખવું, દ્રૌપદીને ચતુર્ભુજા કરવી, એની મેળે શંખ વાગવો, આકાશમાં ઘંટનાદ થવો, શુકદેવજીએ ઉચ્છિષ્ટ પાત્રમાંથી દાણા વીણી ખાવા, શ્વપચભક્તનું માહાત્મ્ય કહેવું, એ સર્વે અદ્ભુત રસના પ્રસંગ છે; હરિનો દ્રૌપદી પ્રતિ પ્રેમ, તથા તેમણે ઉચ્છિષ્ટ પાત્ર કાઢી નાખવાં એ વગેરે વત્સલના પ્રસંગ છે. એ સઘળા પ્રસંગો ઉત્તમ રીતે રસભરિત વર્ણાયા છે કે નહિ તે રસજ્ઞ વાંચનાર ગ્રંથમાં જોઇ શકશે તથાપિ ગિરધર કવિની વર્ણન શૈલી એવી તો સરસ છે કે અમુક પ્રસંગ હાથ લીધો તો તેને પૂરો કર્યા વિના દૂર મૂકવાની ઇચ્છા થતી નથી. અમે કબૂલ કરીએ છીએ કે તે લગાર વધારે બારીક વર્ણન કરેછે અને જોઈએ તે કરતાં પણ વધારે વર્ણન કરે છે; આમ થવાથી રસ ઓછો પઇ શ્રોતા લગાર ઉન્મુખ થવાની વૃત્તિ કરેછે. એમાંના કેટલાક પ્રસંગ

કવિએ એવી રીતે વર્ણ્યા છે કે તે વર્તમાન સમયના કેળવાયલા વાંચનારને કદાચ પસંદ નહિ પડે: જેવા કે દુર્યોધનની દુષ્ટતા અને ધર્મની સાધુતા બતાવવાનો પ્રસંગ, દ્રૌપદીએ પાક પીરસવાનો પ્રસંગ અને તે વખતે કૌરવોએ અપમાનના શબ્દો બોલવાનો પ્રસંગ, બ્રાહ્મણનું મરણ થવાના પ્રકારનો પ્રસંગ, શ્વપચ ભક્તનો મહિમા વર્ણી મુનિઓનો ગર્વહરણ પ્રસંગ, વગેરે. કવિએ આવા પ્રસંગો શ્રીકૃષ્ણનું માહાત્મ્ય વધારવાને નાખ્યા છે તે ઠીક છે, પણ તેને કોઈ વધારે સુઘટિત રચનાથી ગોઠવ્યા હોત તો ઠીક શોભત.

ગ્રંથમાંની શબ્દ રચના કોઈ કોઈ ઠામે જો કે સમાસાંત શબ્દો વાળી તથા સંસ્કૃત પ્રાય છે તથાપિ સંસ્કૃતના સારા અભ્યાસીને તરત જણાશે કે કવિનું સંસ્કૃતજ્ઞાન ચરિત્રમાં કહ્યા પ્રમાણે ઓછુંજ હશે. પોતે વૈષ્ણવ હતા તથા ઇશ્વરભકિત પણ તેઓ તે પ્રમાણે કરતા હશે તથાપિ ભાગવતાદિક ગ્રંથોના સારા મનનથી તથા બીજા હિંદી ગ્રંથોના અભ્યાસથી વેદાંતમાં પણ તેમનો પ્રવેશ થયેલો જણાય છે. કેમકે તેમણે આ ગ્રંથમાં તથા તેમના રચેલા રામાયણમાં પણ છીછરા સમુદ્રમાં છુટા છુટા ખડકો ડોકીઆં કરતા હોય તેમ વેદાંત સાસ્ત્રના શમદમાદિક અને પંચીકરણમાંના મહત્તત્વ અહંકારાદિક. વગેરે પ્રસંગોપાત્ત અલંકારાર્થે વર્ણ્યા છે. આમ કહેવાનું કારણ એટલુંજ છે કે તેમનું બીજું બધું વર્ણન સાદું અને સરળ છે તેમાં કોઈ કોઈ જગોએ અને તે પણ માત્ર અલંકાર(ઉપમા–રૂપક)નેજમાટે વેદાંત-પરિભાષાનો ઉપયોગ કરી તેટલો તેટલો ભાગ સામાન્ય વાચકને વિચારવા જેવો મૂકી દીધો છે. આ ઉપરથી તે સાકાર વિષ્ણુના ભક્ત છતાં તેમની અધ્યાત્મ જ્ઞાન ઉપરની રૂચિ માલમ પડી આવે છે, પણ ભકિત અને જ્ઞાનની એકતા કરવા જેવો શ્રમ તેમણે કરેલો કહીં જોવામાં આવતો નથી; અથવા નજ આવે—તે આખ્યાનોનો વિષયજ નથી. આખ્યાનનો જે વિષય છે તે તો તેમણે સારી રીતે વર્ણ્યોજ છે. સભા, બ્રહ્મમંડળ, યજ્ઞ, અવભૃથસ્નાન. વગેરેનાં વર્ણન બહુ વિસ્તારથી અને બારીકાઈથી કર્યાં છે. તેમ છતાં તે કંટાળો નથી આપતાં એ ગ્રંથકર્તાની નિપુણતાનું કાર્ય છે.

ધર્મશાસ્ત્રને સંપૂર્ણ માન આપીને તથા મનને ભકિતજ્ઞાનથી દૂર ખેંચી જનારા શૃંગારાદિક વિષયોના વર્ણનથી સાવધ રહીને તેમણે આ આખ્યાન લખ્યું છે તેથી જો કે નિરંકુશ અને મસ્ત વર્ણન કરનારા પ્રેમાનંદ વગેરેના

જેટલો રસ એમાં ઉભરાઈ જતો નથી—જો કે શ્રોતા એનું વર્ણન સાંભળીને તદ્રૂપ થઇને હસવા કૂદવા માંડતા નથી તથાપિ સદૈવ એક સરખા વર્ણનથી શાંત અને એકાગ્ર થયેલા ચિત્તવાળા શ્રોતા તેમાંથી ભાગી પણ જતા નથી!

ગિરધર કવિએ આ આખ્યાન લખ્યું તે પહેલાં પ્રેમાનંદાદિ ઘણા કવિઓએ દેશીબદ્ધ આખ્યાન લખેલાં છે, તેથી દેશીબદ્ધ આખ્યાન લખવું કેમ પસંદ કર્યું એ સવાલ રહેતો નથી. જૂના કવિઓમાંથી જો કોઇએ છંદોબદ્ધ કવિતા લખી હોય તો તે પ્રેમાનંદ, રત્નેશ્વર, સામળ કે દયારામ પ્રસિદ્ધ છે. તેમણે પણ દેશીઓ તજી તો નથીજ; પણ તેઓ કવિજ હતા માટે ગમે તે રીતે તે લખી શકતા હતા. ગિરધર કવિએ છંદોબદ્ધ કરેલી કવિતા હજી હાથ લાગી નથી તેથી તેવી રચવાનો તેને અભ્યાસ હશે કે નહિ તે નિર્ણિત થતું નથી. તેણે કરેલા છપ્પા, કવિત, કુંડળિયા ક્વચિત્ સાંભળિએ છીએ. છંદોબદ્ધ કરતાં દેશીબદ્ધ કવિતામાં ઘણા પ્રકારની સેહેલાઇ છે. મનહર, ઓવી, વગેરે છંદોની પેઠે તે બોલવાની પદ્ધતિ એવી છે કે તેમાં લઘુ ગુરૂ બોલનારની મરજીમાં આવે તેમ સમાન રીતે બોલી શકાય છે એટલુંજ નહિ, પણ બે ત્રણ ચાર લઘુ પણ એક ગુરૂ જેટલા વખતમાં બોલી શકાય છે. આ કારણથી એનો કાંઇ માત્રા અક્ષરથી નિયમ કરી શકાતો નથી; જો કે તેમાં અમુક તાળનો નિયમ હોય છે તેથી ઓછામાં ઓછી કેટલી અને ઘણામાં ઘણી કેટલી માત્રા આવે તે નક્કી થઇ શકે છે. ટીકામાં અમે કેટલીક દેશીઓનાં માપ બતાવવાનો યત્ન કર્યો છે, તે એવા હેતુથી કે, કેટલાક વાંચનારને દેશી કેમ વાંચવી તે ન સમજાયાથી તેને વાંચવી પડી મૂકે છે," તેઓ ટીકામાં જણાવેલા વિરામ તથા તાળથી અમુક રીતે દેશી વાંચી શકે. છંદ, દેશી, પદ કે ગરબી, જો તાળ પ્રમાણે વંચાય નહિ તો તે નીરસ અને કર્ણકટુ લાગે છે અને તેવી વખતે ગ્રંથકારે ત્યાં આગળ ઉત્તમોત્તમ વર્ણન કર્યું હોય તથાપિ તેની મઝા વાંચનારથી ચાખી શકાતી નથી, માટે દેશી વગેરે વાંચવાના તથા તેને રચવાના નિયમની જરૂર છે. દેશીઓની ઉત્પત્તિ રાગ ઉપરથી થયેલી જણાય છે, માટે જ્યાં સુધી તાલ સ્વરનું જ્ઞાન વાંચનારને થાય નહિ, ત્યાં સુધી, તે કેમ વાંચવી તે તેનાથી યથાર્થ સમજવાનું બીજું સાધન નથી. પણ રાગ તાળનો વિષય ગુરૂગમ્ય અને ગહન છે માટે અમોએ પ્રસિદ્ધ પિંગલોક્ત માત્રાનોજ ઉપયોગ કરી દેશીઓનો નિયમ બતાવવા રૂપ નવીન

પદ્ધતિ યોજી છે. એ નિયમો પણ સર્વથા પૂર્ણ છે. એમ કહેવાનો અમે દાવો કરતા નથી, તથાપિ દેશીઓથી અજાણ્યો પુરૂષ જો તેને લક્ષ્ય આપી જોશે તો તેને તે નિરૂપયોગી નહિ થાય.

ગિરધર કવિએ ભક્ત તરિકે એક કડવામાં કૃષ્ણનું નખશિખ વર્ણન કર્યું છે તે બહુ સુંદર છે. તેના ભક્તોને પોતાના ઇષ્ટનું ધ્યાન કરવામાં ઉપયોગી થાય માટે એવાં વર્ણન પ્રાચીન ભક્ત ગ્રંથકારો મૂકે છે તેવાજ હેતુથી ગિરધરે એ મૂક્યું હશે. આ આખ્યાનમાં કયા વિષયો વર્ણાયા છે તેનો અનુક્રમ એકાવનમા કડવામાં કવિએ પોતેજ આપ્યો છે એટલે ગ્રંથનો વિષય કહેવાની અગત્ય નથી. પ્રાચીન કવિઓમાં આ કવિની કવિતા જો કે ઉત્તમ પ્રતિની નથી તોપણ સરળ અને લોકપ્રિય છે.

४५८४

श्रीजगदीश्वरायनमः

## गीरधरकृत.

# राजसूययज्ञ.

### કડવું ૧ લું.

### રાગ ધનાશ્રી.

શ્રીગુરૂચરણે સદા શિર નામું જી,
શ્રીપુરૂષોત્તમનું શરણ સુખ પામું જી;
શ્રીકૃષ્ણલીલા પુણ્ય પવિત્ર જી,
પાંડવકેરૂં ગાઉં ચરિત્ર જી. ૧

### ઢાળ.

ચરિત્ર કહું પાંડવતણાં, શ્રીકૃષ્ણના ગુણગ્રામ;
પદે પદે હરિકથા પાવન, વૈષ્ણવનો વિશ્રામ. ૨
ગજવદન શોભા મદનતન, એક દંત ઉજ્વળ હાર;
મૂષકવાહન મલપતો, ગણપતિ ગુણભંડાર. ૩

---

૧ રાગધનાશ્રી-( પ્રથમ ચાર માત્રા તજીને ૫, ૯, ૧૩, ૧૬, એ માત્રા એ તાળ ). પુણ્ય પવિત્ર-પુણ્યવાળી અને પવિત્ર.

૨ ઢાળ-( ૩, ૪, ૩, ૪, ૩, ૪,૩,=૨૪ માત્રા ). ૧, ૪, ૮, ૧૧, ૧૫, ૧૮, ૨૨, ૨૩, એ માત્રા એ તાળ એમાં ઘણી જગોએ પ્રથમ બે માત્રા વધારે પણ હોય છે ). શ્રીકૃષ્ણના ૯૦—જેમાં શ્રીકૃષ્ણના ગુણગ્રામ ( ગુણના સમુદાય ) રહેલા છે. જેમાં હરિકથા ન હોય એવું કાવ્ય ન કરવું, એવો ભક્તકવિઓનો સંપ્રદાય એવી રીતે ઉપક્રમમાં સૂચવ્યો છે. પદે પદે- ( જેમાં ) શબ્દે શબ્દે. પાવન-પવિત્ર કરનારી. વૈષ્ણવનો વિશ્રામ-વૈષ્ણવના વિશ્રામ રૂપ.

૩ ગ્રંથારંભે પ્રથમ ગણપતિ ને સ્તવેછેઃ ગજવદન ૯૦-ગજ ( હાથી )-ના સરખા વદન ( મુખ ) વાળો, તનની ( શરીરની ) શોભામાં મદન ( કામદેવ)

બ્રહ્મતનયા સરસ્વતી, શુભ વાણી અવિચળ આપ;
હંસવાહની હંસગમની, દેવિ! જડ મતિ કાપ. ૪
સમરૂં શારદા સરસ્વતી, માતા ! કરો જિવ્હા વાસ;
વાણી આપો વિના દૂષણ, થાય ગ્રંથવિલાસ. ૫
શ્રીવલ્લભકુળમણિ પ્રકટિયા, શ્રીપુરૂષોત્તમ પરબ્રહ્મ;
વાણારસીમાં વાસ પૂર્યો, જેનો જોગી ન જાણે ભ્રમ. ૬
આચારજ રૂપે થઇ, અવતર્યા સદ્‌ગુણ શિવ;
ભક્તિ મારગ પ્રવર્તાવ્યો, મુક્ત કીધા જીવ. ૭
પૃથુરાજની પેરે કરીને, સેવ્યા નંદકુમાર;
પાખંડ મત સહુ ખંડ કીધા, ધર્મહિત અવતાર. ૮
દ્વિજકુળ–કમળ રવિ પ્રકટ ભૂતળ, ત્રિગુણ રહિત સ્વરૂપ;
વિહરો સદા વ્રજનાથજી, મમ હૃદયકંજમધુપ. ૯

---

જેવો, એક દાંતવાળો, ઉજ્વળ હારવાળો, મૂષક ( ઉંદર ) ના વાહન ઉપર બેશીને મલપતો ( માહાલતો ) એવા ગુણનો ભંડાર ગણપતિ છે.

૪ બ્રહ્મતનયા–બ્રહ્માની પુત્રી. અવિચળ–સ્થિર. હંસવાહની–હંસના વાહનવાળી. હંસગમની–હંસના સરખી ચાલવાળી.

૬ પોતાના ઇષ્ટ વલ્લભાચાર્યને સ્તવે છેઃ શ્રીવલ્લભકુળ ઇ૦—શ્રીવલ્લભ કુળમાં મણિરૂપ. વાણારસી–કાશી. ભ્રમ–ભેદ–ગુહ્ય વાત.

૭ આચારજ–આચાર્ય. સદ્‌ગુણ શિવ–શિવ ( કલ્યાણ ) રૂપ સદ્‌ગુણવાળા. ૮ પાખંડ ઇ૦–સઘળા પાખંડમતનું ખંડન કર્યું. ધર્મહિત–ધર્મના હિતને અર્થે. " यदायदाहिधर्मस्यग्लानिर्मवतिमारत अभ्युत्थानमधर्मस्यतदात्मानंसृजाम्यहं "–ગીતા.

૯ દ્વિજકુળ ઇ૦–બ્રાહ્મણોના કુળ રૂપી કમળ ને ખીલાવનાર રવિ ( સૂર્ય ) જેવા ત્રિગુણ રહિત ઇ૦—સત્વ, રજ, અને તમ, એ ત્રણ ગુણ રહિત જેનું સ્વરૂપ છે એવા. અર્થાત્ માયાથી નિર્મુક્ત. વિહરો ઇ૦—હે વ્રજનાથજી ! મારા હૃદય રૂપી કંજ [ કં(પાણી)+જ ( ઉત્પન્ન થવું ) કમળ ] માં મધુપ ( ભ્રમર) ની પેઠે વિહરો ( ફરો ). **રૂપક અને ઉપમા.**

તે પુરૂષોત્તમપદકમળયુગને, નમું વાર વાર;
કૃપા કરજો, વિઘ્ન હરજો, ગાઉં હરિગુણ સાર. ૧૦
વાગીશ વદને શોભિયે, જેને હૃદય લક્ષ્મીવિલાસ;
તે નૃસિંહને હું નમું છું; જેને અખંડ જ્ઞાન પ્રકાશ. ૧૧
જગન કહું પાંડવતણો, રાજસૂય જેનું નામ;
ગાતાં સુણતાં શીખતાં જન, પામે પદ અભિરામ. ૧૨
સચ્ચિદાનંદ ગોવિંદ પુરાણબ્રહ્મ વ્યાપક રૂપ;
તે ધર્મહિત અવતાર ભૂતળ, ભક્ત માનવ ભૂપ. ૧૩
મત્સ્ય, કચ્છ, વારાહ, નરહરિ, વામન, પરશુરામ;
રઘુકુળતિલક પ્રકટ્યા પ્રભુ, રાજિવલોચન રામ. ૧૪

---

૧૦ પુરૂષોત્તમ ઇ૦— પુરૂષોત્તમના પદ ( ચરણ ) રૂપી કમળના યુગ ( જોડા ) ને.

૧૧ વાગીશ ઇ૦—વાગીશ ( વાણીની ઈશ-સરસ્વતી ) જેના વદનમાં શોભે છે, જેના હૃદયમાં લક્ષ્મીનો વિલાસ છે અને જેને અખંડ જ્ઞાનનો પ્રકાશ છે તે નૃસિંહને હું ભજું છું. (વડોદરામાં નૃસિંહજી પ્રખ્યાત છે તેમનું સ્તવન છે ). એવીજ મતલબના એક સંસ્કૃત શ્લોકનું આ ભાષાંતર દેખાય છે. જેમ—" वागीशास्यवदनेलक्ष्मीर्यस्यचवक्षसि । यस्यास्तिहृदयेसंवित्तंनृसिंहमहंभजे "

૧૨ જગન—યજ્ઞ. રાજસૂય-એક જાતનો યજ્ઞ. આ યજ્ઞ ચક્રવર્તી રાજાથીજ થઇ શકે છે અને તેના તાબાના બધા રાજાઓ તે યજ્ઞમાં ભેટ લઇને આવે છે. અભિરામ-સુંદર—મનને આનંદ આપે એવું. પદ—સ્થાન. અર્થાત્ ઉત્તમ સ્થાન—મોક્ષ પામે.

૧૩. સચ્ચિદાનંદ-સત્ ( હોવાપણું, existance ) + ચિત્ (જ્ઞાન) + આનંદ રૂપ. ધર્મહિત-ધર્મના હિતને અર્થે. ભક્તભાવન—ભક્તની ભાવનાના સ્થાન રૂપ, અથવા ભક્તની સંભાવના કરનાર હરિ. ભૂપ—પૃથ્વીનું રક્ષણ કરનાર.

૧૪ કૃષ્ણાવતાર ક્રમમાં લેવામાટે પ્રથમથી દશ અવતાર ગણાવે છે: મત્સ્યઉ ઇ૦-સ્પષ્ટ છે. રઘુકુળતિલક-રઘુકુળમાં તિલકની પેઠે શોભનાર. રાજિવલોચન—કમળ સરખાં નેત્રવાળા.

વળી પૂરણ અંશે અવતર્યા, વસુદેવ રાજકુમાર;
સ્વયં શ્રીભગવાન પોતે, ભક્તહિત અવતાર. ૧૫

વ્રજ વિષે લીલા બહુ કરી, ગોકુળપતિ ગોપાળ;
અઘ બકાસુર પૂતના આપે, આણ્યો તેનો કાળ. ૧૬

ગોવર્ધન ધારણ કર્યો, ગોપીજનમાનસહંસ;
મથુરા વિષે જઈ મારિયો, જે કાળનેમી કંસ. ૧૭

કુશસ્થળી નિરમાણ કીધી, કનકમણિમય ધામ;
ત્યાં પધાર્યા જદુકુળ સહિત, શ્રીકૃષ્ણ ને બળરામ. ૧૮

શત અષ્ટ સોળ સહસ્ર મહીષી, વર્યા શ્રીભગવાન;
પરિવાર પુત્રે પનોતા ત્રૈલોક્ય વૈભવસ્થાન. ૧૯

સાક્ષાત લક્ષ્મી સહિત પોતે, રહ્યા શ્રીરણછોડ;
દ્વારિકામાં વાર્શીને, ભક્તના પુર્યા કોડ. ૨૦

અવતાર લીલા કીર્ત્તિ જશ, જેના રૂપનાં નામ અપાર;
શેષ કોટિ સ્તવન કરતા, પામે નહિ ગુણ પાર. ૨૧

હું અલ્પ બુદ્ધિ શું કહું, જેના વેદ નિત્ય ગુણ ગાય;
સમુદ્રમાંથી પંખી જ્યમ, એક ચંચુ જળ ભરી જાય. ૨૨

---

૧૫ પૂરણ અંશે–પૂર્ણ અંશે. ભગવાનના બીજા અવતાર, નારાયણના અંશ અને કળા રૂપ છે. પણ કૃષ્ણ તો નારાયણના સંપૂર્ણ અંશથી પ્રકટ્યા છે—નારાયણના સકળ સામર્થ્ય સહિત તે છે. ભાગવતમાં પણ કહે છે કે, "एतेचांशकलाःप्रोक्ताःकृष्णस्तुभगवानस्वयम्-બીજા અવતાર ભગવાનના અંશ અને કળારૂપ છે પણ કૃષ્ણ તો પોતે ભગવાનજ છે

૧૬ અઘ–અઘાસુર નામે કંસના પક્ષનો દૈત્ય. ૧૭ ગોપીજનમાનસહંસ –ગોપીજન રૂપી માનસસરોવરમાં રમનાર હંસ જેવા. અથવા ગોપીજનના મન રૂપી સરોવરમાં હંસ જેવા.

૧૮ કુશસ્થળી—દ્વારકા. જેમાં કનકમય અને મણિમય ધામ છે. ૧૯ શત અષ્ટ સોળ સહસ્ર—સોળ હજાર એક સો આઠ મહીષી–રાણી. ત્રૈલોક્ય ૪૦–-ત્રણ લોકના વૈભવના સ્થાન રૂપ. ૨૦ શ્રીરણછોડ—શ્રીકૃષ્ણ. વાર્શીને –( યાદવોને. )

અપંગ ઇચ્છે ગિરિ ચઢવા, બધીર સુણવા ગાન;
મુગો વાચા બોલવા, આળસુ ગંગાસ્નાન. ૨૩
કામી નર સતસંગ ઇચ્છે, પાપી જન સુખ સાર;
મશક અંબરઅંતને, પિપીલિકા સાગર પાર. ૨૪
ત્યમ ઇચ્છા મુજને થઇ, બાંધવા હરિપદ ગ્રંથ;
શ્રીકૃષ્ણજી કરૂણા કરો, તો મટે દુર્ઘટ પંથ. ૨૫
પ્રતાપ કહું પાંડવતણો, શ્રીકૃષ્ણ જેની સાહ્ય;
મહાભારત મોટો નિધિ, હરિકૃપાએ અવગાહ. ૨૬
સત્યવતીના પુત્ર જેનું, નામ વેદવ્યાસ;
તેણે મહાભારત ભાવે કર્યું, જેમાં કથા બહુ ઇતિહાસ. ૨૭
તે લખ્યું પોતે ગણપતિ, અદ્‌ભુત આનંદરૂપ;
તે વૈશંપાયન ઋષિથી, સુણ્યું જનમેજય ભૂપ. ૨૮
પ્રથમ આદિપર્વ જે, બીજું સભાપર્વ પ્રમાણ;
તે મધ્યે રાજસૂયયજ્ઞ કીધો, પાંડવે નિરવાણ. ૨૯
તે સંસ્કૃતની કથા પાવન, અલ્પબુદ્ધિ અગમ્ય;
એવું જાણી સરળ કીધું, પદબંધ પ્રાકૃત રમ્ય. ૩૦

---

૨૩ અપંગ—પાંગળો. બધિર-બેહેરો. ૨૪ મશક—મચ્છર. અંબર-અંતને—આકાશના પારને. પિપીલિકા—કીડી. ૨૫ દુર્ઘટપંથ-કઠણ માર્ગ (ગ્રંથ રચનાનો).

૨૬ નિધિ—સમુદ્ર. અવગાહ—સ્નાન. ૨૮ લખ્યું ઇ૦— વ્યાસ બોલે અને ગણપતિએ તે સમજીને લખવું; તથા ગણપતિની કલમ અટકે તો ફરી લખે નહિ એવી સરતથી મહાભારત લખવાનો આરંભ કર્યો. પછી જ્યારે વ્યાસને વિચારવા જેવું આવે ત્યારે એકાદ શ્લોક એવો કઠણ મૂકે કે તે સમજતાં ગણપતિને બહુ વાર લાગે તેટલી વારમાં વ્યાસ બીજા શ્લોક બનાવી કાઢે. એવી દંતકથા ચાલે છે. વૈશંપાયન—વ્યાસનો શિષ્ય. જનમેજય—પરીક્ષિતનો પુત્ર. ૨૯ તે મધ્યે ઇ૦-પાંડવોએ રાજસૂયયજ્ઞ કર્યો તે તેમાં વર્ણવ્યો છે.

૩૦ અલ્પબુદ્ધિ—થોડી બુદ્ધિવાળાને. અગમ્ય—ન સમજાય એવી. રમ્ય—રમણિક.

રાજસૂયયજ્ઞ સભાપરવમાં, ભારતકેરી કથાય;
માંહે સંમત છે હરિવંશનો શ્રીભાગવતની સહાય. ૩૧
સૂતપુરાણી સૌનકને કહેછે, શુક પરીક્ષિત સંવાદ;
વૈશંપાયન કહે જનમેજય, કથા અમૃતસ્વાદ. ૩૨

## વલણ.

કથા અમૃતસ્વાદ અદ્ભુત, શ્રોતાજન સુણો ચિત્તધરી;
કહે દાસ ગીરધર સહુ ભાવ ધરીને, એકવાર બોલો શ્રીહરિ. ૩૩

## કડવું ૨ જું.

## રાગ રામગ્રી.

વૈશંપાયન બોલ્યા વાણી, સુણ જનમેજય રાય;
મહાભારત મધ્યે કહું ઉત્તમ, સભાપર્વની કથાય. ૧
તે મધ્યે રાજસૂયયજ્ઞ કર્યો, હતું રાય યુધિષ્ઠિર નામ;
તે સાંભળતાં પ્રાણી પામે, ધર્મ અર્થ મોક્ષ ને કામ. ૨
કૌરવે કપટ કરી ( ને ) પાંડવને, લાક્ષાગૃહમાં બાળ્યા;
સુરંગે થઇને નાઠા વનમાં, મહાદુઃખના દિન ગાળ્યા. ૩
( ત્યારે ) પંચાળ દેશમાં પ્રકટ થયા, રાય દ્રુપદકેરે ઘેર;
દ્રૌપદીને પરણી ઘેર આવ્યા, કરી મચ્છવેધની પેર. ૪

---

૩૧ માંહે–મેં જે પદબંધ પ્રાકૃત કથા કરી છે તેમાં. સંમત–સંમતિ. ૩૨ અમૃતસ્વાદ– અમૃત સરખા સ્વાદવાળી.

૧ રાગ રામગ્રી–ચોપાયાની દેશી. ( ૨૭ માત્રા; ૧-૫-૯-૧૩-૧૭-૨૧-૨૫ માત્રાએ તાળ ). ૨ તે મધ્યે ઇ૦—તે મધ્યે યુધિષ્ઠિર રાયે જે રાજસૂયયજ્ઞ કર્યો ( તેની કથા છે ). ધર્મ ઇ૦—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ કહેવાય છે.

૩ લાક્ષાગૃહમાં–લાખથી બનાવેલા ઘરમાં (વારણાવતી નામે નગરીમાં) જ્વાળાગ્રાહી પદાર્થો ભરીને આ મકાન બનાવ્યું હતું. સુરંગ–જમીનની અંદર ગુપ્ત માર્ગ ખોદી કાઢેલો હોય છે તે.

પછે ઇંદ્રિપ્રસ્થમાં પાંડવ પોતે, વાસ પૂરીને રહેતા;
દુર્યોધનથી રહી વેગળા, સુખ દુઃખ સરવે સે'તા. ૫
ત્યારે જોગ લેઇને અર્જુન ચાલ્યા, દ્વારિકાપુરમાં આવ્યા;
સૌભદ્રાનું હરણ કરીને, ઇંદ્રિપ્રસ્થમાં લાવ્યા. ૬
(પછે) દિવસ કેટલે કૃષ્ણ પધાર્યા, રાય યુધિષ્ઠિર મળિયા;
કુંતી દ્રૌપદી ભાવે ભેટચાં, વિયોગ સહુના ટળિયા. ૭
ઘણા દિવસ ગુણસાગર ગોવિંદ, રહ્યા પાંડવને ઘેર;
પારથનો રથ હાંકે પોતે, કરતા લીલાલહેર. ૮
તેણ સમે કાલિંદી પરણ્યા, સમરથ દેવ મુરારિ;
ત્યાર પછી ખાંડવવન બાળ્યું, પોતે ગાંડિવધારી. ૯
અગ્નિકેરૂં અજીર્ણ ટાળ્યું, સુખીઓ થયો અપાર;
ઇંદ્રિતણું વન ખાંડવ બાળ્યું, કારજ કીધું સાર. ૧૦
અજીર્ણ અગ્નિકેરૂં સાંભળી, સંદેહ ઉપન્યો મન;
( ત્યારે ) વૈશંપાયન પ્રત્યે પૂછે, જનમેજય રાજન. ૧૧
અજીર્ણ શું અગ્નિને તે કહો, એહ અસંભવિત વાત;
મહારમ્ય વન ઇંદ્રતણું તે, પ્રજાળ્યું કયમ સાક્ષાત. ૧૨
પછે ઇંદ્રે શું પરાક્રમ કર્યું તે, કથા કહો મુનિરાય;
મૂળથકી તે કહો વિસ્તારી, સંદેહ મનનો જાય. ૧૩
એવાં વચન સુણી મુનિ બોલ્યા, સુણ જનમેજય રાય;
અનલઉદરમાં થયું અજીરણ; તેની કહું કથાય. ૧૪
એક મરૂત્તરાજાએ યજ્ઞ કર્યો તેણે, આહુતિ આપી અપાર
તેથકી અજીરણ ઘણું ઉપન્યું, અગ્નિઉદર મોઝાર.

---

૫ ઇંદ્રિપ્રસ્થ—હાલ જ્યાં દીલ્લી શેહેર છે તે જગો પ
૬ જોગ લેઇને—સંન્યાસીને વેષે જઇને અર્જુને સુભદ્રાનું
થ ( પાર્થ )—પૃથા ( કુંતી ) નો પુત્ર અર્જુન. ૯ ખ
વન. રજપૂતાના અને લાહોરની વચ્ચે. ગાંડિ
ધારણ કરનાર.

૧૪ અનલ—અગ્નિ. ૧૫ મ

અતિ અજીરણ વાધ્યું ઉદરમાં, અગ્નિને થયું અસુખ;
દેવ મુનિવર સહુને પૂછ્યું, કોણે ન ટાળ્યું દુઃખ. ૧૬
એક સમે તેને નારદ મળિયા, કહી સહુ દુઃખની વાત;
ત્યારે વૈશ્વાનરની પ્રતે બોલ્યા, દેવઋષિ સાક્ષાત. ૧૭
ખાંડવ વનમાં ઘણી ઔષધિ તે જો ચરે તું આજ;
(પણ) તે વન તો છે ઇંદ્રતણું, માટે કોણે ન થાયે કાજ. ૧૮
(જો) અર્જુન પાસે જઇને જાચે, [તો] બાળે ખાંડવવંન;
સુરપતિ કોપ કરે નહિ ત્યારે (છે) અર્જુન ઇંદ્રનો તંન. ૧૯
એવું સાંભળી અગ્નિ ચાલ્યો, (તે) કૃષ્ણ અર્જુનપે આવ્યો;
પ્રાર્થના કરી અર્જુન જાચ્યો, વેષ વિપ્રનો લાવ્યો. ૨૦
(ત્યારે) અર્જુન કહે તમો માગો મુનિવર, જે માગો તે આપું;
પ્રાણલગી દેહ કરૂં સમર્પણ, દુખડાં સરવે કાપું. ૨૧
ત્યારે પ્રકટ રૂપ થઈ અગ્નિ બોલ્યો, દુઃખ ઘણું મુજ પેટ;
આ ખાંડવવનમાં ઘણી આષધિ ચરાવો મુજને નેટ. ૨૨
પારથ પ્રત્યે કહે પુરૂષોત્તમ, સાંભળ ગાંડિવપાણ;
પ્રજાળ વન એ ઇંદ્રતણું, તું મૂકયની અગ્નિબાણ. ૨૩
ત્યારે પાર્થે અગ્ન્યસ્ત્રમંત્ર ભણીને, બાણજ મૂક્યું ત્યાંહે;
તતક્ષણ તરૂ પરજળવા લાગ્યાં, હરખ્યો અનલમનમાંહે. ૨૪
રક્ષક નાઠા વનતણા તે, ગયા ઇંદ્રની પાસ;
વૃત્તાંત સરવે માંડી કહ્યું જે, પાર્થે પ્રેર્યો હુતાશ. ૨૫
શ્રીકૃષ્ણ પારથ સાથે છે, બે મળીને કીધું કામ;
(એવું) વચન સાંભળી શક્ર વિચારે, મૂકી મનની હામ. ૨૬

---

નર—અગ્નિ. દેવઋષિ—નારદ. ૧૮ ચરે—ખાય. ૧૯ સુરપતિ—
—પુત્ર. ૨૦ કૃષ્ણ અર્જુનપે—કૃષ્ણ અને અર્જુનની પાસ.

જતાં સુધી—પ્રાણ સહિત. ૨૩ ગાંડિવપાણ
ણિ—હાથ)માં છે એવો અર્જુન. ૨૪
પસ્ત્રને યોજવાનો મંત્ર. ૨૫ પ્રેર્યો—

પૂર્ણબ્રહ્મ સાક્ષાત હરિ એ, કાળરૂપ જેનો ક્રોધ;
એ પ્રભુ પ્રત્યે મેં નહિ ચાલે, શાને કરૂં વિરોધ. ૨૭
પેહેલાં મારો જાગ ભંગ કરી, ગોવર્ધન પૂજાવ્યો;
મેં અણસમજે સાત દિવસ, વ્રજ ઉપર ઘન વરસાવ્યો. ૨૮
ત્યારે મારો ગર્વ ઉતાર્યો, ધાર્યો ગોવર્ધન;
વ્રજવાસીની રક્ષા કીધી, એવા શ્રીભગવંન. ૨૯

તે પ્રભુ પારથ પાસે રહીને, બળાવ્યું મારૂં વન;
ઘટતું કારજ કરતા હશે, એ સમર્થ જગજીવન. ૩૦
એવો પ્રતાપ વિચારી પ્રભુનો, અમોઘ બળ મહિમાય;
સુરપતિએ ન ક્રોધ કર્યો, તું સુણ જનમેજય રાય. ૩૧
એ રીતે ખાંડવવન બાળ્યું, પૃથાપુત્રે પરમાણ;
અજીર્ણ ટાળ્યું અગ્નિકેરૂં, સાન્નિધ્ય શારંગપાણ. ૩૨
તે વનમાં એક દૈત્ય હતો, મયનામા તેનું નામ;
તે વેહ્‌જાતથી બળતો નાઠો, આવ્યો તેણે ઠામ. ૩૩

પાહિ પાહિ શરણાગતવત્સલ, શ્રીપતિ! દ્રૌપદી નાથ!
અભય કરો અવિનાશી મુજને, મસ્તક મૂકો હાથ. ૩૪

---

૨૭ મેં નહિ ચાલે–મારાથી ચલાશે નહિ–સામુ થવાશે નહિ. અથવા મેં–મારાથી-મારૂં નહિ ચાલે. ૨૮ જાગ–યજ્ઞ. ગોકુળમાં ઇંદ્ર યજ્ઞ કરવાનો ચાલ હતો તે બંધ કરી ગોવર્ધન પર્વતને બળિદાન આપવાનો રિવાજ કર્યો. ઘન–મેઘ.

૩૧ અમોઘ-મિથ્યા ન થાય એવો. સુરપતિએ–ઇંદ્રે. ૩૨ પૃથ... ત્રે –કુંતીપુત્ર અર્જુને. સાનિધ્ય (સાન્નિધ્ય)–પાસે હોવાપણું ... પાણ ૪૦—શારંગપાણિ (શાર્ઙ્ગ નામે ધનુષ્ય જેના હાથમાં ... સાન્નિધ્યમાં છતાં.

૩૩ મયનામા–મય નામે (મયનામા તેનું ... ની પુનરૂક્તિ છે.) વેહ્‌જાત–અગ્નિ. ૩૪ પા... શરણાગતવત્સલ–શરણે આવેલાનું રક્ષણ ... કૃષ્ણ! દ્રૌપદીનાથ! –હે અર્જુન! અ...

(ત્યારે) અર્જુને તેને અભય કર્યો, ને આપ્યું જીવિતદાન;
કપિધ્વજ આગળ કર જોડીને, ઊભો રહ્યો બળવાન. ૩૫

તમે મુને જીવાડયો માટે, પામ્યો સુખ અભિરામ;
હું સેવક છું તમારો સ્વામી, સોંપો મુને કંઈ કામ. ૩૬

ત્યારે કૃપાકરી કમળાપતિ બોલ્યા, સુણ મયનામાસુર;
એક સભા રચો પાંડવની સારૂ, શોભા સાગર પૂર. ૩૭

સુણ જનમેજય! કૃષ્ણે વિચાર્યું ભવિષ્ય આગળ જાણ;
પાંડવને ઘેર યજ્ઞ થશે જે, રાયસૂય નિરવાણ. ૩૮

(ત્યારે)દેશ દેશના રાય આવશે, યજ્ઞ વિષે નિરધાર;
(ત્યારે)સભા વિના કાંઈ શોભે નહિ, એ પાંડવનો દરબાર. ૩૯

સકળ રાયને બેસવા કારણ, જોઇએ સભા દિસમાન;
તે માટે મયનામા પ્રત્યે, આજ્ઞા કરી ભગવાન. ૪૦

(ત્યારે) આજ્ઞા શીશ ચઢાવી મયાસુર, હરખ્યો અંતર માંહે;
ભીમસેનને ગદા એક આપી, વજ્ર સરીખી ત્યાંહે. ૪૧

અર્જુનને એક શંખ આપ્યોદ દેવદત્ત જેનું નામ;
(તેનો) સ્વર સાંભળતાં શત્રુ કંપે, પળાય મૂકી ઠામ. ૪૨

પછે અભંગ રથ અગ્નિએ આપ્યો, અર્જુનને તેણી વાર;
ભાથા અક્ષય ભરિયા તે મધ્યે, શસ્ત્રતણો નહિ પાર. ૪૩

---

૩૫ કપિધ્વજ—વાનર (હનૂમાન) જેની ધજામાં છે એવો. અર્જુન જ્યારે યુદ્ધમાં જાય ત્યારે હનૂમાન તેની ધજા ઝાલીને રથના શિખર પાસે બેસતો.

અભિરામ—સારૂ (સુંદર). ૩૭ મયનામાસુર—હે મય નામે —પાંડવની સારૂ (પાંડવને માટે) શોભા સાગર પુર (શોભા ...) એક સભા રચો (બનાવો).

...માન)—તેજસ્વી. ૪૩ અભંગ—ભંગ ન થાય એ... ...રે એવા) ભાથા (બાણ ભરવાનું તોસ્તાન).

તે રથ બેશી કૃષ્ણ ને અર્જુન ઇંદ્રપ્રસ્થમાં આવ્યા;
અક્ષય ભાથા ને ગદા શંખ તે, સરવે સાથે લાવ્યા. ૪૪
પછે આજ્ઞા માગી કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારકા માંહે;
(હવે) મયનામાસુર કરતો હવો. તું સુણ જનમેજય ત્યાંહે. ૪૫
સભાનું સાહિત્ય લેવા ચાલ્યો, મયનામાતેણી વાર;
મેરૂતણે દક્ષિણ પાસે એક, માનસરોવર સાર. ૪૬
(ત્યાં) મયનામાકર પર્વત છે મોટો, હિમતણો નિરવાણ;
રાન હીરા ને મણિ માણેકની, અનેક ભરીછે ખાણ. ૪૭
તે ઠેકાણે લક્ષ્મિનારાયણે, તપ કર્યું ઘણાં વર્ષ;
(વળી) ભગીરથ રાજાએ તપ કીધું, જ્યાં માયાનો નહિ સ્પર્શ. ૪૮
ત્યાં બ્રહ્માએ ઘણા યજ્ઞ કર્યા, વળી ઇંદ્રે તપ કર્યું ત્યાંયે;
આઠ લક્ષ નિશાચર બળિયા, વિષ્ણુએ માર્યા ત્યાંયે. ૪૯
સંપત્તિ સર્વ નિશાચર કેરી, પડિયા ઓઘ અપાર;
(તે) મયનામા સહુ લાવ્યો, તત્ક્ષણ ઇંદ્રપ્રસ્થ મોઝાર. ૫૦
મણિગણ જાતિ નાના ભાતની, સ્ફટિક મરકત રત્ન;
મયનામા સહુ ત્યાંથી લાવ્યો, કરવા સભાનું જત્ન. ૫૧
સૂતપુરાણી કહેછે વાણી, સુણો શૌનક આદિ મુનેશ;
વૈશંપાયન કહે જનમેજય, સાંભળ પાંડુ નરેશ. ૫૨
સભાપર્વ ને સભાની રચના, વ્યાસે વખાણી અપાર;
કંઇ એક વર્ણન તેનું કરૂં છું, બુદ્ધિમાને વિસ્તાર. ૫૩

---

૪૬ સભાનું સાહિત્ય–સભા રચવાનો સામાન. માનસરોવર–માનસસરોવર. ૪૭ હિમ–બરફ. રાન ૯૦–તે પર્વતના રાનમાં. ૪૯ નિશાચર—રાક્ષસ.

૫૧ મણિગણ–મણિના જથા. નાના ભાતની–અનેક પ્રકારની. મ... એક જાતનું રાતા રંગનું રત્ન. જત્ન–રક્ષણ. સભાનું જત્ન કરવા –સભાને શણગારવા માટે. ૫૨ મુનેશ ( મુનીશ )–મુનિઓ... મુનિ. પાંડુ નરેશ–જનમેજયનું સમાનાર્થે વાચક.

૫૩ બુદ્ધિમાને–બુદ્ધિના માન ( માપ ) પ્ર... બુદ્ધિ છે તે પ્રમાણે વિસ્તાર કરૂંછું. ૫૪ પુણ્ય... નારૂં છે એવા–પાંડવ.

## વલણ.

બુદ્ધિમાને વિસ્તાર કહું છું, પાંડવનો મહિમાય રે;
પુણ્યશ્લોકની કથા સુણતાં, પાપી પાવન થાય રે. ૫૪

## કડવું ૩ જું.

## રાગ મારૂ.

વૈશંપાયન કહે સુણરાય, કહું સભાતણો મહિમાય;
મયનામા અસુરકુમાર, એ તો બ્રહ્મતણો અવતાર. ૧
માયાવી મહાચતુરસુજાણ, મનમાં કરતો નિરમાણ;—
શિલ્પ શાસ્ત્રતણી જે રીત, સભા આરંભી આણીને પ્રીત. ૨
ત્રૈલોકયમાં ના આવે તોલે, જોઈ દેવતાણાં મન ડોલે?
અષ્ટ આય તળીએ આરાધ્યા, જે શિલ્પ શાસ્ત્રમાં સાધ્યા. ૩
અષ્ટ દિગ્પાળ બળિયા જેહ, પાયામૂળમાં સ્થાપ્યા તેહ;
શિલા વિદ્રુમમણિની જાણ, તેણે પાયો પૂરી ઉંચો આણ્યો. ૪
ઉંચી ભૂમિ ચોરસ મોકળી, સ્ફાટિકની બાંધી તળી;
ચારે પાસે ચક્રાકાર, રામરંગ મણિની હાર. ૫
ફરતી સોનકુંભની આકૃતિ, તેની મધ્ય ચુની ઝળકતી;
ઇંદ્રનીલ મણિના હાથી, ઝળકે દંત હીરાના સાથી. ૬

---

૧ રાગ મારૂ—(હરેક ચરણમાં ચૌદ માત્રા અને ૩, ૭, ૧૧, એ માત્રાએ તાળ એમાં ઘણામાં ઘણી વીસ માત્રાઓ સુધી લાવી શકાય છે. પણ તે વધારાની માત્રાઓ લઘુ જેવી બોલાય છે ). અસુરકુમાર—અસુરનો પુત્ર.

૨ માયાવી—ઇંદ્રજાળ વગેરે માયા જાણનાર. નિરમાણ કરતો—શિલ્પશાસ્ત્રની રીત સાથે સંબંધ છે.

૩ અષ્ટ આય ઈ૦—આઠ આય ( સંપત્તિ આવવાના માર્ગ, અર્થાત્ વસુ) પાયામાં આરાધ્યા ( પૂજ્યા ). જે ઈ૦—જે આઠ વસુઓને શિલ્પ શાસ્ત્રમાંથી સિદ્ધ કરેલા છે.

૪ પાયામૂળમાં—પાયાના મૂળમાં. વિદ્રુમમણિ—પરવાળાં. ૫ મોકળી—મોટી. તળી—તળીઉં. ચક્રાકાર—ગોળ (વર્તુલ) આકારમાં.

૬ ... જેવી. ઇંદ્રનીલમણિ—એક જાતનો

ફરતી હસ્તીની હારો મચીઓ, તેની ઉપર મંડપ રચીઓ;
પદ્મરાગ મણિની કુંભી, ચારે પાસે મૂકી છે ઊભી. ૭
તેની ઉપર હીરાના સ્થંભ, ભરણાં નીલમણિ આરંભ;
નાખ્યા પાટડા કાંચન સાવ, જડયાં પીઢીઆં માણેક ભાવ. ૮
ગરૂડપાચુનાં પાટીઆં જડ્યાં, અન્યો અન્ય શોભા લેઇ અડયાં;
પીરોજાના ઉમરા સોહીએ, તેનું તેજ દેખી મન મોહીએ. ૯
ચોકઠાં બારસાખજ તણાં, પુષ્પરાગ મણિનાં ઘણાં;
રક્ત માણેક કેરાં કમાડ, શ્વેત ભીંતે સોનાનાં ઝાડ. ૧૦
ટોડા હીરાના ઝાક ઝમાળ, તેની ઉપર મોતીમરાળ;
ઈંદ્રનીલ મણિના મોર, મણિ સગર્વ કરતા સોર. ૧૧
ગરૂડપાચુ મણિના કીર, જોઇ મુનિવર મૂકે ધીર;
મણિ પૂતળીકેરી હાર, જાણું રતિતણો અવતાર. ૧૨
સભામાંહે જે કોઇ આવે, તેને હેત કરીને બોલાવે;
કોઇ નાચે વજાડે વીણા, કોઇ ગાન કરે સ્વર ઝીણા. ૧૩
ઘડિયાળ ઘડી થાય જ્યારે, પૂતળી જઇ ડંકો મારે;
ઉભા મણિતણા પ્રતિહાર, સભામાંહે ફરે છડીદાર. ૧૪
સ્થંભ હીરાના માંહે અભંગ, તેમાં ગર્જે મૂર્તિ નૃસિંહ;
એ પ્રમાણે મયાસુર કરણી, શારદા શેષ ના શકે વરણી. ૧૫
શોભે મંડપ ઉંચું શિખર, ઉપર નાચે કલાપી કીર;

---

૭ પદ્મરાગ મણિ—એક જાતનો રાતો મણિ. ભરણાં—થાંભલા ઉપર અને પાટડા નીચે જે મૂકવામાં આવે છે તે. ભરણાંનો આરંભ નીલમણિથી કર્યો હતો. નીલમણિ—ઇંદ્રનીલમણિ.

૮ સાવ—તમામ. માણેક ભાવ—ભાવથી માણેકનાં. ૯ ગરૂડપા[illegible] એક જાતનું રત્ન. ૧૦ પુષ્પરાગ મણિ—એક જાતનું રત્ન. રક્ત—[illegible]

૧૧ મોતીમરાળ—મોતીના હંસ. ઇંદ્રનીલ મ[illegible]—ઇંદ્રની[illegible] બનાવ્યા હતા તથા તે મણિ ગર્વ સહિત સોર કરતા હતા [illegible] મત કરી હતી ).

૧૨ ગરૂડપાચુ મ૦—એ જાતના મણિ[illegible] કોઇ પૂતળીઓ. ૧૫ અભંગ—આખા. [illegible] મતલબ છે. મયાસુર કરણી—મયાસુર[illegible]

કંચન કળશ ધ્વજાઓ ઝળકે, જાણું આભમાં વિદ્યુત ચળકે. ૧૬
મંડપ ઉપર કપિવર ફરતા, કુદે લાંગુલ ઉંચાં કરતા;
છજાં ગોખ જાળી ને બારી, કર્યાં ચિત્ર તે મિનાકારી. ૧૭
પૃથ્વીના રાજા જેટલા, ચિત્રામણમાં લખ્યા તેટલા;
જેવી આકૃતિ જેવાં રૂપ, તેવા આલેખ્યા પૃથ્વીભૂપ. ૧૮
નીલમણિનું વૈકુંઠ ધામ, વિષ્ણુ સહિત રમા અભિરામ;
હીરાનું કર્યું છે કૈલાસ, શિવ સહિત શિવાનો વાસ. ૧૯
પુષ્પરાગનું બ્રહ્મસદન, લોક સહિત થાયે દરશન;
ઇંદ્રિ અગ્નિ વરૂણ કુબેર, વાયુ નૈઋતિ ધર્મ સુમેર. ૨૦
જેવો વૈભવ આકૃતિ એવ, તેવા ચિતર્યા સર્વે દેવ;
ત્યહાં બેઠા દશે દિગપાળ, નિજ નગર સહિત લોકપાળ. ૨૧
નવગ્રહ ચીતરીઆ વ્યોમ, રવિ રાહુ મંગળ બુધ સોમ;
શની શુક્ર ગુરૂ ને કેતુ, તારા મંડળ બાંધી સેતુ. ૨૨
ચિતર્યા દશ અવતાર શ્રીહરિ, મચ્છ, કચ્છ, શૂકર, નરહરિ;
વામન, ભૃગુપતિ, રામ સ્વરૂપ, શ્રીકૃષ્ણ બ્રહ્માંડના ભૂપ. ૨૩
બુદ્ધ કલ્કી સહિત ચરિત્ર, મનમોહ પામે જોઇ ચિત્ર;
સપ્ત પાતાળ લોક સહિત, શેષ વાસુકી નાગ સુચિત્ત. ૨૪
શિવ વિષ્ણુ ને શક્તિ ચરિત્ર, તેનું કાઢ્યું અલૌકિક ચિત્ર;
સરોવર રચ્યું સભામોઝાર, સોમકાન્ત મણિનું સાર. ૨૫

---

૧૬ કલાપી—મોર. કીર—પોપટ. વિદ્યુત—વીજળી. ૧૭ કપિવર—મોટા વાનરો. (કૃત્રિમ). લાંગુલ—પૂંછડાં.

૧૮ આલેખ્યા—ચિતર્યા. ૧૯ રમા—લક્ષ્મી. અભિરામ—મનોહર. શિ-
ા—પાર્વતી. ૨૦ પુષ્પરાગ—પોખરાજ મણિ. બ્રહ્મસદન—બ્રહ્માનું ધામ. લોક
—બ્રહ્મલોક સહિત. વરૂણ—જળદેવતા. નૈઋતિ—એ નામે નૈઋત ખૂ-
ી દેવતા. ધર્મ—યમ. સુમેર—મેરૂપર્વત (મૂર્તિમાન).
ાળ (દિક્પાળ)—દિશાઓનું રક્ષણ કરનારા દેવો. ૨૨ વ્યોમ—
ાંધી સેતુ—સેતુ બાંધીને. અર્થાત્ આકાશ ગંગા ચીતરી

હરિ (નૃસિંહ). ભૃગુપતિ—પરશુરામ. ૨૪ સુ-
ચિત્રવાળા. ૨૫ સોમકાન્ત—ચંદ્રકાંત. એ
માંથી પાણી નીકળે છે.

મણિ સ્ફાટિકનાં સોપાન, જળ નિર્મળ સુગંધવાન;
હેમ કમળ સુગંધી કુંજે, નીલમણિના ખટપદ ગુંજે. ૨૬
હીરાના મચ્છ માંહે ઉછળે, કચ્છપ કર પદ મસ્તક ચલે;
કાશ્મીરની બતકો ફરતી, જળ ઉપર મચ્છને ચરતી. ૨૭
ઊષ્ણ જળનો કુંડ એક સાર, બાંધ્યો પુષ્કર મણિનો અપાર;
તેમાં સ્નાન કરે જન જેહ, થાય નિર્મળ તેની દેહ. ૨૮
સ્ફાટિકની ભૂમિ સાર, જાણો જળ ભરિયું નિરધાર;
તેની પાસે આવે જન જ્યારે, વસ્ત્ર ઉંચાં ઝાલે ત્યારે. ૨૯
તેની આગળ ભરિયું જળ, તે દેખાય ભૂમિનું સ્થળ;
જન આવે ધશ્યા જેટલે, પાણીમાંહે પડે તેટલે. ૩૦
ત્યારે હસે સભાના જન, લાજ પામે તેનું મન;
એવી અદ્ભુત રચના બંધ, જ્યાં ભૂલ્યો દુર્યોધન અંધ. ૩૧
છે કાશ્મીર કેરી ભીંત, ન જણાય જવાની રીત;
બારણું છે હીરાનાં કમાડ, તેહેની જોવામાં નથી આડ. ૩૨
જ્યારે ચઢવા સભામાં જાય, ત્યારે ભીંતોમાંહે અફળાય;
સભામાંહે જતાં જન ભૂલે, માંહે બેસ તે નર ફૂલે. ૩૩
ત્રિભુવનની સુંદરતા જેટલી, સભામાંહે દિસે તેટલી;
એકવાર સભા જોઈ જેણે, આખું બ્રહ્માંડ જોયું તેણે. ૩૪
શિવ બ્રહ્માને મન આશ, વિષ્ણુ વાસવ ઇચ્છે વાસ;
શોભા વાણીએ નવ કહેવાય, નેત્ર વાણી વિના અકળાય. ૩૫

---

૨૬ સોપાન—પગથીઆં. હેમ ઈ૦—સોનાનાં સુગંધવાળાં કમળના કુંજમાં (ઘટામાં) નીલમણિના ખટપદ (ભમરા) ગુંજે (ગુન્જારવ) કરતા હતા (એવો દેખાવ કર્યો હતો.)

૨૭ કચ્છપ ઈ૦—એવા કચ્છપ કે જેના કર, પદ (પગ) ચલે (હાલે). કાસ્મીર—એક જાતનું ચંદન. ૩૨ કાસ્મીર—ચં

૩૫ વાસવ—ઇંદ્ર. નેત્ર ઈ૦—નેત્રને વાણી (વા
કળાય છે. કેમકે જે જે નેત્ર જુએ તે તે મુખ
કહેનાર જૂદો હોવાથી બરાબર કહેવાતું નથી
બરાબર કહે.

સ્વર્ગ મૃત્યુ ને પાતાળ માંહે, એવી સભા ન દીઠી ક્યાંહે;
શોભાસાગર તેજ પ્રત્યક્ષ, જોનારનાં બૂડે ચક્ષ. ૩૬
લીપી ભીંત કસ્તુરીની ગારે, બ્હેકે મલિયાગર મણિ દ્વારે;
છાંટ્યો મારગ ચંદન જળે, વેર્યાં પુષ્પ સુગંધ ઊછળે. ૩૭
સભામાંહે સિંહાસન સાર, ગાદી તકિયા દુલીચા અપાર;
બાંધ્યા મખમલકેરા વિતાન, ભરગચ્છીમાં રાતે વાન. ૩૮
જરી ઝાલર ઝુમતાં વાળી, ફરતી મુક્તાફળની જાળી;
તેજ બિંબ મણિગણજાત, નવ જાણું દિવસ ને રાત. ૩૯
કોટિ સૂરજ તેજ પ્રકાશ, કોટિ વિદ્યુત ચંદ્ર વિલાસ;
વિધિ વિશ્વકર્મા જોઈ ભૂલે, નથી ઉપમા કો અનુકૂળે. ૪૦
રચી અદ્ભુત એવી સભાય, મય લાવ્યો ધર્મને પાય;
સભા જોઈને હરખ્યા ધર્મ, ધન્ય ધન્ય મયાસુર [illegible]. ૪૧
પાંચે પાંડવ આનંદ પામ્યા, સભા નિરખીને દુઃખ વિરામ્યા;
માગી આજ્ઞા યુધિષ્ઠિર પાસ, મયનામા ગયો નિજ વાસ. ૪૨

## વલણ.

આજ્ઞા માગી યુધિષ્ઠિરની, મયનામા ત્યાંથી જાય રે;
પાંડવ મન હરખ્યા ઘણું, તે દેખી દિવ્ય સભાય રે. ૪૩

---

૩૬ શોભાસાગર—શોભાનો દરીઓ. તેમાં જોનારનાં ચક્ષ (ચક્ષુ)—નેત્ર બુડે છે—તેમાં નજર એકાગ્ર થાય છે. ૩૮ દુલીચા-ગલેફ (?). વિતાન—ચંદરવા. ભરગચ્છી—સોના કસબથી વણેલું રેશમી કપડું. રાતે વાન—રાતા વર્ણ-વાન—વર્ણ—રંગ).

૩૯—મણિના ગણ (સમૂહ) ની જાત (ઉપજેલા) તે જાતથી દિવસ અને રાત કોઇ જાણે નહિ.

—કોટિ સૂરજ સમાન તેજનો પ્રકાશ તથા કોટિ વિદ્યુત [illegible] (શોભા) જેવી હોય તેવી શોભા તથા પ્રકાશ [illegible]—દેવના શિલ્પી. નથી ૪૦—કોઇ ઉપમા તેને [illegible] છે નહિ—જડતી નથી.

# કડવું ૪ થું.

## રાગ સામેરી ચોપાઇ.

સભા જોઇ હરખ્યા ધર્મરાય, મયનામાને કર્યો વિદાય;
એક લક્ષ બ્રાહ્મણ નોતરી, વાસ્તુ પૂજા વિધિએ કરી. ૧
તેણે સમે તે બ્રહ્મકુમાર, નારદ આવ્યા સભામોઝાર;
પૂજ્યા પાંડવે વિધિ વિસ્તરી, મુનિ બેસાડ્યા આદર કરી. ૨
અજાતશત્રુ બોલ્યા વાણ, સુણીએ મુનિવર ચતુરસુજાણ;
કર જોડીને પૂછું અમો, આવી સભા કાંઇ દીઠી તમો. ૩
(ત્યારે)નારદ કહે (સુણો) યુધિષ્ઠિર રાય,આ વિના છે વળી પંચ સભાય;
ઇંદ્ર વરૂણ કુબેર યમરાય, બ્રહ્મસભા એ પંચ કહેવાય. ૪
તેની શોભાનું કરૂં વર્ણન, સાંભળ હો યુધિષ્ઠિર રાજન;
ઇંદ્રસભા શોભાની ભરી, શત યોજન પહોળી વિસ્તરી. ૫
નભચુંબિત છે મણિના થંભ, શાતકુંભનાં તળવટ આરંભ;
સૂર્ય સમાન કાન્તિ તેતણી, રાત દિવસ નવ જાયે ગણી. ૬
ક્ષુધા તૃષા નહિ મૃત્યુ રોગ, મનવાંચ્છિત જન પામે ભોગ;
શોક ને મોહ વિજોગજ નહીં, પુણ્યવાન તે પામે સહી. ૭
સિંહાસન ઉપર શચીપતિ, અનેક દેવ બેઠા મહામતિ;
અપ્સરા નૃત્ય કરંતી ફરે, ગાંધર્વ કિન્નર ગાનજ કરે. ૮

---

૧ રાગ સામેરી ચોપાઈ–ચોપાઇના તાલથી ગવાય છે. વાસ્તુપૂજા વિ૦—વાસ્તુ નામે ગૃહદેવતાનું વિધિથી પૂજન કર્યું. તે કર્યા પછી નવું ઘર વાસ કરવાને યોગ્ય થાય છે એવો વાસ્તુશાસ્ત્રમાં ઉલ્લેખ છે.

૨ બ્રહ્મકુમાર–બ્રહ્માના પુત્ર–નારદ. વિધિ વિસ્તરી–વિધિના વિસ્તારથી. ૩ અજાતશત્રુ–જેનો કોઈ શત્રુ નથી એવા (યુધિષ્ઠિર). ૬ નભચુંબિત—આકાશને ચુંબન કરનારા અર્થાત્ આકાશમાં પોહોચેલા. શાતકુંભના—સોનાના. તળવટ–થાંભલા ઉપર પાટડા હોય છે તે. કે ઉમરા? ૭ તે–ઇંદ્રસભા. ૮ શચીપતિ–ઇંદ્ર.

બીજી સભા યમરાજાતણી, તે ઇંદ્ર સભાથી ઓપે ઘણી;
તેનો શત યોજન વિસ્તાર, જાંબૂનદ મણિ જડિત્ર પ્રકાર. ૯
ત્યાંહાં બેઠા મોટા ઋષિરાય, ધર્મસભામાં ન્યાયાન્યાય;
સગર ભગીરથ દશરથ રાય, પ્રિયવ્રત આદ બેઠા સભાય. ૧૦
(હવે) ત્રીજી સભા વરૂણની કહું, દિવ્ય કાંચન મુક્તાફળ બહુ;
સહસ્ર ચંદ્રના સરખું તેજ, શીતળ પુષ્પ સુગંધી હેજ. ૧૧
જરા મૃત્યુ શોક નહિ રોગ, મહત્ પુણ્ય જન ભોગવે ભોગ;
સકળ નાગ ત્યાં રહે છે સહી. સાત સમુદ્ર સ્વરૂપે તહીં. ૧૨
કૃષ્ણા ગોદાવરી ભાગીરથી. કાલિંદી વૃંદા ભીમરથી;
તાપી પયોષ્ણી રેવા સરસ્વતી. સાવિત્રી કાવેરી ગોમતી. ૧૩
સરયૂ આદ સરિતા મહી, રૂપ ધરી ત્યહાં રહેછે સહી;
તીર્થ માત્ર ત્યાં રહે છે મળી, મૂર્ત્તિમંત અષ્ટનદ વળી. ૧૪
દશ લક્ષ જાતિ જળચર ફરે, વરૂણતણી ત્યાં સેવા કરે;
હવે કુબેર સભાનું કરૂં વખાણ; સો યોજન વિસ્તાર પ્રમાણ. ૧૫
કાંચનકેરી ભૂમિ જ્યહાં, વિદ્યુતવર્ણ શોભા છે ત્યહાં:
અષ્ટમહાસિદ્ધ નવે નિધ જેહ, મૂર્ત્તિમંત ફરે છે તેહ. ૧૬
સકળ પૃથ્વીનો ધનભંડાર, અખંડ સમૃદ્ધિ અપરમપાર;

---

૯ જાંબૂનદ–સોનું. ૧૦ ન્યાયાન્યાય–ન્યાય અને અન્યાયની તુલના થાય છે–નિર્ણય બને છે. ૧૧ હેજ–ભીનાશ. શીતળ અને સુગંધી પુષ્પની ભિનાશ.

૧૨ મહતપુણ્ય—મોટા પુણ્યવાળા. ભોગ—સુખ વૈભવ. સ્વરૂપે–મૂર્ત્તિમાન થઇને. ૧૩ ભાગીરથી—ગંગા. કાલિંદી–યમુના. વૃંદા–એ નામની નદી. ભીમરથી, પયોષ્ણી—એ નામની નદીઓ.

૧૪ અષ્ટનદ —મેરૂમાંથી નીકળતી આઠ નદીઓ. ૧૬ વિદ્યુતવર્ણ–વીજળીના જેવી કાંતિવાળી. અષ્ટમહાસિદ્ધ—આઠ મોટી સિદ્ધિઓ–અણિમા વગેરે. નવે નિધ—નવનિધિ–પદ્મ વગેરે.

ગંધર્વ કિન્નર યક્ષ અપાર, રક્ષા કરે કુબેરભંડાર. ૧૭
કોટિ ગણ સહિત બેઠા શિવરાય, મેરૂ હિમાચળ આદિસભાય;
રાક્ષસ સહિત વિભીષણ એવ, કુબેરકેરી કરતા સેવ. ૧૮
(હવે) બ્રહ્માકેરી પંચમી સભા, કોટિ સૂર્યના જેવી પ્રભા;
સભાતણી સુંદરતા જેહ, સૂર્યે જોવાતી નથી તેહ. ૧૯
તેત્રીસ કોટિ જે દેવતા, કિંકર થઇ વિધિને સેવતા;
રૂદ્ર એકાદશ દ્વાદશ રવિ, કરજોડી ઉભા વિધિને સ્તવી. ૨૦
અમૃત જળ સર ભરિયું ઘણું, કલ્પવૃક્ષ વન તરૂવર તણું;
વિધિ સેવામાં દેવ સંલગ્ન, બ્રહ્માનંદમાં સર્વે મગ્ન. ૨૧
વરૂણ કુબેર અગ્નિ યમ ઇંદ્રિ, સેવા કરતા સૂરજ ચંદ્ર;
ત્રિલોક શોભાનો ભંડાર, શેષનાગ નવ પામે પાર. ૨૨
તેજપુંજ સિંહાસન વિષે, કમળાસન ત્યાં બેઠા સુખે;
સનકાદિક આવે સુત એવ, માનસ પુત્ર કરતા સેવ. ૨૩
વેદઘોષ કરતા મુનિજન અનેક ઋષિ બેઠા પાવન;
પંચમહાભૂત ત્રિગુણ પંચ પ્રાણ, દશ ઇંદ્રિય અંતઃકરણ વાણ. ૨૪

---

૧૭ ગંધર્વ, કિન્નર, યક્ષ–એ જાતના દેવો. ૧૮ ગણ–શિવના સેવકો. મેરૂ, હિમાચળ––મૂર્તિમાન મેરૂ અને હિમાચળ આદિ સભામાં બેઠા છે.

૧૯ પ્રભા–કાંતિ–તેજ. સૂર્યે જોવાતી નથી–(અતિ તેજને લીધે) **અતિશયોક્તિ.** ૨૦ કિંકર–સેવક. વિધિ–બ્રહ્મા. એકાદશ રૂદ્ર–મૃગવ્યાધ, સર્પ, નિર્ઋતિ, અજૈકપાત્, અહિર્બુધ્ન્ય, પિનાકી, દહન, ઈશ્વર, કપાલિ, મહાદ્યુતિ, અને ભર્ગ. દ્વાદશ રવિ–ધાતા, મિત્ર, અર્યમા, શક્ર, વરૂણ, અંશુમાન્, ભગ, વિવસ્વાન્, પૂષા, સવિતા, ત્વષ્ટા, અને વિષ્ણુ.

૨૧ સંલગ્ન–આસક્ત. ૨૨ ત્રિલોક ઇ૦–ત્રણ લોકની શોભાનો ભંડાર—ત્રણ લોકની શોભા એક ઠામે.

૨૩ કમળાસન—બ્રહ્મા. એવ—નિશ્ચય. માનસ—મનથી ઉત્પન્ન થયેલા સનકાદિક ( સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર ).

૨૪ વેદઘોષ–વેદનો ધ્વનિ. પંચ મહાભૂત–પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ. ત્રિગુણ—સત્વ, રજ, તમ. પંચપ્રાણ–પ્રાણ, અપાન, સમાન, ઉદાન,

તત્વ સકળ મહદાદિક જંત, સેવા કરે ગુણ મૂર્ત્તિમંત;
સપ્ત કોટિ સ્વરૂપે મંત્ર, છંદ રહસ્ય બીજ તે તંત્ર. ૨૫
ચાર વેદ ખટશાસ્ત્ર પ્રમાણ, મર્ત્તિમંત અઢાર પુરાણ;
ચૌદ વિદ્યા ચોસઠકળા, ગાયત્રી મૂર્ત્તિ નિર્મળા. ૨૬

---

બ્યાન. દશઇંદ્રિય—શ્રોત્ર ( કાન ), ત્વચા, ચક્ષુ, જીવ્હા, ઘ્રાણ ( નાક ) તથા હાથ, પગ, મુખ, પાયુ ( ગુદ ), ઉપસ્થ (મૂત્રદ્વાર ). અંતઃકરણ—મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર. વાણ—વાણી ( સરસ્વતી ).

૨૫ તત્વ સકળ—ઉપર કહ્યાં તે પંચ ભૂત વગેરે. મહદાદિક જંત—મહત્ અહંકાર, વગેરે જંત ( જીવો ) ગુણ—શબ્દ, સ્પર્શ વગેરે ગુણો પણ મૂર્ત્તિમાન થઇને સેવા કરે છે. મંત્ર ( વેદના ). છંદ—પિંગલાદિ આચાર્યે કહેલા. રહસ્ય—રહસ્ય નામના ગ્રંથો. બીજ—અક્ષર, ( મંત્રના અક્ષર ). તંત્ર—એ નામના ગ્રંથો.

૨૬ ચાર વેદ-ઋગ્, યજુસ્, સામ, અથર્વણ. ખટશાસ્ત્ર—વૈશેષિક, ન્યાય, મીમાંસા, વેદાંત, સાંખ્ય, યોગ. અઢાર પુરાણ—બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, પદ્મપુરાણ, સ્કંદપુરાણ, વામનપુરાણ, મત્સ્યપુરાણ, વરાહપુરાણ, અગ્નિપુરાણ, કૂર્મપુરાણ, માર્કંડેયપુરાણ, બ્રહ્માંડપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, ભવિષ્યોત્તરપુરાણ, નારદપુરાણ, ગરૂડપુરાણ, ભાગવત. ચૌદવિદ્યા—શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદઃશાસ્ત્ર, જ્યોતિષ્ય, એ છ વેદનાં અંગ છે, ચાર વેદ પ્રસિદ્ધ છે, મીમાંસાશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને પુરાણ એવી રીતે ચૌદ વિદ્યાઓ છે.ચોસઠ કળા—૧ ગીત. ૨ વાદ્ય. ૩ નૃત્ય ૪ નાટ્ય. ૫ આલેખ્ય ( ચિત્ર ). ૬ વિશેષકચ્છેદ્ય (ટીલાં ટપકાં કરવાની કળા ). ૭ તંદુલ અને કુસુમના બલિનો પ્રકાર. ૮ ફુલની શૈય્યા રચવી. ૯ દાંત અને લુગડાંને રંગવાની કળા. ૧૦ મણિભૂમિકા કર્મ ( નંગ જડવાની કળા ). ૧૧ શયન રચન (બીછાનાની રચના ). ૧૨ ઉદકવાદ્ય ( પાણીનું વાજું વગાડવાની કળા ). ૧૩ પાણી ઉરાડવાની ક્રિયા. ૧૪ ચિત્રકળા. ૧૫ હારગુંથવાની કળા. ૧૬ તોરા પહેરાવવાની કળા. ૧૭ નેપથ્યયોગ. ૧૮ મુખ ઉપર ચિત્ર કાઢવાની કળા. ૧૯ સુગંધયુક્તિ ૨૦ ઘરેણાં પહેરાવવાની કળા. ૨૧ ઇંદ્રજાળ બતાવવાની ક્રિયા. ૨૨ કૌતુમાર યોગ. ૨૩ હસ્તલાઘવ્ય. ૨૪ નાનાપ્રકારનાં ભોજન બનાવવાની ક્રિયા. ૨૫ નાનાપ્રકારના પીવાના પદાર્થ બનાવવાની ક્રિયા. ૨૬ સોયનીકળા. ૨૭

દયા ક્ષમા ધૃતિ શાન્તિ એવે, કરૂણા મુદિતા કરતાં સેવ;
વરસ માસ દિવસ ઘટી જેહ, નક્ષત્ર વાર લગ્ન શુભ તેહ. ૨૭
મહાકલ્પ ને કલ્પ પ્રમાણ, ઋતુ સંવત્સર મૂર્ત્તિ જાણ;
મરૂત્ પિતૃગણ આદિત્યવસુ, યક્ષ રક્ષ ગુહ્યક રૂદ્રશુ. ૨૮

---

સૂત્રક્રિડા. ૨૮ સમસ્યાઓ. ૨૯ પ્રતિમાલા. ૩૦ દુર્વચકયોગ. ૩૧ પુસ્તકવાંચન. ૩૨ નાટક આખ્યાયિકા દર્શન. ૩૩ કાવ્ય સમસ્યા પૂરણ. ૩૪ પટા ખેલવા વગેરે. ૩૫ તર્કકર્મ. ૩૬ તક્ષણ ( ખરાદીના કામની કળા ). ૩૭ વાસ્તુવિદ્યા. ૩૮ રૂપિયા અને રત્નની પરીક્ષા. ૩૯ ધાતુવાદ. ૪૦ મણિના રંગનું જ્ઞાન. ૪૧ ખાણનું જ્ઞાન. ૪૨ વૃક્ષ આયુર્વેદની યોજના. ૪૩ બકરો, કુકડા અને લાવરાંને લઢાવવાની કળા. ૪૪ મેનાપોપટને ભણાવવાની કળા. ૪૫ ઉત્સાદન કળા. ૪૬ કેશ ઓળવાની ક્રિયા. ૪૭ અક્ષરમુષ્ટિકા કથન ૪૮ મ્લેચ્છના કુતર્કની કલ્પના. ૪૯ દેશભાષાનું જ્ઞાન. ૫૦ ફૂલની ગાડીનું જ્ઞાન. ૫૧ યંત્રમાતૃ ધારણમાતૃકા. ૫૨ સંવાચ્ય. ૫૩ માનસિકકાવ્ય ક્રિયા. ૫૪ અભિધાન કોશ. ૫૫ છંદનું જ્ઞાન. ૫૬ ક્રિયાવિકલ્પ. ૫૭ છળ કરવાની કળા. ૫૮ વસ્ત્ર ગોપન કળા. ૫૯ જૂગટું રમવાની કળા. ૬૦ આકર્ષક્રિડા. ૬૧ છોકરાંનાં રમકડાંની કળા. ૬૨ રથ હાંકવાની કળા. ૬૩ વૈજયિકની કળા. ૬૪ ભાટની વિદ્યાનું જ્ઞાન.

૨૭ ધૃતિ—સંતોષ. કરૂણા—કૃપા. મુદિતા—યોગશાસ્ત્રમાં કહેલી એક હર્ષ યુકત મનોવૃત્તિ. લગ્ન—જે સંક્રાંતિમાં સૂર્યોદય થાય તે સંક્રાંતિના નામનું લગ્ન દિવસ ઉગતાં બેસે છે. પછી બીજે દિવસ ઉગતાં સુધીમાં અનુક્રમે બાર રાશિઓનાં બાર લગ્ન થઇ જાયછે ( સૂર્યોદય અને રાશિનો યોગ ).

૨૮ મહાકલ્પ—બ્રહ્માના એક વર્ષ જેટલો કાળ. કલ્પ—બ્રહ્માના એક દિવસ જેટલો કાળ. ( બે હજાર ચોકડી—ચોયુગી ). સંવત્સર—વર્ષ. મૂર્ત્તિ ૯૦—એ બધાં દેહધારી થઇને બ્રહ્માને સેવતાં હતાં. મરૂત—એ નામના દેવો. પિતૃગણ—પિતૃઓનો સમૂહ. આદિત્ય—બાર સૂર્ય. વસુ—એ નામના દેવ. એ આઠ છે;—ધર, ધ્રુવ, સોમ, અનહ, અનિલ, અનલ, પ્રત્યૂષ, પ્રભાત. એ તેમનાં નામ છે. યક્ષ અને રક્ષ— યક્ષ અને રાક્ષસો, એ નામના દેવ. એમની ઉત્પત્તિ વિષે પુરાણોમાં લખ્યું છે કે બ્રહ્મદેવે કેટલાક પ્રાણી ઉત્પન્ન કર્યા તેમણે પૂછયું કે ' અમે શું કરીએ ?' બ્રહ્માએ કહ્યું કે ' रक्षध्वं ' ' રક્ષણ કરો.' તે ઉપરથી કેટલાકે કહ્યું કે

લક્ષ્મી સહિત નારાયણ દેવ, ઉમયા સહિત બેઠા મહાદેવ;
ગણ સહિત બેઠા ગણપતિ, ઇઠ્યાસી સહસ્ર ઋષિ મહામતિ. ૨૯
જેટલો સૃષ્ટિનો આકાર, તે સરવે વિધિ સભા મોઝાર;
મહાપુણ્યવાન પ્રાણી હોય જેહ, બ્રહ્મ સભામાં જાયે તેહ. ૩૦
પરસ્ત્રી જાણે માત સમાન, પરધનને જાણે પાષાણ;
પરનિંદા શમણે નવ કરે, સત્યલોકમાં તે સંચરે. ૩૧
આખો જન્મ સત્ય પાળ્યું હોય, વેદરત બ્રહ્મચર્ય વ્રત સોય;
કપટ રહિત ઉપકારજ કરે, સત્યલોકમાં તે સંચરે. ૩૨
સત્ય સહિત સેવ્યા હોય સંત, ગૌબ્રાહ્મણ પૂજા મહાનંત;
પ્રયાગમાં દેહ ત્યાગજ કરે, સત્યલોકમાં તે સંચરે. ૩૩
અનન્યભાવે ગુરૂને ભજે, કામ ક્રોધ મોહ મત્સર તજે;
પરમારથમાં ધન વાવરે, સત્ય લોકમાં તે સંચરે. ૩૪
આપે અન્ન સદાવ્રત કરી, પરબ મંડાવે પાણી ભરી;
માત પિતાની સેવા કરે, સત્યલોકમાં તે સંચરે. ૩૫
દુર્બળને ધન આપે ઘણું, સ્મરણ કરે શ્રીકેશવતણું;
શાંત દાંત તપસ્વી જેહ, બ્રહ્મલોકને પામે તેહ. ૩૬
નારદ કહે સુણો યુધિષ્ઠિર રાય, એ વિસ્તારી કહી પંચ સભાય;
જેવી પાંચ દેવની પ્રભા, તેવી તમારી છઠ્ઠી સભા. ૩૭
વચન સાંભળી નારદતણું, યુધિષ્ઠિર રાજા હરખ્યા ઘણું;
એમ વિખાણ સભાનું માન, નારદ પામ્યા અંતરધાન. ૩૮

---

'यक्षामः—અમે પૂજીએ છીએ, તે યક્ષ કહેવાયા. અને કેટલાકે કહ્યું કે 'रक्षामः—અમે રક્ષણ કરીએ છીએ! તે રક્ષ (રાક્ષસ) કહેવાયા. ગુહ્યક—એક જાતના દેવ—કુબેરના સેવક. રૂદ્ર—એક જાતના દેવ. એમની સંખ્યા અગિયાર છે (પાછળ કહેલી છે).

૩૨ વેદરત—વેદાભ્યાસમાં પ્રીતિવાળો. ૩૩ મહાનંત—મોટી અને અનંત. ૩૪ અનન્યભાવે—બીજાનો આશ્રય ન રાખીને. પરમારથ (પરમાર્થ). મોટો અર્થ (પરોકાર).

૩૬ દાંત—ઇંદ્રિયોનું દમન કરનાર. ૩૭ પ્રભા—કાંતિ. ૩૮ માન—વૈશંપાયન જનમેજયને કહેછે કે તું એ વિખાણ (વખાણ) માન—પ્રમાણ કર. અંતર્ધાન પામ્યા—અદર્શ થયા.

## વલણ.

નારદ અંતરધ્યાન પામ્યા, ગયા બ્રહ્મસદન રે;
સભાતણી શોભા નિરખીને, પાંડવ હરખ્યા મન રે. ૩૯

## કડવું ૫ મું.

## રાગ સામેરી.

વૈશંપાયન બોલિયા, તું સુણ જનમેજય રાય રે;
ઇંદ્રપ્રસ્થમાં પાંડવ રહ્યા તેના, દિવસ સુખમાં જાય રે. ૧
સુભદ્રા ને દ્રૌપદી સેવે, કુંતીજીના ચર્ણ;
નિજ ધર્મ પાંડવ પાળતા, જેને વહાલા અશરણશરણ. ૨
એક સમે બ્રહ્માપુત્ર નારદ, આનંદમય ગતશોક;
હરિગુણ ગાતા વીણા વાતા, આવિયા યમલોક. ૩
સન્માન કરીને સૂર્યપુત્રે. પૂજ્યા નારદ દેવ;
સિંહાસન ઉપર બેસાડી, કરી યથાવિધિ સેવ. ૪
યમરાજકેરી સભામાં બેઠા, હતા પાંડુરાય;
તેજપુંજ દિઠા નારદ ઋષિએ, અધિક તન શોભાય. ૫
ત્યારે નારદ પ્રત્યે બોલિયા, પાંડુરાય જોડી પાણ;
સ્વામી કહું એક વિનતિ તે, સાંભળો નિરવાણ. ૬
મૃત્યુલોકમાં જાઓ તમો, મમ પુત્રકેરી પાસ;
એક સંદેશો છે માહરો તે, કહેજો કરી પ્રકાશ. ૭
રાજસૂયયજ્ઞ કરો તમો, પંચ પુત્ર છો બળવાન;
તો ઇંદ્ર પાસે બેસાડે મુને, સભામાં દેઇ માન. ૮
માને ઘણું યમરાય મુજને, યાંહાં નથી દુઃખ લગાર;

---

૩૯ બ્રહ્મસદન—બ્રહ્માનું ધામ.

૧ રાગ સામેરી.-( ૨૪ અથવા ઘણામાં ઘણી ૨૭ માત્રા. ૧-૪-૮-૧૧-૧૫-૧૮-૨૨ અથવા ૧-૫-૯-૧૩-૧૭-૨૧-૨૫ એ માત્રાએ તાળ. અને ગુરૂ લઘુ ). ૩ ગતશોક—શોક વગરના. ૪ સૂર્યપુત્ર—યમ.

૫ તેજપુંજ—તેજના ઢગલા જેવા —અતિ તેજસ્વી. ૬ પ્રત્યે—પ્રતિ ( સામે ). પાણ ( પાણિ —હાથ ).

પણ જીવકેરી યાતના, જોવી પડે છે અપાર. ૯
રાજસૂયયજ્ઞ કરે યુધિષ્ઠિર, તો માને શચીપતિ ભૂપ;
અધિકારી ઇંદ્રસભાતણો હું, થાઉં સુખ અનુરૂપ. ૧૦
ત્યારે નારદ કહે હો પાંડુ રાજા, સત્ય માનજો સાક્ષાત;
હું શક્રપ્રસ્થે જાઉં છું, તમ પુત્રને કહું વાત. ૧૧
એવું કહીને ત્યાંથી ઊડ્યા, મુનિ બ્રહ્મકુમાર;
હસ્તિનાપુર ભણી પધાર્યા, તે ગાતા હરિગુણ સાર. ૧૨
પૃથ્વી ઉપર ઉતર્યા, કર વીણા ગ્રહી તત્કાળ;
ગૌરવર્ણ જેવા ચંદ્રમા, શિર જટામુકુટ વિશાળ. ૧૩
યજ્ઞોપવીત ઉત્તરીય અંબર. ઉજ્વળ પટ પરિધાન;
જાણે ક્ષીરસાગર વિષે ધોયા, દિસે નિર્મળ વાન. ૧૪
દ્વાદશ તિલક કટિમેખળા, પદપાદુકા અતિ સાર;
દિવ્ય ગંધ ચંદન અંગ, કંઠે પુષ્પકેરા હાર. ૧૫
એવા દેવગણના પૂજેલા, નારદ મુનિ મહારાજ;
તે ઇંદ્રપ્રસ્થે પધાર્યા, કરવા પરમારથ કાજ. ૧૬
ત્યારે યુધિષ્ઠિર ઉભા થયા, કર જોડી લાગ્યા પાય;
સિંહાસન ઉપર બેસારી, પૂજિયા ઋષિરાય. ૧૭

---

૯ યાંહાં—અહીં (યમ લોકમાં). યાતના—દુઃખ ભોગ (નરકમાં જીવો જે દુઃખ ભોગવે છે તેને યમયાતના અથવા નરકયાતના કહેછે).

૧૦ શચીપતિ—ઇંદ્ર. સુખ અનુરૂપ—તો તે સુખ મને અનુરૂપ (જોઇએ તેવું—યથા યોગ્ય) છે. ૧૧ સાક્ષાત—પ્રત્યક્ષ. શક્રપ્રસ્થ—ઇંદ્રપ્રસ્થ.

૧૨ બ્રહ્મકુમાર—બ્રહ્માના પુત્ર—નારદ મુનિ. ૧૩ જટામુકુટ—જટારૂપી મુકુટ. ૧૪ યજ્ઞોપવીત—જનોઇ. ઉત્તરિય અંબર—ઉપરણાનું વસ્ત્ર. ઉજ્વળ ઇ૦—તેણે ઉજ્વળ (ઊજળું) પટ (વસ્ત્ર) પરિધાન કર્યું હતું (પેહેર્યું હતું). ક્ષીરસાગર—દૂધનો સમુદ્ર. વાન—વર્ણ (રંગ). **ઉત્પ્રેક્ષાલંકાર.**

૧૫ દ્વાદશ તિલક—બાર જગોએ ટીલાં. (કપાળ, હૃદય, ગળું, બે ખભા, બે બાહુ, બે કૂખો, પેટ, પીઠ, માથું, એ બાર સ્થાન). કટિમેખળા—કેડે પેહેરવાનું આભૂષણ. પદપાદુકા—પગે પાવડીઓ.

ઘણી સ્તુતિ કરી સંતોષિયા, વળી વિનય વચન અનંત;
આજ ભાગ્ય મોટું માહરૂં, જે મળ્યા મુનિ મહંત. ૧૮
મહારાજ ક્યાંથી પધાર્યા, તે કહો મુજને વાત;
ત્યારે નારદ કહે હું સ્વર્ગમાંથી, આવ્યો છું સાક્ષાત. ૧૯
યમસભામાંહે હું ગયો ત્યહાં, બેઠા પાંડુરાજ;
તેણે સંદેશો મુજને કહ્યો તે, કહેવા આવ્યો આજ. ૨૦
યજ્ઞ કરે જો યુધિષ્ઠિર, રાજસૂય જેનું નામ;
તે પુણ્યના પ્રતાપથી, દે ઇંદ્ર આદર માન. ૨૧
યમરાય માને મુજને, સહુ વાતનું છે સુખ;
પણ નરક કુંડે જીવનું, જોવું પડે છે દુઃખ. ૨૨
એમ કહાવ્યું છે તમ પિતાએ, સુણો યુધિષ્ઠિર મહારાજ;
તમો પ્રતાપી પુત્ર છો માટે, કરો વહેલું કાજ. ૨૩
એવું કહી નારદ ઉર્ધ્વ મારગ, ચાલિયા તત્કાળ;
રાય ચિંતામાં પડ્યા, જે યુધિષ્ઠિર મહીપાળ. ૨૪

## વલણ.

યુધિષ્ઠિર મહીપાળ બેઠા, કરે ચિંતા ત્યાંય રે;
આજ્ઞા પાળવી પિતાની, એમ વિચારે મન માંય રે. ૨૫

## કડવું ૬ ઠું.

## રાગ વેરાડીની ચોપાઈ.

પાંડુ રાજાનો સંદેશો સાંભળી, યુધિષ્ઠિર મન વિચારે વળી;
અર્જુન ભીમ નકુળ સહદેવ, રાયે પાસે તેડ્યા તતખેવ. ૧

---

૧૮ વળી ઈ૦—વળી અનંત વિનયયુક્ત વચન કહ્યાં. "વદી વિનય વચન અનંત" એમ હોય તો ઠીક. ૨૪ ઊર્ધ્વ માર્ગે—આકાશ માર્ગે. મહીપાળ—પૃથ્વીને પાળનાર.

૧ રાગવેરાડીની ચોપાઇ—માપ માત્રા મેળ ચોપાઇ જેવું છે. તાળ તે-પ્રમાણેજ છે. કોઈ જગોએ ૧-૪-૯-૧૩ એ પ્રમાણે તાળ આવેછે. છેવટે ગુરૂ લઘુ કે લઘુ ગુરૂ આવેછે.

બંધુવ પ્રત્યે કહી સહુ વાત, હવે શું કરવું મારા ભ્રાત;
જો પિતાની આજ્ઞા નિષ્ફળ જશે, તો આપણો મોટો અનરથ થશે. ૨
પુત્ર ન પાળે પિતાનું વચન, તે જંતુ જાણવા મૂરખ તન;
તેનું ધર્મ દાન તપ તેજ વિચાર, સત્ય દયા ને ક્ષમા આચાર. ૩
તે સર્વે મિથ્યા ગયું સહી, પિતાવચન જેણે પાળ્યું નહીં;
તે પૃથ્વીને મિથ્યા ભારજ કરે, (એવા) અભાગી પુત્ર શાને અવતરે. ૪
પિતુવચને ત્રાસ પામી રહે, કુવચન માતાને જે કહે;
જે સદ્ગુરૂકેરો દ્વેષજ કરે, તે પ્રાણી નરકે સંચરે. ૫
જે સતપુરૂષની નિંદા આચરે, બ્રાહ્મણનું અપમાનજ કરે;
વાદ કરે વિદ્યાને બળે, પરનારી દેખી મન ચળે. ૬
હાંસી કરે હરિભકતજનતણી, તે પાપી અલ્પ આયુષના ધણી;
તીર્થ ક્ષેત્ર ગુરૂ શાસ્ત્રપ્રમાણ, નિંદે સુધર્મ ને વેદ પુરાણ. ૭
પરપીડા પરહિંસા કરે, તે પ્રાણી નરકે સંચરે;
જે હરિજન સાધુ શુચિ નિર્દોષ, તેને વિષે આરોપે દોષ. ૮
સદ્ગ્રંથ મહાપુરૂષે કર્યા ઘણા, અર્થ કુતર્ક કહાડે તે તણા;
જે ધન વિદ્યામાં ઉન્મત્ત, તે અધોગતિ પામે અવગત. ૯

---

૨ અનરથ (અનર્થ) – બિગાડ-હાનિ (પિતાની આજ્ઞા ન પાળવા રૂપ). ૩ જંતુ–પ્રાણી. તે પ્રાણીને મૂર્ખ તન (તનય–પુત્ર) જાણવા. અથવા તે મૂર્ખ પુત્રને જંતુ જેવા જાણવા. ૫ પિતુવચને (પિતૃવચને)–પિતાના વચનથી.

૭ અલ્પ આયુષના ધણી—થોડો કાળ જીવે. તીર્થ ઈ૦—તીર્થ (ગંગાદિ), ક્ષેત્ર (પુષ્કરાદિ), ગુરૂ (વલ્લભ શંકરાદિ), અને શાસ્ત્રનાં પ્રમાણ તેમજ સુધર્મ, વેદ, તથા પુરાણ એ સર્વને જે નિંદે. ૮ શુચિ–પવિત્ર.

૯ અર્થ કુતર્ક–કુતર્ક કરીને તેમાંથી અર્થ કાઢે જેમ, "शरीरेजर्जरीभूते-व्याधिग्रस्तेकलेवरे । औषधंजान्हवीतोयंवैद्योनारायणोहरिः" જ્યારે શરીર જીર્ણ થાય અને દેહ વ્યાધિથી ગ્રસ્ત થાય ત્યારે માત્ર ગંગાજળ એજ ઔષધ છે અને નારાયણ હરિ એજ વૈદ્ય છે." અર્થાત્ તેવે વખતે બીજા ઉપચાર ન કરતાં ઈશ્વરમાં ચિત્ત રાખવું એજ શ્રેષ્ઠ છે, એમ કહેવાનો અભિપ્રાય છે. તેનો એવો અર્થ કહે કે "જ્યારે શરીર જીર્ણ થાય અને કલેવર વ્યાધિગ્રસ્ત થાય ત્યારે સઘળાં (મદ્યમાંસાદિયુક્ત) ઔષધને ગંગાજળ સમાન ગણી વાપરવાં અને મ્લે-

તપસ્વીકેરી ચેષ્ટા કરે, હરિહરની નિંદા આચરે;
ભક્તિપંથનો કરે ઉચ્છેદ, કુપંથ દંભને સ્થાપે વેદ. ૧૦
વચન દુરૂક્તિ બોલે આળ, તે પ્રાણી મહાપાપી ચંડાળ;
જે રૂપતણું આણે અભિમાન, મોટા પુરૂષનું કરે અપમાન. ૧૧
શબ સમાન તે પ્રાણી પ્રેત, (જેને) હરિભક્ત ઉપર નહિ હેત;
શ્વાન શુકર ખર ને માંઝાર, તેથી નીચ તેનો અવતાર. ૧૨
માટે પિતૃવચન પાળો સર્વથા, એમ બંધુને યુધિષ્ઠિર કહે કથા;
પિતાતણું પાળવા વચન, શ્રીરામે સેવ્યું દારૂણ વન. ૧૩
માત પિતાની કાવડ કરી, શ્રવણે તીર્થ કરાવ્યાં ફરી;
કરો ઉદ્યમ ભાઈ સર્વે મળી, જ્યમ પિતાતણું દુઃખ જાયે ટળી. ૧૪
પાંડુરાયે કહાવ્યું'તું જેહ, નારદ કહી ગયા મુજને તેહ;
તે મેં તમ આગળ કહી કથા, કરો વિચાર ભાઇ સર્વથા. ૧૫
યુધિષ્ઠિરનાં એવાં સુણી વચન, બોલ્યા વૃકોદર ને અર્જુન;
અરે ભાઇ એ મોટું કામ, યજ્ઞરાજસૂય જેનું નામ. ૧૬
વરૂણે યજ્ઞ કર્યો નિરધાર, બીજો ચંદ્રે કરિયો સાર;
ઘણા રાય મોટા થઇ ગયા, એ બે વિણ યજ્ઞ કોઈએ નવ થયા. ૧૭

---

ચ્છ ચાંડાલાદિ ગમે તે વૈદ્યને નારાયણ હરિ જેવા માનીને તેની પાસે ચિકિત્સા કરાવવી " તો કુતર્ક કરીને અર્થ કાઢ્યો કહેવાય. જૂદા જૂદા મતવાળાઓએ વેદના મહાવાક્યના અને શ્રુતિઓના એવાજ અર્થ કાઢીને ઘણા ગ્રંથો લખ્યા છે. અધોગતિ–નીચી ( નરક ) ગતિ. અવગત–અવગતિયા થઇને.

૧૦ ઉચ્છેદ–નાશ. વેદ–નિશ્ચય. ૧૧ દુરૂક્તિ–નઠારૂં વચન. જેને દુરૂક્તિ કહે છે એવું વચન બોલે. એમ અન્વય કરવાથી પુનરૂક્તિ નહિ રહે.

૧૨ શબ ઇ૦–તે પ્રાણીને શબ અને પ્રેત સમાન જાણવું ( પ્રેત–અવગતિયું ). શુકર–ભૂંડ. માંઝાર–બિલાડો. યુધિષ્ઠિર એ પ્રમાણે પોતાના ભાઇઓને ઉપદેશ કરીને ઉપસંહાર કરે છે: માટે ઇ૦–સ્પષ્ટ છે.

૧૩ પિતૃવચન પાળનારનું દૃષ્ટાંત આપે છે. પિતાતણું ઇ૦—સ્પષ્ટ છે. દારૂણ–કઠણ. ૧૪ ફરી–રખડીને. ૧૬ વૃકોદર–ભીમ.

પૃથ્વીના રાજા જેટલા, જીતવા યુદ્ધ કરી તેટલા;
દ્રવ્ય સંપત્તિ જોઇએ ઘણી, સામગ્રી જે યજ્ઞજ તણી. ૧૮
કઠણ કામ એ ત્યારે થાય, જો સન્મુખ હોયે જદુરાય;
વસુદેવ કુમાર, દ્વારિકાધીશ, જગદ્‌ગુરૂ, કમળાપતિ ઈશ. ૧૯
પૂર્ણબ્રહ્મ હરિ, જગદાધાર, આપણે છે તેનો આધાર;
દૂત મોકલી તેડાવો હરિ, લખો પત્ર દ્વારિકાપુરી. ૨૦
એવો સર્વે કરી સંકેત, લખ્યો પત્ર આણીને હેત;
સ્વસ્તિશ્રી દ્વારિકાપુર પાવન, જગતપતિ શ્રીજગજીવન. ૨૧
ઇંદ્રપ્રસ્થ રહેવાનો ઠામ, પાંડવ ધર્મ કરે પરણામ;
લખ્યાતણું કારણ છે નાથ, કરૂં વિનંતિ જોડી હાથ. ૨૨
પાંડુરાય રહ્યા યમધામ, નારદ સાથે કહાવ્યું કામ;
રાજસૂયયજ્ઞ કરો નિર્દોષ, તો મુજને થાયે સંતોષ. ૨૩
ઇંદ્રસભામાં આદર થાય, પાસે બેસાડે સુરપતિ રાય;
કરો પુત્ર એ વેહેલું કામ, કહાવ્યું છે એમ સુણજો શ્યામ! ૨૪
માટે અમો લખ્યું છે અત્ર, વેહેલા આવજો વાંચી પત્ર;
પિતાતણી આજ્ઞા મન વશી, અમને સૂઝ પડે નહિ કશી. ૨૫
સદા તમો પાળો છો લાડ, અમો રંક શો માનું પાડ;
કામ સફળ થાયે રઘુનાથ. જો તમો આવીને ઝાલો હાથ. ૨૬
અમથી કશું સરે નહિ કાજ. માટે વેહેલા આવજો શ્રીમહારાજ;
લખી વિનંતિ રાયે ઘણી, ચાલ્યો દૂત દ્વારિકા ભણી. ૨૭

## વલણ.

દૂત ચાલ્યો દ્વારિકા, જ્યાં વિરાજે શ્રીજદુરાય રે;
હવે દ્વારિકાની કહું કથા, તે સાંભળતાં સુખ થાય રે. ૨૮

---

૧૯ સન્મુખ—અનુકૂળ. જદુરાય. વસુદેવકુમાર, દ્વારિકાધીશ, જગતગુરૂ કમળા ( લક્ષ્મી ) પતિ. ઈશ, પૂર્ણબ્રહ્મ, હરિ, જગદાધાર ( જગત્+આધાર ) એ બધાં કૃષ્ણનાં વિશેષણ છે.

૨૬ રઘુનાથ—રામચંદ્ર અને કૃષ્ણ વસ્તુતઃ એકજ હોવાથી કૃષ્ણને રઘુનાથ કહ્યા છે.

# કડવું ૭ મું.

## રાગ ગોડી.

એક સમે શ્રીકૃષ્ણજી, સૂતા શ્રીગોપાળ;<br>
શય્યામાં રજની વિષે, થયો ઓખા કાળ. એક સમે૦ ૧<br>
કલરવ કુરકુર બોલતા, સુણતી સહુ પટરાણી;<br>
હેતે હરિને સેવતાં, પોતે રૂક્મિણિ રાણી. એક સમે૦ ૨<br>
પિંજરના પક્ષી સહુ, બોલે મધુરી વાણે;<br>
હર્ષે હરિને જગાવતા, બંદીજન જાણે. એક સમે૦ ૩<br>
વાયુ વહે મંદારના, હરિમંદિર પાસ;<br>
જાગ્યા ખગ જલપે ઘણું, લેતા તરૂવર વાસ. એક સમે૦ ૪<br>
બ્રાહ્મીમુહૂર્તને વિષે, ઉઠી બેઠા ઇશ;<br>
આચારી વારી પછે, સ્પરશું જુગદીશ. એક સમે૦ ૫<br>
આતમચિંતન આચર્યું, સ્થિર અંતઃકર્ણ;<br>
બ્રહ્મપરાત્પરે ચિંતવ્યું, યોગી રહે જેને શર્ણ. એક સમે૦ ૬<br>
એક, અનંત, અપાર જે, પોતે પરબ્રહ્મ;

---

૧ રાગગોડી—૪, `, ૫; ૨, ૪, ૩. એ પ્રમાણે બાવીશ માત્રા છે. ૧, ૫, ૯ એ પેહેલા ત્રીજામાં અને ૪. ૮ એ બીજા ચોથામાં તાળ. છેવટ બહુધા લઘુ જોઈએ; પણ કેટલીક જગોએ ગુરૂ આણેછે ત્યારે ત્રેવીશ માત્રા થાયછે. ઓખા કાળ ( ઉષા—પ્રભાત )—સવારનો વખત.

૨ કલરવ—કલ ( મધુર અને અસ્પષ્ટ )+રવ ( અવાજ ). કુકુર—કૂકડા. ૩ બંદીજન ઈ૦— પાંજરાના પક્ષીઓ મધુરી વાણીથી બોલતા હતા, તે જાણે બંદીજન હર્ષથી હરિને જગાવતા હોય તેમ લાગતું હતું.

૪ મંદારના—મંદાર નામે પુષ્પવૃક્ષના વાસ યુક્ત. ખગ—પક્ષી. જલપે—બોલે. લેતા ઈ૦—વૃક્ષમાં વાસ લેતા ( ઝાડ ઉપર બેસતા ).

૫ બ્રાહ્મીમુહૂર્ત—પાછલી ચાર ઘડી રાત રહે તે વેળાને બ્રાહ્મમુહૂર્ત કહેછે. ૬ આતમચિંતન ( આત્મચિંતન ) — આત્માનું ચિંતન. એ પોતેજ સહુના આત્મા રૂપ છે તો તેમણે કોનું ચિંતવન કર્યું ? તો કહેછે કેઃ—બ્રહ્મપરાત્પરે—પરથી પર જે બ્રહ્મ તેને વિષે મન સ્થિર કરીને તેનું ચિંતવન કર્યું.

નિર્મળ નિત્ય નિમિત્ત જે, સહુનું ગત કર્મ. એક સમે૦ ૭
એ રીતે બ્રહ્મ ઉપાસના, કરીઉઠ્યા ઇશ;
નિર્મળ જળ નાં'યા યથા વિધિએ જુગદીશ. એક સમે૦ ૮
ધૌત વસ્ત્ર અંગે ધર્યું, બીજું પહેર્યું પર્મ;
આસનવાળી આચર્યા, સંધ્યા[દિક] ષટ્ કર્મ. એક સમે૦ ૯
હોમ હુતાશનમાં કર્યા, હુતદ્રવ્ય મુરારિ;
બ્રહ્મજાપ જપતા હવા, સ્વયં મુનિવ્રતધારી. એક સમે૦ ૧૦
અર્ક ઉદય એવે થયો, તે જાણી પ્રશંસ;
દેવ ઋષિ પિતૃ તરપિયા, જે પોતાના અંશ. એક સમે૦ ૧૧
વૃદ્ધ વિપ્રની પૂજા કરી, હરિ આતમવાન;
ધન્ય ધરાસુરને, કર્યાં ધેનુનાં દાન. એક સમે૦ ૧૨
સુરભિનાં સોને મઢ્યાં, તેહ સુંદર શૃંગ;
સાધુ ગણી મુક્તા તણી, માળા ધારી અંગ. એક સમે૦ ૧૩
પ્રથમ પ્રસૂતા પયવતી, વત્સકેરી માત;
ઉત્તમ અંબર ઓઢવા, રૂપાખુર ધાત. એક સમે૦ ૧૪

---

૭ નિર્મળ ઈ૦—જેનાં નિત્ય અને નિમિત્ત કર્મ નિર્મળ છે, અથવા જે નિત્ય રૂપે અને નૈમિત્તિક રૂપે નિર્મળ છે. સહુ ઈ૦—સહુનું નિત્ય નૈમિત્તિક કર્મ જેને વિષે ગત થયું છે – જેને પ્રાપ્ત થાય છે.

૯ ધૌત–ધોયેલું. આસનવાળી–વિધિ પુરઃસર આસન ઉપર બેશીને. આચર્યાં–કર્યાં. સંધ્યાદિક ષટ્ ( છ ) કર્મ–स्नानंसंध्याजपोयज्ञवैश्वदेवोसुरार्चनम्" સ્નાન, સંધ્યા, જપ, બ્રહ્મયજ્ઞ, વૈશ્વદેવ, દેવપૂજન.

૧૦ હુતાશન–અગ્નિ. હુતદ્રવ્ય(ના)-હોમવાના પદાર્થોનો. બ્રહ્મજાપ --ગાયત્રી જપ અથવા પ્રણવનો જપ. સ્વયં–પોતે. મુનિવ્રત–મુખેથી ન બોલવાનું વ્રત.

૧૧ અર્ક–સૂર્ય. પ્રશંસ–વખાણવા જેવા. દેવ ઈ૦—(તર્પણ નામે નિત્યકર્મ કરતી વખતે). પોતાના ઈ૦—(પોતે પરમેશ્વર છે માટે). ૧૨ આત્મવાન્–જ્ઞાની. ધન્ય–પવિત્ર. ધરાસુર–બ્રાહ્મણ.

૧૩ સુરભિ ગાય. સાધુ–સારી. મુક્તા–મોતી. ૧૪ પ્રથમ પ્રસૂતા–પ્રથમ વીઆયલી. પયવતી--(પયસ્વતી) દૂઝણી, વત્સકેરીમાત–વાછડીવાળી. અંબર–વસ્ત્ર. રૂપા ઈ૦—ખુર ( ખરી ) માં રૂપાની ધાત ( ધાતુ ) મઢેલી

ક્ષીરોદક મૃગચર્મ ને, તિલ આપે સાથ;
બ્રાહ્મણને કર્ણે તથા, હસ્ત મુદ્રા હાથ. એક સમે૦ ૧૫
ધેનુને વળી વિપ્રને, સુરને નિરધાર;
વૃદ્ધ ગુરૂ સહુ ભૂતને, કીધો નમસ્કાર. એક સમે૦ ૧૬
મંગળ વસ્તુતણો પછે, કીધો હરિએ સ્પર્શ;
લોક વિભૂષણ આતમા, શોભિયા ઉત્કર્ષ. એક સમે૦ ૧૭
વસ્ત્ર વિભૂષણ વિઠલે, પહેર્યા બહુ પેર;
અંગ વિલેપન માલિકા, બેઠા નિજ ઘેર. એક સમે૦ ૧૮
પછે આદર્શે નિજ આતમા, અવલોકયો ઈશ;
ગો વૃષ વાડવ દેવતા, પૂજિયા જગદીશ. એક સમે૦ ૧૯
ચાર વરણની કામના, પૂરે જગદીશ;
સંતોષી સહુ લોકને, હરખ્યા છે ઈશ. એક સમે૦ ૨૦
પહેલાં ભોજન વિપ્રને, આપ્યાં અનુકૂળ;
અરચા લેપન હર્ષશું, આપિયાં તાંબૂળ. એક સમે૦ ૨૧
પોતાના પરિવારને, પીરસાવી પહેલાં;
વળતા વિઠલજી સ્વયં, આરોગ્યા વહેલાં. એક સમે૦ ૨૨
સારથીએ એવે સમે, રથ રાખ્યો બહાર;

---

એવી. ક્ષીરોદક ઈ૦—ક્ષીરોદક, મૃગચર્મ, તિલ ( તલ ), વગેરે ગાયના દાનની સાથે આપે.

૧૫ મુદ્રા—વીંટી. ભૂત–પ્રાણી વગેરે. ૧૭ મંગળવસ્તુ–ગાય, વિપ્ર ચંદન, ઈ૦. લોક ઈ૦—લોકના વિભૂષણ ( અલંકાર ) રૂપ અને આત્મા રૂપ હરિ ઉત્કર્ષથી શોભ્યા. ૧૮ વિલેપન– ( ચંદનનાં ). માલિકા–માળા–હાર.

૧૯ આદર્શ–આરસી. નિજ આતમા ( આત્મા )–પોતાનો દેહ. અવલોકયો–જોયો. ઈશ–હરિ. બુદ્ધિ રૂપી આરસીમાં ચૈતન્ય રૂપી આત્મ સ્વરૂપ જોયું એમ પણ સમજાવવાનો કવિનો અભિપ્રાય જણાય છે. ગો–ગાય. વૃષ–બળદ. વાડવ–બ્રાહ્મણ. દેવતા–દેવ.

૨૧ અરચા—કપાળમાં ચંદન ચોપડવું તે [ મૂળ, ( अर्च् પૂજવું ) તે પરથી કપાળમાં આંગળાંવડે ચંદન ચોઢવાના અર્થમાં અર્ચા શબ્દ રૂઢ થયેલો છે.] ૨૨ સ્વયં–પોતે.

સુગ્રીવાદિક શોભતા, હય જોડયા ચાર. એક સમે૦ ૨૩
સારથીએ શ્રીકૃષ્ણને, કીધો પ્રણામ;
તેનો પાણિ ગ્રહણ કરી, રથ બેઠા શ્યામ. એક સમે૦ ૨૪
સાત્યકિ ઉદ્ધવ સંગતી બેઠા બળવાન;
પૂરવ અદ્રિ ઉપરે, જ્યમ ઉગે ભાણુ. એક સમે૦ ૨૫
અંતઃપુરની અંગના, હરિને હેતે જોતી;
હાસ્ય કરંતા નિસર્યા, હરતા મનમોતી. એક સમે૦ ૨૬
આગળ પાછળ ઇશિને, [ બહુ ] યોધ્ધ પળાય;
એમ સુધર્મા સભાવિષે, પ્રવેશ્યા જદુરાય. એક સમે૦ ૨૭
શ્રીહરિ બેઠા તે સમે, શોભા થઇ ઘણેરી;
જેમાં પ્રવેશ્યા પછી, ના રહે ખટ વેરી. એક સમે૦ ૨૮
તેહ સભા સિંહાસને. બેઠા હરિ રાજે;
પોતાને તેજે કરી, દિશા તિમિર ભાજે. એક સમે૦ ૨૯
નરસિંહ સરખા જાદવે, વીંટયા ચોપાસ;
જાણે તારામંડળી. મધ્ય ચંદ્ર પ્રકાશ. એક સમે૦ ૩૦
નાટક રાગ કરે બહુ, હરિ આગળ રાચે;
નાના તાંડવ આચરે, નૃત્યકી બહુ નાચે. એક સમે૦ ૩૧
વેણા મુરજ મૃદંગ ને, મધ્ય મોરલી વાજે;
તાળતણી તીખી ધ્વનિ ઘણું ગાન વિરાજે. એક સમે૦ ૩૨

---

૨૩ સુગ્રીવાદિક–સુગ્રીવ વગેરે. શૈબ્ય, સુગ્રીવ, બલાહક, વગેરે નામના ચાર ઘોડા કૃષ્ણને રથે જોડવામાં આવતા હતા.

૨૫ સંગતી–સાથે. રથમાં બેઠેલા કૃષ્ણની ઉત્પ્રેક્ષા કરેછે; પૂરવ ઈ૦–પૂરવ ( પૂર્વ ) અદ્રિ ( પર્વત–અર્થાત્ ઉદયાચળ પર્વત ) ઉપર જેમ ભાણુ ( સૂર્ય ) ઊગે, તેવા તે શોભતા હતા.

૨૬ મનમોતી–મન રૂપી મોતી. ૨૭ સુધર્મા–કૃષ્ણની સભાનું નામ. ૨૮ ખટ વેરી ( ૭ શત્રુ )–કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર. ૨૯ તિમિર–અંધકાર. ૩૦ નરસિંહ સરખા–નરમાં સિંહ સરખા ( કૃષ્ણ અથવા જાદવોનું વિશેષણ ).

૩૧ નાના–ભાત ભાતનાં. તાંડવ એ જાતનાં નૃત્ય. ૩૨ મુરજ–એ નામનું વાદ્ય. તીખી—તીક્ષ્ણ—તીણી.

માગધ બંદી બોલતા, નૃપકીર્ત્તિ નામ;
એમ કરી સંતોષતા, સહુ સુંદરશ્યામ. એક સમે૦ ૩૩
સુણ પરીક્ષિત શ્રીકૃષ્ણનું, કહ્યું એ નિત્યકર્મ;
દિન દિન પ્રત્યે આચરે, હરિ એવો ધર્મ. એક સમે૦ ૩૪

## વલણ.

ધર્મધુરંધર બેઠા સિંહાસન, પોતે શ્રીજદુરાય રે;
તેણે સમે એક દૂત આવ્યો, તેની કહું કથાય રે. ૩૫

## કડવું ૮ મું.

### રાગ આશાવરી.

વૈશંપાયન કહે કથા, સુણ પરીક્ષિત રાજકુમાર;
દ્વારિકાની સભામાં ત્યહાં, થઇ રહ્યો થૈકાર. ૧
એવે સમે એક દૂત આવ્યો, પરદેશથી વેગે કરી;
પ્રતિહારે આવી કહ્યું સભામાં, ( જ્યાં ) બેઠા પોતે શ્રીહરિ. ૨
જરાસંધે ઝાલ્યા છે જે, સહસ્ત્ર બાવીશ ભૂપતિ;
સરવે મળીને દૂત પ્રેર્યો, કરવા હરિની વિનતિ. ૩
જરાસંધના દિગ્વિજયમાં, નમ્યા નહિ નૃપ ત્યાંય;
તેણે નાના વિધનાં બંધન કરીને, ઘાલ્યા ગિરિવ્રજમાંય. ૪
તે દૂતે આવી પ્રણામ કીધો, નમ્યો વારંવાર;
ભગવાન આગળ ભૂપનું, દુઃખ નિવેદ્યું નિરધાર. ૫
દૂત કહે હરિ સાંભળો, ભૂપે કહ્યું છે એવ;

---

૩૩ માગધ—ભાટ ચારણો. બંદી—સ્તુતિ. ( बन्द् ઉપરથી ). માગધો બંદી બોલતા. અથવા માગધો અને બંદી ( જન )-સ્તુતિ પાઠ—નૃપની કીર્ત્તિ અને નામ ( નામના ) બોલતા હતા. ૩૫ ધર્મધુરંધર- ધર્મ રૂપી ધુર ( ધૂસરીને) ધર (ધરનાર).

૧ રાગ આશાવરી-( ૩ , ૪, ૩. ૪, ૩, ૪, ૩, ૨ ) એ પ્રમાણે માત્રાઓ અને વિરામ ઘણી જગોએ દેખાય છે.

૨ પ્રતિહારે-દ્વારપાળે. ૩ પ્રેર્યો- મોકલ્યો. ૪ ગિરિવ્રજ- પર્વતના સમુદાયમાં-જેની ચારે પાસે પર્વતો હોય એવા કેદખાનામાં.

શ્રીકૃષ્ણજી પરમાતમા, (છે) ભીડભંજન દેવ. ૬
તારે શરણ અમો થયા, કરો સહાય સુંદરશ્યામ;
જરાસંધના ભયથકી, મૂકાવો અભિરામ ! ૭
ઘણું રાજમદમાતા અમો, કરતા બહુ કુકર્મ;
તમારૂં દર્શન દોહલું, આવર્યા સહુ રજધર્મ. ૮
જીવતવ્યની આશાવડે, સંસાર બળિયો અતિઘણો;
અમો વારંવાર તુને નમું, છેદો પાશ એ આશાતણો. ૯
પ્રભુ ધર્મહિત અવતાર લીધો, લીલા ગુણ વિસ્તારવા;
ભક્તનું પ્રતિપાલન કરવા, દુષ્ટને સંહારવા. ૧૦
હરિ તમારાં પદકમળ તજીને, અન્ય સુકૃત જે કરે;
ભક્તિવિના જે ભાવ બીજા, કેવળ શ્રમ તેને ઉગરે. ૧૧
સંસાર સ્વપ્નના સરીખો, સુખ ભોગ રાજ્યાસનતણું;
આજ તે થયું વશ પારકે, અમો પામિયા દુઃખ અતિઘણું ! ૧૨
સેવકને સુખ દે ઘણું, તારા ચરણપંકજ ઇશ;
માટે મૂકાવો માગધથકી, હવે માર્ણ આવ્યું શીશ. ૧૩
દશ સહસ્ર હાથીતણું બળ, એ માંહે છે નિરધાર;
એવો જરાસંધ એકલો, તેણે ઝાલ્યા ભૂપ અપાર. ૧૪

---

૬ એવ–નિશ્ચય. ભૂપ–ભૂપોએ ભીડભંજન–સંકટ ભાગે એવા. ૭ અભિરામ–હે મનોહર ! ૮ રાજમદમાતા–રાજના મદથી મત્ત થયેલા. આવર્યા ઇ૦—સહુ રજધર્મ (રજો ગુણના ધર્મ)થી આવર્યા (ઢાંક્યા–ઢંકાયલા) અમો.

૯ જીવતવ્ય ઇ૦— જીવિતવ્ય (જીવતર)ની આશાવડે અતિ ઘણો બળિયો સંસાર (જન્મ મરણ ધર્મ) અમને વળગ્યો છે (અધ્યાહાર). પાશ-ફાંસો–બંધન.

૧૦ ધર્મહિત–ધર્મને અર્થે. ૧૧ સુકૃત–સારાં કર્મ. ભાવ–યજ્ઞાદિ કર્મ વગેરેના ભાવ. કેવળ ઇ૦—તેને કેવળ શ્રમ માત્રજ ઊગરે છે–શ્રમ માત્રજ બદલામાં મળે છે !

૧૨ સુખ રાજ્યાસનનું સુખ અને ભોગ તે પણ સ્વપ્ન સરખુંજ છે. અને તે પણ આજ પારકે (જરાસંધને) વશ થયું છે !

૧૩ માગધ–મગધ (દક્ષિણ બાહાર પ્રાંત) દેશનો રાજા જરાસંધ.

અનેક યૂથ અજાતણાં, જ્યમ રૂંધે સિંહ વિક્રાળ;
માટે સહાય કરજો શ્રીપતિ, હવે ખૂટ્યો અમારો કાળ. ૧૫
સત્તરવાર તમો વઢ્યા, [ એ ] જીતિયો એકવાર;
તેણે કરીને અધર્મીને, વાધ્યો છે અહંકાર. ૧૬
તે માટે હરિ તારી પ્રજાને, પીડે છે પાપિષ્ટ;
હવે મારો એને સર્વથા, અમ કષ્ટ ટાળો ઇષ્ટ. ૧૭
હોમશે અગ્નિ માંહ્ય અમને, યજ્ઞ ભૈરવનો કરી;
અમો શર્ણ આવ્યા તમારે, માટે સહાય કરજો શ્રીહરિ. ૧૮
એવાં વચન કહીને દૂત ઊભો, સુણો પરીક્ષિત ભૂપ;
એટલે નારદ આવિયા, સભામાં તેજોમય રૂપ. ૧૯
પિંગ જટા ઝળકે શીશ ઉપર, તેજ કાંતિ અપાર;
અકસ્માત આવી રહ્યા, જાણે સૂર્ય ઊદય સાર. ૨૦
ઇશ્વરતાઇશ્વર હરિ, ઉભા થયા ત્યાં ઈશ;
સભા સર્વ ઊઠી તદા, કર જોડી નામ્યું શીશ. ૨૧
નારદની પૂજા કરી, વિધિ સહિત આસન માન;
વિવેક કરી શ્રદ્ધા સહિત, સંતોષ્યા મુનિ ભગવાન. ૨૨
નિર્ભય થવા ત્રિલોકમાં, વિચરો કરી પાવન;
ચેષ્ટા ચૌદ લોકની, તમો જાણો છો મુનિજન. ૨૩
તે માટે પૂછું અમો તે, કહો મુનિવર આજ;
પાંડવ મારા સુખી છે, શું કરવા ઇચ્છે કાજ. ૨૪
એવાં વચન સુણી શ્રીકૃષ્ણનાં, બોલ્યા નારદ અતિ હર્ષે કરી;
સહુ અંતરજામી જાણો છો, શું પૂછો માયાગુણ ધરી. ૨૫

---

૧૫ યૂથ–ટોળાં. અજા–બકરાં. રૂંધે (રોધે) –અટકાવે. શ્રીપતિ–લક્ષ્મીપતિ (કૃષ્ણ)! ૨૦ પિંગ–પીળચટાવર્ણની.

૨૧ ઈશ્વરતાઈશ્વર–ઈશ્વરતાના ઇશ્વર એવા હરિ. ૨૨ આસન માન– ( આપ્યું ). ૨૩ નિર્ભય ઇ૦—ત્રણ લોકને નિર્ભય થવા માટે તેને પાવન કરીને તેમાં તમે વિચરો છો ( ફરોછો ). ચેષ્ટા–કર્મ.

૨૫ માયાગુણ ઇ૦—અજ્ઞાન વગેરે માયાના ગુણને ધારણ કરીને.

સંસારમાં સંસારી સરખા, દેખીયે દીનદયાળ;
તમો માયાએ સરજ્યું સહુ, છો નિયંતા ને કાળ. ૨૬
તોયે મુજને પ્રભુ પૂછો, તે અસંભવ વાત;
સાંભળો હરિ કહું તમને, પાંડવ કેરી ક્ષાત. ૨૭
રાય યુધિષ્ઠિર, રાજસૂય, યજાવાને ધરી મન;
સંકલ્પ સાચો થાય જ્યારે, આવે જગજીવન. ૨૮
જાઓ વેહેલા ઇંદ્રપ્રસ્થે, કરો પાંડવ કાજ;
પાવન યશ વિસ્તાર થાશે, તમારો મહારાજ. ૨૯
શ્રવણ કીર્તન પુનિત યશ, વિસ્તર્યું ચૌદ લોક;
જેનું ચરણ જળ ગંગા થયાં, એવું પાવન પુણ્યશ્લોક. ૩૦
એવાં વચન નારદનાં સુણી, હરિ વિચારે મન માંય;
એટલે આવ્યો દૂત પાંડવ, પત્ર લેઇને ત્યાંય. ૩૧
પ્રણામ કરી શ્રીકૃષ્ણને, કર પત્ર આપ્યો સાર;
માથે ચઢાવ્યો પત્ર લેઇને, વાંચ્યો જુગદાધાર. ૩૨
પછે હાસ્ય કરી કરૂણા સહિત, ગોપવી પ્રભુતા બ્રહ્મ;
ઉદ્ધવ પ્રત્યે બોલિયા, શ્રીહરિ પૂરણબ્રહ્મ. ૩૩
અહો ઉદ્ધવજી તમો મારે, મન નેત્ર સમાન;
સહુ કારણ વાત વિચારનું, તમને ઘણું છે જ્ઞાન. ૩૪
એક સમે આવી પડ્યાં, બે કારજ મોટાં આજ;
બેમાં પેહેલું ઘટે કરવું, અવશ્ય કહો તે કાજ. ૩૫
ચૌદ લોક જેણે કર્યા મળવત, સર્વજ્ઞ શ્રીભગવાન;
તોય અજાણ્યા થઇ પૂછે છે, દઇ ઉદ્ધવજીને માન. ૩૬
શ્રીકૃષ્ણજીનાં વચન સુણીને ઉદ્ધવ બોલ્યા વાણ;
સમયકાળ નિધિ જથા, સર્વને ગમતું જાણ. ૩૭

---

૨૬ નિયંતા—જગતને નિયમમાં રાખનાર. કાળ—નાશ કરનાર. ૨૮ યજાવાને—યજ્ઞ કરાવવાને. ૩૦ શ્રવણ ઈ૦—શ્રવણ રૂપે અને કીર્તન રૂપે તમારો પુનિત (પવિત્ર) યશ ચૌદ લોકમાં વિસ્તર્યો છે (यशस् સંસ્કૃતમાં નપુંસક છે માટે કવિએ તેમ રાખ્યું છે).

૩૩ ગોપવી ઈ૦—બ્રહ્મ (કૃષ્ણ) પ્રભુતા (મોટાઇ) ગોપવી (ઢાંકી).

જરાસંધે રાજા રૂંધિયા, તેને છોડવો મહારાજ;
રાય યુધિષ્ઠિર યજ્ઞ ઇચ્છે, તે પણ કરવું કાજ. ૩૮
રાજસૂય યજ્ઞમાં જીત્યા જોઇએ દશ દિશાના ભૂપ;
જરાસંધ જીત્યે જીતાશે, સકળ રાયનું રૂપ. ૩૯
રાજસૂય સંપૂર્ણ થાશે, જરાસંધવધ કામ;
એક પંથમાં બન્ને કારજ, પૂરણ થાશે શ્યામ. ૪૦
નિર્મળ કર્મ તમારૂં માધવ, શિવ પ્રજાપતિ પર્મ;
બંધ પડ્યા નરપતિની નારી, ગાય તમારાં કર્મ. ૪૧
જાનકી ગજરાજ ગોપી, બહુ ભક્ત મૂકાવ્યા સાર;
તમો માત પિતાને મૂકાવ્યાં ત્યમ, મૂકાવો ભરથાર. ૪૨
જરાસંધ વધ ઘટે કરવો, હિતકારી હરિ મહાભાગ;
કળિયુગ આદે કર્યો જોઇએ, રાજસૂય જાગ. ૪૩
ઉદ્ધવજી એવું વચન બોલ્યા, પૂરવતું બે પાસ;
નારદજી નારાયણ દ્વયે, પરમ આણ્યું પ્રકાશ. ૪૪
એવું સુણી ઇંદ્રિપ્રસ્થ પ્રત્યે, જવા આદર કીધ;
દારૂક વૈત્ર આદે અનુચરને, શીઘ્રે આજ્ઞા દીધ. ૪૫
શ્રીકૃષ્ણ રથમાં બેશી ચાલ્યા, સૈન્ય લીધું સાથ;
ઇંદ્રિપ્રસ્થે પધાર્યા, શ્રીદ્વારિકાનો નાથ. ૪૬

## વલણ.

શ્રીદ્વારિકાના નાથ પધાર્યા, કરવા પાંડવનું કાજ રે;
ભાવે ભેટ્યા યુધિષ્ઠિરને, પોતે શ્રીમહારાજ રે. ૪૭

---

૪૧ શિવ ઇ૦—શિવ અને પ્રજાપતિ (બ્રહ્મા)થી પણ પર્મ (પરમ-મોટું) છે. બંધપડ્યા—જરાસંધને ત્યાં કેદ પડેલા.

૪૨ સ્ત્રીઓ શું ગાય છે તે કહેછે: જાનકી ઇ૦—સ્પષ્ટ છે. ૪૩ કળિ-યુગ આદે—કળિયુગના આરંભમાં. ૪૪ પૂરવતું ઇ૦—બન્ને પાસે પૂરતી ક-રતું. (જરાસંધનો વધ કરવો અને રાજસૂય કરવો, એ બન્ને કાર્ય.) દ્વયે—બેએ. પરમ ઇ૦—યાદવોની સભામાં તે વચન પરમ પ્રકાશ કર્યું—પોતાની અનુમતિ આપીને સ્થાપિત કર્યું.

૪૫ દારૂક—કૃષ્ણનો સારથી. વૈત્ર—એ નામનો અનુચર.

## કડવું ૯ મું.

### રાગ કેદારો.

ઇંદ્રપ્રસ્થમાં કૃષ્ણ પધાર્યા, મળ્યા યુધિષ્ઠિર રાય;
ભાવ કરી ભેટ્યા ભૂધરને, હૈડે હરખ ન માય. ૧
ભીમ અર્જુન નકુળ સહદેવ, લાગ્યા હરિને ચર્ણ;
સિંહાસન પર બેસાડીને, પૂજ્યા અશરણશર્ણ. ૨
ગદગદ કંઠે સજળ નેત્ર થઇ, બોલ્યા ધર્મ નરેશ;
હો પુરૂષોત્તમ પરબ્રહ્મ સનાતન, પરાપાર પરમેશ. ૩
માત પિતા ગુરૂ ભ્રાત સખા, પ્રિયબંધુ અમારા ઇશ;
તમો અમારૂં સર્વસ્વ ધન છો, પ્રાણજીવન જગદીશ. ૪
યજ્ઞમાંહે સહુ એમ કહે કે, શ્રીહરિ પાંડવના પ્રતિપાળ;
તે ભક્તવત્સલ બિરદ સાચું કરવા, આવ્યા શ્રીગોપાળ. ૫
તમો સદાકાળ પ્રતિપાળ કરો, અમો શરણ તમારે રહિયે;
એક સંકટ મોટું આવ્યું શ્રીપતિ, તમ વિના કોને કહિયે. ૬
નારદ સાથે સંદેશો કહાવ્યો, પાંડુરાય રહ્યા યમલોક;
રાજસૂયયજ્ઞ કરો સુત મારા, ટળે સકળ મમ શોક. ૭
યજ્ઞ કર્યા પાખે ન મુજને, ઇંદ્ર બેસાડે પાસ;
માટે પુત્ર એ વેલું કામ કરો તો, હું પામું સ્વર્ગનિવાસ. ૮
તે માટે તેડાવ્યા તમને, કહેવા દુઃખની વાત;
એ કરવા આશરો નથી હમારો, સાંભળિયે જગતાત. ૯
રીત કશી નવ અમો જાણિયે, યજ્ઞ વિધિનો ભાવ;
મનોરથ રૂપી સાગર તરવા, તમો અમારે નાવ. ૧૦
અમો તમારા સેવક, સ્વામી ! જે સોંપો તે કરીએ કામ;
પણ યજ્ઞ તમારે માથે લેઇને, કરિયે સુંદરશ્યામ. ૧૧

---

૧ રાગ કેદારો– (ઉપરના જેવાજ તાલથી વંચાય છે). ૩ સજળ નેત્ર–નેત્રમાં જળ આણીને. પરાપાર–પર અને અપાર. અથવા પરા વાણીથી પણ પાર. (પરા વાણીના વર્ણામાં ન આવે એવા). ૧૦ યજ્ઞ વિધિનો ભાવ–પણ યજ્ઞ કરવાની ઈચ્છા તો છે.

વિનય વચન એવાં સુણી રાયનાં, પ્રસન્ન થયા હરિ પર્મ;
એહ મનોરથ પાર ઉતારશો, સાંભળો રાજા ધર્મ. ૧૨
બંધુ સરવ તમો છો બળિયા, સત્યવંત નિરધાર;
માટે રૂડી રીતે યજ્ઞ થશે, નવ કરશો ચિંતા લગાર. ૧૩
વિધિ સર્વ સમજાવું તમને, કરો તે રીતે કાજ;
દિશા જીતવા પ્રથમ નીકળો, પૃથ્વીકેરા રાજ. ૧૪
એક જરાસંધને મૂકી બીજા, રાજા જીતો સર્વ;
ત્યારપછી મારીશું માગધ, ટાળીશ એનો ગર્વ. ૧૫
ભીમ અર્જુન નકુળ સહદેવ, સાથે સેન અપાર;
ચાર દિશાએ ચાર નીકળો, તત્પર થઈ આ વાર. ૧૬
દિશાવિજય કરી આવો વેહેલા, ત્યાર પછી કહુ પેર;
કંકોતરીઓ લખી સગાં સંબંધી, તેડાવજો સહુ ઘેર. ૧૭
વિઠ્ઠલજીનાં વચન સાંભળી, પાંડવ થયા રળિયાત;
દૂત મોકલી સંબંધી રાજા, તેડાવ્યા તેણી વાર. ૧૮
દ્રુપદ રાયનો પુત્ર વડો, ધૃષ્ટદ્યુમ્ન જેનું નામ;
સેન પોતાનું સાથે લેઇને, આવ્યો પાંડવને કામ. ૧૯
કુંતીભોજ ને પુરૂજીત આદિ, મદ્ર દેશનો રાય;
અપાર સેના સાથે લેઇને, પાંડવ સાથે જાય. ૨૦
શ્રીકૃષ્ણે પ્રદ્યુમ્ન તેડાવ્યા, સાત્યકિ જાદવ સાથ;
અનેક સેના લેઇ જાદવ આવ્યા, ધનુષ્ય ગ્રહીને હાથ. ૨૧
ચતુરંગી સેના ચાલી, પાંડવની તેણી વાર;
કૃષ્ણે કૃપા કરી બળ આપ્યું, સામર્થ્યનો નહીં પાર. ૨૨
પછે ધર્મની પ્રત્યે ધર્મધુરંધુર, શ્રીહરિ બોલ્યા પેર;
વિલંબ છે હજુ યજ્ઞ તણો, માટે હું જઇ આવું ઘેર. ૨૩
ધૌમ્યગુરૂને તેડાવજો વહેલા, ને પૂછજો સર્વ વિચાર;
ધૌમ્ય કહે તે મેળવજો સહુ, યજ્ઞતણો ઉપચાર. ૨૪

---

૧૭ દિશાવિજય-દિગ્વિજય. ૧૮ આ કડીનો પ્રાસ મળતો નથી માટે વચમાં લીટીઓ પડી હોય અગર લેખક દોષ હોય એમ લાગે છે.

૨૦ મદ્ર દેશ-હાલ પંજાબ છે તે તરફનો દેશ. ૨૨ ચતુરંગી-હાથી, ઘોડા, રથ, પાયદળ, એ ચાર અંગવાળી. ૨૪ ઉપચાર-ઉપસ્કર-સાહિત્ય.

ત્યાર પછી હું આવીશ વહેલો, તેડી સર્વે સાથ;
એવું કહીને ઉઠ્યા તત્ક્ષણ, ચાલ્યા શ્રીજદુનાથ. ૨૫
આજ્ઞા માગી યુધિષ્ઠિરકેરી, દ્વારકા ગયા દયાળ;
પછે દિશા જીતવા પાંડવ ચાલ્યા, સેન સહિત તત્કાળ. ૨૬
અર્જુન ઉત્તર દેશ ગયા, પછે પૂર્વ ભીમ નરેશ;
દક્ષિણમાં સહદેવ ગયાને, નકુળ પશ્ચિમ દેશ. ૨૭
એમ ચાર દિશામાં ચારે બંધવ, ચાલ્યા તેણી વાર;
પાંડવનો પ્રતાપ ઘણો, જેને માથે જગદાધાર. ૨૮

## વલણ.

જેને માથે જગદાધાર, તેનાં સંકટ દૂર પળાય રે;
શ્રોતાજન સહુ સાંભળો, કહું દિગ્વિજયની કથાય રે. ૨૯

## કડવું ૧૦ મું.

## રાગ ધન્યાશ્રી.

વૈશંપાયન બોલ્યા વાણી જી, સુણ જનમેજય આનંદ આણી જી;
અર્જુન ચાલ્યા ઉત્તર દેશ જી, તેણે જીત્યા મોટા નરેશ જી. ૧

## ઢાળ.

નરેશ જીત્યા અર્જુને, ઉત્તર દિશાના જ્યાંય;
પછે પ્રાગજ્યોતિ આવિયા, યુદ્ધ થયું છે બહુ ત્યાંય. ૨
ત્યહાં નરકાસુરનો પુત્ર કહીએ, ભગદત્ત જેનું નામ;
તેણે ત્રણ દિવસ અર્જુન સાથે, કર્યો રણસંગ્રામ. ૩
અર્જુન આવ્યા સાંભળી, ભગદત્ત તેણી વાર;
મુજ પિતાઅરિનો મિત્ર એ છે, મારૂં એહને ઠાર. ૪
તે યુદ્ધ કરવા નીકળ્યો, સાથે ઘણી સેનાય;
નગર બાહેર આવીને, રણસ્થંભ રોપ્યો રાય. ૫

---

૧ રાગ ધન્યાશ્રી– ( ચરણાકુળ કરતાં બે માત્રા વધારે તથા સત્તરમી માત્રાનો એક તાળ પણ વધારે. ) ઢાળ–તાળ પાછળ કેદારાના કહ્યાછે તે પ્રમાણે ).

૨ પ્રાગજ્યોતિ –બંગાળા નજિકનો એક દેશ. ૪ પિતા ( નરકાસુર )-ના અરિ ( કૃષ્ણ )નો મિત્ર ( અર્જુન ).

આજ્ઞા લેઈ અર્જુન તણી, પ્રદ્યુમ્ન તેણી વાર;
ભગદત્ત સાથે યુદ્ધ કરવા, ચઢ્યો કૃષ્ણકુમાર. ૬
સામ સામા આવીઆ, ભગદત્ત ને પ્રદ્યુમ્ન;
શરવૃષ્ટિ કરતા ક્રોધશું, ભેદતા અન્યોઅન્ય. ૭
પરિઘ પરશી ગદા તોમર, ખડ્ગ ભાલા ચક્ર;
સેના પરસ્પર વઢે બન્યો, વીર સરખા વક્ર. ૮
પ્રદ્યુમ્ન ત્યાં કોપે ચઢ્યો, મૂકિયાં અગણિત બાણ;
નરકસુતનું સેન ત્યાં, મારી કર્યું ઘમસાણ. ૯
આઠ બાણે અશ્વ પાડ્યા, સારથી બે બાણ;
રથ ભંગ કીધો પાંચથી, પૃથ્વી પડ્યો નિરવાણ. ૧૦
વિરથ કીધો વીર ત્યારે, ઉઠિયો તત્કાળ;
કર સાંગ ઝાલી કોપિયો, ભગદત્ત મહાવિકાળ. ૧૧
ક્રોધે કરી મૂકી પછી. દેખતાં નવ રહે ધીર;
તે સાંગ વાગી હૃદયમાં, ગતિભંગ કીધો વીર. ૧૨
પ્રદ્યુમ્નને મૂર્ચ્છા થઇ, રથમાં પડ્યો તેણી વાર;
સારથી રથ લેઇ વળ્યો પાછો, હવો હાહાકાર. ૧૩
નિશાન વાગ્યાં નરકસુતનાં, ત્યારે કોપિયો પારથ;
ભગદત્ત સામો આવિયો, થયા વીર બે લથબથ. ૧૪
સૂસવે શર અર્જુનતણા, જાણે કાળકેરા નાગ;
ભગદત્ત કીધો આકળો, પારથ મૂકાવે માગ. ૧૫
ગજ અશ્વ રથ સારથી સેના, કર્યું મારી ચૂર;
શોણિતની સરિતા વહી, જેમ ચઢે સાગરપૂર. ૧૬
પ્રદ્યુમ્નની મૂર્ચ્છા વળી, તે રહ્યો પારથ પૂઠ;

---

૮ પરિઘ–ભોગળ. પરશી–ફરસી. તોમર–એક જાતનું હથિયાર, સરખા વક્ર–બન્ને વીર સમાન વાંકા (આડા–એકબીજાનું કહેણું ન માને એવા).
૧૧ વિરથ–રથ વિનાનો. ૧૨ મૂકી–છોડી–ફેંકી ( સાંગ ). ગતિભંગ–જેની ગતિ ભંગ થઇ છે એવો–શક્તિહીન.
૧૫ કાળકેરા નાગ–યમ રાજાએ છોડેલા નાગ હોય તેવા–અવશ્યમૃત્યુ કરનાર. ૧૬ સરિતા–નદી. સાગરપૂર–સમુદ્રની ભરતી.

બહુ વીર ત્યહાં મલ્લયુદ્ધ કરતા, મારતા શિર મૂઠ. ૧૭
નરકસુત હાર્યો તદા, માયા રચી પરચંડ;
આકાશમાં રહી વર્ષતો, પાષાણધાર અખંડ. ૧૮
પાષાણથી બહુ સેન પારથતણું કીધું ચૂર;
અંધકાર આકાશે વહ્યું, દેખાય નહિ ત્યાં સૂર. ૧૯
અંધકાર એવું જોઇને, ભગદત્ત હુતો જ્યાંય;
બ્રહ્માસ્ત્ર મૂકી અર્જુને, માયા નિવારી ત્યાંય. ૨૦
અર્ધચંદ્ર કાળીનાગ સરખું, મૂકિયું એક બાણ;
ભગદત્તને વાગ્યું તદા, તે પડ્યો પૃથ્વી જાણ. ૨૧
ઉઠિયો અકસ્માત વળતો, ગદાગ્રહીને વીર;
અર્જુન સામો ઉછળ્યો, ભગદત્ત રાખી ધીર. ૨૨
પછે અર્જુને એક બાણ મૂકી, ગદા કીધી ચૂર;
ધનુષ્ય કંઠે ભરાવીને, તાણિયો ત્યાં શૂર. ૨૩
શિરકેશ ઝાલ્યા કરવડે, પછે ખડ્ગ લીધું પાણ;
ત્યારે કર જોડી ભગદત્ત વળતો, સ્તુતિ કરતો જાણ. ૨૪
અહો પારથ મૂક મુજને, આપ જીવિતદાન;
હું શરણ તારે આવિયો, તું સુરેં ઇંદ્ર સમાન. ૨૫
એવું સુણી મૂક્યો વળતો. ભગદત્તને તેણી વાર;
તેણે પારથની સેવા કરી, લેઈ ગયો નગર મોઝાર. ૨૬
બહું ધન આપ્યું ધનંજયને, નરકપુત્ર નરેશ;
સૈન્ય લેઇ સાથે થયો, ચાલિયા બીજે દેશ. ૨૭
જે રાય સામા થયા તેને, જીત્યા કરીને યુદ્ધ;
પરાક્રમ કરી વિજય કીધો, બૃહત્સેન પ્રબુદ્ધ. ૨૮

---

૧૮ માયા રચી કપટ વિદ્યા કરી. ( રાક્ષસો વગેરે યુદ્ધમાં વારંવાર માયા રચના અને અગાધ્યું કૃત્ય કરતા એવાં વર્ણન પુરાણોમાં છે). પાષાણધાર–પથ્થરની ધારા. અખંડ–નિરંતર–એક સરખી.

૧૯ અંધકાર–અંધારૂં. ૨૧ અર્ધચંદ્ર–જેના ફળનો આકાર અરધા ચંદ્ર સરખો હોય એવું.

૨૭ ધનંજય–અર્જુન. સાથે થયો–જોડે ચાલ્યો. ૨૮ બૃહત્સેન પ્રબુદ્ધ —મોટી સેનાવાળા અને અતિ બુદ્ધિમાન અર્જુને.

પર્વત બિંદું હિમાચળવાશી સકળ ભૂપાળ;
કિંપુરૂષખંડ ને દેશ હાટક, ગોરક્ષપર્વતપાળ. ૨૯
ધનંજય દિગ્વિજય કીધો, ઉત્તર દિશામાં જાણ;
માનસરોવર હેમપૃથ્વી, ત્યાં રત્નની બહુ ખાણ. ૩૦
એક અર્બુદ રત્નકેરા, હસ્તી ભરિયા હેમ;
ઇંદ્રપ્રસ્થે લેઇ આવ્યા, પારથ કુશળક્ષેમ. ૩૧

## વલણ.

કુશળ આવ્યા ઇંદ્રપ્રસ્થે, અર્જુન તેણી વાર;
યુધિષ્ઠિરને પાયે લાગ્યા, કહ્યા સહુ સમાચાર. ૩૨

## કડવું ૧૧ મું.

## રાગ સામેરી.

વૈશંપાયન બોલિયા તું, જનમેજય સાંભળ કથા;
તારા પૂર્વજતણાં પરાક્રમ, કહું બુદ્ધિમાને યથા. ૧
વૃકોદરે પૂર્વ દિશા જીતી, પાંચાલ દ્રુપદ રાય;
તેણે ભીમની ભક્તિ કરી, ત્યાંથકી આગળ જાય. ૨
પછે ગંડકી નદી ઉતર્યા, ત્યહાં મળ્યા રાય વિદેહ;
સુશર્માને જીતિયો, વળી કાશી રાજા જેહ. ૩
દેશ દાવલતણો રાજા, દમઘોષસુત શિશુપાળ;

---

૨૯ બિંદુપર્વત-હિમાલયની ઉત્તરે બિંદુસરોવર પાસે એક શિખર છે. કિંપુરૂષખંડ-હિમાલયની ઉત્તરે કિંપુરૂષ નામના લોકોનો પ્રદેશ. દેશ હાટક-હાટક ( સોનાનો ) દેશ. ગોરક્ષપર્વતપાળ-ગોરક્ષ નામના પર્વતના પાળનારા-ગુરખા લોકો.

૩૦ માનસરોવર ઇ૦-જ્યાં માનસસરોવર છે ત્યાં હેમની પૃથ્વી છે અને રત્નની બહુ ખાણો છે.

૩૧ એક અર્બુદ ઇ૦—એક અર્બુદ ( દશ કોટિ ) હાથી રત્નના અને તેટલાજ સોનાના ભર્યા.

૧ સામેરી-દશમા કડવાના જેવા તાલ છે. બુદ્ધિમાને યથા-યથા બુદ્ધિમાને જેવી બુદ્ધિ છે તે પ્રમાણે. ૨ ભક્તિ-સેવા-સનમાન.

તેણે તેર દિવસ ભીમસાથે, યુદ્ધ કર્યું વિક્રાળ. ૪
સુણ જનમેજય તુજને કહું, એ યુદ્ધતણો વિસ્તાર;
ભીમ ને શિશુપાળ વઢિયા, ગદાયુદ્ધ અપાર. ૫
દશ દાવલ માંય આવ્યો, વૃકોદર જોણી વાર;
બહુ સેન સાથે યોદ્ધ બળિયા, ધરા કંપે ભાર. ૬
તેણે સમે શિશુપાળ બેઠો, સભામાં બળવંત;
ત્યાં પાંડવકેરો દૂત આવ્યો, બોલિયો વૃતાંત. ૭
કર આપો પાંડવ તણો, કરજોડી લાગો પાય;
બળ હોય તો યુદ્ધ કરો સામા, થાઓ તત્પરરાય. ૮
એવું સાંભળતાં શિશુપાળને, ત્યાં ઝાળ લાગી શીશ;
થયાં ક્રોધે નેત્ર રાતાં, બોલિયો કરી રીસ. ૯
અલ્યા પાંડવ તે કોણ માત્ર કહાવે, યજ્ઞના કરનાર;
એને કર ક્યમ આપિયે, છું ક્ષત્રિય રાજકુમાર. ૧૦
એ પાંડવ કેરૂં શું ગજું, છે કૃષ્ણ કેરૂં કામ;
યુદ્ધ કરી રણમાં સર્વને હું, આજ મારૂં ઠામ. ૧૧
એવું કહી શિશુપાળ ચાલ્યો, રોપિયો રણસ્તંભ;
ચતુરંગિણી સેના મળી, કર્યો યુદ્ધતણો આરંભ. ૧૨
રણતૂર વાજે ઘંટ ગાજે, ગજ કરે ચીકાર;
સિંહનાદ કરતા વીર ફરતા, વરસતા શર ધાર. ૧૩
સામા સામી મળી સેના, સોર કરતા શૂર;
પૂર્વને પશ્ચિમતણા, જ્યમ મળે સાગર પૂર. ૧૪
શિશુપાળ સામો ભીમ આવ્યો, ગર્જના કરી ઘોર;
બ્રહ્માંડ લાગ્યું ડોલવા, બે યોધ્ધ વઢતા જોર. ૧૫
વજ્ર સરખી ગદા મારે, સામા સામી શૂર;
તે અંગમાંહે આફળીને, થાય ભાગી ચૂર. ૧૬
કર પાદ જંઘા કટિ શિરમાં, મારતા બળવાન;

૧૪ પશ્ચિમતણા–( સાગરની સાથે અન્વય કરવો ).

એક એકથી હારે નહીં, છે બળે બેહુ સમાન. ૧૭
એમ રાત દિન યુદ્ધ કરે બેહુ જાણ, વઢે જ્યમ ગજરાજ;
અતિ શબ્દ પરચંડ પડઘા પડે, ગર્જતા જ્યમ ઘન ગાજ. ૧૮
પછે વૃકોદર કોપે ચડ્યો, એક ગદા મારી શૂર;
શિશુપાળનો રથ ભંગ કીધો, પડ્યો પૃથ્વી ભૂર. ૧૯
તત્કાળ દાવલપતિ ઉઠ્યો, ગદા ગ્રહીને પાણ;
ભીમના શિર વિષે મારી, વજ્ર સરખી જાણ. ૨૦
તે ગદા પ્રહારે ભીમને, તમ્મર ચઢી તેણી વાર;
રથમાંહે અકસ્માત પડિયો, વેગે વાયુકુમાર. ૨૧
ત્યારે પાંડવકેરા સેનમાં, વરતિયો હાહાકાર;
ધૃષ્ટદ્યુમ્ન ધાયો તે સમે, ગ્રહી સાંગ કર નિરધાર. ૨૨
સુસવાડ કરતી સાંગ ચાલે, મારતો કરી રીસ;
રથ ભંગ ત્યાં કીધો બહુ, ગજતણાં દારચાં શીશ. ૨૩
શિશુપાળ સામો આવિયો, તે દ્રુપદ રાજકુમાર;
હવે ન મૂકું જીવતો, તુંને મારૂં આણે ઠાર. ૨૪
શિશુપાળ એવું સાંભળીને, ધનુષ્ય લીધું પાણ;
ધૃષ્ટદ્યુમ્ન ઉપર ક્રોધ આણી, મારિયાં દશ બાણ. ૨૫
તે સાંગ છેદી બાણથી, શિશુપાળ ગાજ્યો શૂર;
ત્યારે દ્રુપદનો સુત ધનુષ્ય ગ્રહીને, થયો ક્રોધે ક્રૂર. ૨૬
શિશુપાળની સેના હણી, રથ અશ્વ ગજ ઘમશાણ;
જ્યમ વૃષ્ટિ થાયે મેઘની, એમ મૂકતો બહુ બાણ. ૨૭
શિશુપાળનો રથ ભંગ કીધો, અશ્વ માર્યા ચાર;
શીશ છેદ્યું સારથીનું, ગાજ્યો દ્રુપદકુમાર. ૨૮
ત્યારે બીજે રથ શિશુપાળ બેઠો, કોપિયો મહીપાળ;
સિંહનાદ કરી સામો થયો, દેખતો મહાવિકાળ. ૨૯
ધૃષ્ટદ્યુમ્ન રીસે થયો રાતો, મારિયું એક બાણ;
તે બાણ વાગ્યું હૃદયમાં, જાણે હર્યા હમણા પ્રાણ. ૩૦

---

૧૭ કટિ–કેડ. ૧૮ પરચંડ (પ્રચંડ)–મોટા. ૨૧ વાયુકુમાર–ભીમ.
૨૩ દાર્યાં–ફાડ્યાં. ૨૯ દેખતો–(દેખાતો).

શિશુપાળને મૂર્છા થઇ, રથમાં પડ્યો તેણી વાર;
સેન સહુ નાઠું તદા ને, હવો હાહાકાર. ૩૧
સારથી રથ હાંકી ગયો, તે નગરમાં નિરવાણ;
પાંડવનાં નિશાણ વાગ્યાં, પડ્યું યુદ્ધ ભંગાણ. ૩૨

## વલણ.

ભંગાણ પડિયું યુદ્ધમાં, વાગ્યાં પાંડવનાં નિશાણ રે;
શિશુપાળ ગયો નગરમાં, થયો વૃકોદર સાવધાન રે. ૩૩

## કડવું ૧૨ મું.

### રાગ મારૂ.

વૈશંપાયન કહે સુણ રાય, રણે જીત પાંડવની થાય;
કર્યું પરાક્રમ દ્રુપદતન, ભેટ્યા ભીમને ધૃષ્ટદ્યુમ્ન. ૧
એ વીરે કર્યા શંખનાદ, જાગ્યો શિશુપાળ સુણતાં સાદ;
સારથીપર કીધો કોપ, સજ્યાં કવચ આયુધને ટોપ. ૨
સેન અગણિત સાથે લીધું, ચઢ્યો રાય દદામું દીધું;
સાથે મહારથી સેન સઘન, આવ્યો યુદ્ધ કરવા રાજન. ૩
બોલ્યો ક્રોધ કરીને મન, અલ્યા ક્યાં ગયો ધૃષ્ટદ્યુમ્ન;
ક્યાં છે અધર્મી પાંડુકુમાર, એક સ્ત્રી ને પંચ ભરથાર. ૪
કૃષ્ણ સાથે મિત્રાચાર, જેને નહિ કુળ ને આચાર;
તેણે ઉપદેશ્યા કરી દંભ, માંડ્યો યજ્ઞતણો આરંભ. ૫
શિશુપાળનાં વક્ર વચન, સુણી કોપ્યો વાયુનો તન;
અલ્યા શું બોહેકે બળ વ્યાપી, માથે મર્ણ આવ્યું તુંજ પાપી. ૬

---

૩૨ નિશાણ (નિઃશાણ )—નગારાં.

૧ રાગ મારૂ—( ત્રીજી માત્રાથી ચાર ચાર માત્રાના ત્રણ તાળ ). ૨ જાગ્યો—( મૂર્છામાંથી ). કીધો કોપ–( યુદ્ધમાંથી રથ પાછો લાવ્યો માટે ). આયુધ–હથિયાર. ટોપ—માથાનું બખતર.

૩ દદામું ( દુંદુભિ )—નગારૂં. સાથે ઇ૦—તેની સાથે મહારથીઓનું સઘન ( જાડું—ઘટ—અર્થાત્ ઘણું ) સેન હતું.

૫ જેને—જે કૃષ્ણને. ૬ બળવ્યાપી—બળથી પ્રસાર કરીને જણાવીને.

એવું કહીને ગદા કર લીધી, મારવાને સત્વર કીધી;
સામો આવ્યો ધરીને શિશુપાળ, જાણે પ્રલય સમયનો કાળ. ૭
ભીમે ગદા મારી જેટલે, રાયે સાંગ નાખી તેટલે;
તે સાંગે ગદા ભંગ કીધી, ભીમે બીજી ગદા કર લીધી. ૮
ફેરવી શીશ ઉપર તદા, શિશુપાળને મારી ગદા;
વૃકોદર ગાજ્યો વિક્રાળ, રથમાંથી પડ્યો ભૂપાળ. ૯
સજ થઈને ઉઠ્યો શિશુપાળ, ઘણી દેતો મુખથી ગાળ;
વૃકોદર ઘણું ક્રોધ ભરાયો, રથ મૂકીને પાળો ધાયો. ૧૦
બાઝયા વીર બેહુ બળવંત, જ્યમ ગજવર ભીડે દંત;
મલ્લયુદ્ધ કરે મહાવીર, જોતામાં મહારથી મૂકે ધીર. ૧૧
એક એકને મુષ્ટી મારે, કંપે પૃથ્વી પદને પ્રહારે;
શિરે શિર અફાળે યોધ, પદ પાટુ મારે કરી ક્રોધ. ૧૨
એમ યુદ્ધ કરે મહાજોર, રજ ઉડે અંધારૂં ઘોર;
રહ્યાં આકાશ માંહે વિમાન, જુએ દેવ સહુ સાવધાન. ૧૩
થયું તેર દિવસ એમ યુદ્ધ, શિશુપાળને ભીમ વિરૂદ્ધ;
ધ્રુજી ધરાને સળક્યો શેષ, ડોલ્યા દિગસિંધુ વિશેષ. ૧૪
એમ યુદ્ધ કરતા બે વીર, એક એક ના મૂકે ધીર;
વૃકોદર મારે બહુ માર, શિશુપાળને અંગે પ્રહાર. ૧૫
થયાં ચૂરણ અસ્થિ માત્ર, બળ ભાગ્યું ને શિથિળ ગાત્ર;
વૃકોદરે વીર વકારી, એક મુષ્ટી શિરમાં મારી. ૧૬
તેથી ભમ્યો ઘણું ભૂપાળ, જાણે આવ્યો મારો કાળ;
મુખમાંથી ચાલ્યું રૂધિર, પડ્યો શિશુપાળ મૂકી ધીર. ૧૭
આવી ઉભો વૃકોદર પૂઠ, મારવાને ઉગામી મૂઠ;
ત્યારે બોલ્યો દ્રુપદકુમાર, ભીમ રાખો મન વિચાર. ૧૮

---

૧૪ વિરૂદ્ધ—સામે. દિગસિંધુ ( દિગ્‌સિંધુ )—દિશાઓમાં રહેનારા હાથી.

૧૬. અસ્થિ—હાડકાં. શિથિળ—નરમ. વકારી—ખીજવીને.

ક્ષત્રી ધર્મ સંભાળી લીજે, પડ્યા ઉપર ઘા નવ કીજે;
માન્યું વચન ભીમે તતકાળ, મૂક્યો જીવતો તે શિશુપાળ. ૧૯
વળી મૂર્છા ઉઠ્યો રાજન, થયું શિથિળ સઘળું તન;
યુદ્ધ મૂકીને ઉભો રહ્યો, ધૃષ્ટદ્યુમ્ને બોલજ કહ્યો. ૨૦
કર આપો ભીમને આજ, સાથે આવો પાંડવને કાજ;
સુણી દ્રુપદપુત્રની વાણી, બોલ્યો રાય તે લજ્જા આણી. ૨૧
યજ્ઞમાંહે આવીશું જ્યારે, દ્રવ્ય સાથે લાવીશું ત્યારે;
હાર્યો દાવલ દેશનો રાય, પાંડવસેનમાં જય જય થાય. ૨૨
કર્યો વિજય વૃકોદર એમ, ત્યહાંથી ચાલ્યા કુશળક્ષેમ;
જીત્યા કોશલ દેશના રાય, ત્યાંથી આગળ ચાલ્યા જાય. ૨૩
ઉડીશા ને દેશ બંગાળ, મ્લેચ્છ ને મહાકાય કરાળ;
આવી મળે કેટલા રાય, જુદ્ધે જીતે જે સામા થાય. ૨૪
એમ પૂર્વ દિશામાં ભીમ, કરી દિગ્વિજયની સીમ;
બહુ શકટ ભરીને ધન, મોકલ્યું ઇંદ્રપ્રસ્થ પાવન. ૨૫
વાયુપુત્ર કોણે નવ ખળ્યો, દિશા જીતીને પાછો વળ્યો;
વૈશંપાયન કહે સુણ રાય, ઇંદ્રપ્રસ્થ વૃકોદર જાય. ૨૬

## વલણ.

દિશા જીતી વળ્યો વૃકોદર, ઇંદ્રપ્રસ્થે જાય રે;
સૈહદેવ દક્ષિણ દિશા જીતી, તેની કહું કથાય રે. ૨૭

## કડવું ૧૩ મું.

### રાગ ધનાશ્રી.

વૈશંપાયન બોલ્યા વાણી જી, સુણ જનમેજય આનંદ આણી જી;
પાંડવકેરા વિજય બહુ થાય જી, જેની સહાય કરે છે શ્રીજદુરાય જી. ૧

---

૨૪. ઉડીશા—ઓરિસા કે ઓડિયા. મહાકાય ઇ૦—મોટી કાયાવાળા કરાળ ( વિક્રાળ ) લોકનો દેશ. ૨૫ શકટ—ગાડું.

૧ રાગ ધનાશ્રી— ( પાછળ કહ્યા પ્રમાણે ).

## ઢાળ.

જદુરાય સહાય સદા કરે, તે વિજય પામે સર્વથા;
તે માટે શ્રોતા સાંભળો, જેની પાવન પુણ્ય વિમળ કથા. ૨
સહદેવ ચાલ્યા સેન લેઈ, સાત્યકિ જાદવ સાથ;
વાજીંત્ર વાજે અતિઘણાં, જીતવા પૃથ્વીનાથ. ૩
સહદેવે દક્ષિણ દિશામાં, શૂરસેન જીત્યો શૂર;
દંતવક્ર સાથે યુદ્ધ થયું, જ્યમ ચઢે સાગર પૂર. ૪
મોરૂધ્વજ ને મત્સ્યરાજા, સુમિત્રને સુકુમાર;
પછે કિષ્કિંધા પર્વત વિષે, ત્યહાં આવિયા નિરધાર. ૫
ત્યાં મયંદ વાનર દ્વિવિદ નામે, રહે બે બળવાન;
તે કિષ્કિંધાનું રાજ્ય કરતા, અનેક યોધા સમાન. ૬
ત્યારે પાંડવકેરૂં સેન ચાલ્યું, થઈ પર્વત પાસ;
નાઠા વાનર ત્રાસ પામી, ઉડી રજ આકાશ. ૭
એવી ખબર થઇ કપિરાયને, તે ઉઠિયા તતકાળ;
લેઈ સેન વાનરતણું સાથે, મારતા બહુ ફાળ. ૮
રીંછ કાળા પાહાડ સરખા, કપિ મર્કટ પ્રૌઢ;
લાંગૂલ ઉચાં કરી કૂદે, ગિરિ સરખા ગૂઢ. ૯
સેન આગળ રહ્યા આવી, આંતરિયો ચોપાસ;
કર વૃક્ષ ગ્રહીને કૂદતા, ગર્જતા જઇ આકાશ. ૧૦

---

૨ સર્વથા–સર્વપ્રકારે. પાવન–પવિત્ર કરનારી. પુણ્ય–પુણ્યવાળી. વિમળ –નિર્મળ.

૪ શૂરસેન–મથુરા તરફના દેશનો રાજા. દંતવક્ર–શિશુપાળનો મિત્ર રાજા. ૫ મોરૂધ્વજ–એક રાજા. મત્સ્યરાજા–મત્સ્ય દેશનો રાજા. સુમિત્ર–એ નામનો રાજા. સકુમાર–એ નામનો રાજા.

૬ મયંદ અને દ્વિવિદ–એ નામે વાનરો. અનેક ઇ૦—તેમના સમાન ત્યાં અનેક યોધાઓ હતા. ૯ લાંગૂલ–પૂંછડું. ગૂઢ ઇ૦—પર્વતના જેવા કંઈ વાનરો ગૂઢ રહેલા તે.

એવું જોઈ વાનરતણું બળ, કોપિયો માદ્રીકુમાર;
બહુ બાણ મૂકી કપિ સેના, કરી તારો તાર. ૧૧
મયંદ વળતો આવિયો, સહદેવ સામો ધીર;
હાક મારી હૂકતો, પર્વત પ્રાય શરીર. ૧૨
ગિરિ શિખર કરમાં ગ્રહી, આવ્યો પાંડવકેરી પાસ;
સહદેવ ઉપર તદા નાખ્યું, ઉછાળી આકાશ. ૧૩
માદ્રીસુતે બે બાણ મારી, શિખર કીધું ચૂર;
મુષ્ટિ ઉગામી મારવા, તે ધાયો કપિવર શૂર. ૧૪
ત્યારે સહદેવે એક બાણ માર્યું, હૃદેમાં તેણીવાર;
સો ધનુષ્ય પડિયો ઊછળી, મૂર્છા થઇ નિરધાર. ૧૫
મયંદ પડિયો દેખતાં, ધાયો દ્વિવિદ્ર તતકાળ;
કર વૃક્ષ ઝાલી મારવાને, ઊછળ્યો વિક્રાળ. ૧૬
ત્યારે વૃક્ષ કાપ્યું કરથકી, સહદેવ મૂકી બાણ;
ચોફેર કપિવર ઊછળ્યા, કરે ગર્જના બુંબાણ. ૧૭
એક સહસ્ર મણની શિલા લઈને, આવ્યો કરવા કાજ;
સહદેવ ઉપર તદા નાખી, ગાજીયો કપિરાજ. ૧૮
સહદેવનો રથ ભંગ કીધો, થયો પૂર્ણ પ્રહાર;
અચેત થઈ પૃથ્વી પડ્યો, તે સમે પાંડુકુમાર. ૧૯
સાત્યકિ ધાયો રણવિષે, કર ધનુષ્ય ગ્રહી પ્રચંડ;
બાણ મારે ચોદિશા, કપિયૂથ કરતો ખંડ. ૨૦
સુસવાડ કરતાં ચાલતાં, વીજળી સરખાં બાણ;
અંગ ભેદે કપિકેરાં, જાય તેના પ્રાણ. ૨૧
રીંછ મર્કટ નાસતાં, શરઘાય પાડે ચીસ;
સાત્યકિ જાદવ કોપિયો, મારતો કરીને રીસ. ૨૨
મયદને મૂર્છા વળી, બે મળી કરતા માર;

---

૧૫ સો ધનુષ્ય–સો ધનુષ્ય જેટલે દૂર. ૨૦ યૂથ–ટોળું. ખંડ–ખંડિત (નાશ).

તરૂ ઉપાડીને નાખતા, પ્રાષાણવૃષ્ટિ ધાર. ૨૩
સાત્યકિ જાદવ એકલો, કપિસાથ કરતો યુદ્ધ;
લંકા વિષે જ્યમ ઇંદ્રજીતે, કર્યો કઠણ વિરૂદ્ધ. ૨૪
લાંગુલ કાપ્યાં કપિતણાં, શિર ચર્ણ કીધા ચૂર;
દહોદિશા નાઠા રીંછ મર્કટ, ગાજ્યો સાત્યકિ શૂર. ૨૫
મયંદને દશ બાણ માર્યાં, દ્વિવિદને શર સાત;
શિથિલ અંગ થયાં તદા, તે પડ્યા પૃથ્વીપાત. ૨૬
સાત્યકિ ધાયો તે સમે, જઇ ગ્રહ્યા બે કપિરાજ;
મહાબળી વાનર ભેદિયા, એમ કર્યું અદ્ભુત કાજ. ૨૭
લાંગૂલ ગ્રહીને ખેંચિયા, કપિ પૈઠ કાયા ક્રૂર;
સહદેવ પાસે લાવિયો, સાત્યકિ જાદવ શૂર. ૨૮
માદ્રીસુતે મૂકાવિયા, કરૂણા કરી બે વીર;
પાંડુસુતને નમ્યા ચરણે, ધરી મનમાં ધીર. ૨૯
સહદેવની સ્વાગત કરી, કપિ મળ્યા મૂકી ગર્વ;
વાળીતણા ભંડારમાંથી, આપ્યું અગણિત દ્રવ્ય. ૩૦
ત્યાંથકી આગળ ચાલિયા, દક્ષિણ દિશામાં જાય;
તેને વિજય થાયે સર્વથા, જેને સહાય શ્રીજદુરાય. ૩૧

## વલણ.

જદુરાય જેની સહાય કરતા, તેનો વિજય થાયે સર્વથા;
શ્રોતાજન સહુ સુણો ભાવે, પાવન પાંડવની કથા. ૩૨

## કડવું ૧૪ મું.

## રાગ દેશીચાલતી.

વૈશંપાયન વદ વાણી, સુણ જનમેજય રાયં;
સહદેવ દક્ષિણ દિશામાં, દિગવિજય કરતા જાય. ૧

---

૨૪ કઠણ વિરૂદ્ધ ( કઠણ વિરોધ ) જબરી લડાઈ. ૨૫ દહોદિશા–દશોદિશ–દશે દિશાએ. ૨૬ પૃથ્વીપાત–પૃથ્વી ઉપર પતન થઇને.

માહિષ્મતિ નગરીવિષે ત્યાં, આવિયા સહદેવ;
નીલધ્વજ રાજા ત્યહાં તેણે, જાણિયું તતખેવ. ૨
સંગ્રામ કરવા નીકળ્યો, બહુ સૈન લીધું સાથ;
સિંહનાદ કરતા વીર બળિયા, શસ્ત્ર લીધાં હાથ. ૩
નીલધ્વજ સહદેવ સામા, આવ્યા બન્ને શૂર;
વાદિત્ર વાજે અતિઘણાં, દળ મળ્યું સાગર પૂર. ૪
ટંકારવ કીધો ધનુષ્યનો, કોપ્યો મહિષ્મનરેશ;
સહદેવ સામો યુદ્ધ કરે, જ્યમ તેજવંત સુરેશ. ૫
ખટ બાણ મૂક્યાં ક્રોધ કરીને, પાંડુસુત પ્રચંડ;
સારથી માર્યો કવચ કાપ્યું, છેદ્યો ધ્વજાનો દંડ. ૬
દશબાણ વળતાં મારિયાં, તે નીલધ્વજ મહાધીર;
સહદેવનો રથ ભંગ કરિયો, વિરથ કીધો વીર. ૭
બીજે રથે બેઠો તદા, ગાજિયો પાંડુકુમાર;
શરવૃષ્ટિ કરતો ચોહો દિશા, મારતો અગણિતમાર. ૮
ગજતણા કુંભસ્થળ વિષે, શર મારતો કરી રીસ;
હય હણ્યા પાળા પડ્યા પૃથ્વી, હસ્તિ પાડે ચીસ. ૯
એમ સેનનો સંહાર કરતો, કોપિયો સહદેવ;
શરનારથી આકળો કીધો, નીલધ્વજ તતખેવ. ૧૦
માદ્રિસુતે એક બાણ માર્યું, મર્મમાં નીરધાર;
નીલધ્વજ પૃથ્વી પડ્યો, મૂર્છા થઈ તેણીવાર. ૧૧
રાયનો અગ્નિ જામાતૃ છે, મેરી રૂપ રહે પ્રત્યક્ષ;
તે યુદ્ધે તત્પર આવિયો, કરવા શ્વશુરની પક્ષ. ૧૨
તે અનલ ઘણું ક્રોધે ચઢ્યો, સંગ્રામ કરતો શૂર;
પાંડવ તણું જે સેન તે, બાળવા લાગ્યો પૂર. ૧૩
સહદેવ સંકટમાં પડ્યો, ને થયો હાહાકાર;

---

• ૨ માહિષ્મતી–નર્મદાતટ ઉપર નગરી. ૫ મહિષ્મ—માહિષ્મતીનો રાજા. ૧૧ મર્મમા–મર્મસ્થળમાં. ૧૩ અનલ–અગ્નિ.

એવે દેવઋષિ અંતરિક્ષ મારગ, આવિયા તેણી વાર. ૧૪
કહ્યું અહો પાંડવ અનલશું, નવ કરવું યુદ્ધ લગાર;
નારદવચને યુદ્ધ મૂકી, સ્તુતિ કરી નિરધાર. ૧૫
જય ચિત્રભાનુ ! બૃહદભાનુ ! અનલ ! હુતાશન!
કૃશાનુ ! જ્વાલ ! વિભાવસુ !, સહુ દેવકેરૂં વદન ! ૧૬
જય વાયુનંદન ! વ્યતિહોત્ર ! કૃષ્ણવર્ત્મા ! નામ;
વૈશ્વાનર ! ને મેષવાહન ! મરૂતમિત્ર ! સુધામ. ૧૭
ચત્વારિશૃંગ ! ત્રિપાદ ! અધોમુખ ! દ્વિમૂર્ધ્ધા ! સપ્ત પાણ;
જાતવેદ ! ને જાતમાળી, પ્રહીપાદ વેદ પ્રમાણ. ૧૮
સ્વપાક ભૂરિતેજ રોહિતા !, સમુદ્ર જળશોષણ;
વિશ્વનો જઠરાગ્નિ ! સ્વાહાપતિ ! મદનદહન ! ૧૯
અષ્ટવીશનામે સ્તુતિ કરી, સહદેવ જોડી પાણ;
તત્કાળ વન્હિ પ્રસન્ન થયા, કરી કૃપા બોલ્યા વાણ. ૨૦
અહો પાંડવ સ્તોત્ર એ, મુજનામ અઠાવીશ;
તે સાંભળી હું થયો આધીન, ટળી સઘળી રીસ. ૨૧
કરે પાઠ એ સ્તોત્રનો, જે ભાવ શ્રદ્ધા સહિત;
તે પ્રાણીની રક્ષા કરૂં, તેને નહીં અગ્નિ ભીત. ૨૨
તમે મુજને કર્યો છે, ઉપકાર જાણું મન;
રોગ ટાળ્યો માહરો, કરી દહન ખાંડવ વન. ૨૩
હું વઢત નહીં તમ સાથ પણ, સાંભળો કહું એક પેર;
હું પુત્રી પરણ્યો નીલધ્વજની, રહ્યો એને ઘેર. ૨૪
તે દિવસથી વરદાન આપ્યું, ફોક તે કયમ થાય;
રાયને સંકટ પડે ત્યારે, કરૂં આવી સહાય. ૨૫
તે માટે મેં તમસાથે, અઘટિત કર્યો અપરાધ;
કૃતઘ્ની હું થયો, દુભ્યા તમો મોટા સાધ. ૨૬

---

૧૪ દેવઋષિ–નારદ. ૧૬ ચિત્રભાનુથી તે મદનદહન સુધી અઠ્ઠાવીશ અગ્નિનાં નામ છે. ૨૦ અષ્ટવીશ–અઠ્ઠાવીશ. ૨૬ સાધ–સાધુ ( સારા પુરૂષ ).

પછે કર ગ્રહી સહદેવનો, લેઇ ગયા નગર મોઝાર;
રાય નિલધ્વજની સાથ મૈત્રી, કરાવી તેણી વાર. ૨૭
સહદેવની સેવા કરી, રાય નીલધ્વજ ભૂપાળ;
એક યજ્ઞ થાયે જેટલું, ધન આપિયું તતકાળ. ૨૮
સહદેવ ત્યાંથી ચાલિયા, તે ગયા સાગર દ્વીપ;
મત્સ્યમંડળતણા તેણે, જીત્યા સર્વ અવિપ. ૨૯
ફિરંગી હાવસાન જીત્યા, તામ્રદેશ નિષાદ;
હસ્તિકર્ણ એક ચરણ અહિમુખ, ગદાહીન વિષાદ. ૩૦
ચોલ મંડળ કરણાટક, જીતિયો સાગર બેટ;
તૈલંગ દ્રાવિડ દેશને, વળી ત્રિગુલ જીત્યું ઠેઠ. ૩૧
લંકા જવા તતપર થયા, સહદેવ ત્યાં નિરવાણ;
પણ સિંધુમાં શ્રીરામે સ્થાપ્યું છે, વમળકેરૂં બાણ. ૩૨
તે પશુ પંખો નર અસુર, જે જાય તેણે ઠાર;
તે વમળ માંહે જઈપડે, બૂડે સમુદ્ર મોઝાર. ૩૩
સહદેવ ઉભા સમુદ્ર કાંઠે, ધર્યું હરિનું ધ્યાન;
શ્રીકૃષ્ણે મંત્ર આપ્યો હતો, તે જપ્યો થઇ સાવધાન. ૩૪
શ્રીકૃષ્ણ નામ પ્રતાપથી, સાગરે આપ્યો માગ;
સેન સહિત સહદેવ સિંધુ, ઊતર્યા મહાભાગ. ૩૫
ત્યાંથકી લંકા આવિયા, જ્યહાં વિભીષણ રાજન;
સહદેવને હરિ ભક્ત જાણી, મળ્યા નિર્મળ મન. ૩૬
સ્વાગત કરી સહદેવની, વિભીષણ મૂકી ગર્વ;
રાવણતણા ભંડારમાંથી, આપ્યું અગણિત દ્રવ્ય. ૩૭

---

૨૯ મત્સ્યમંડળ–એ નામે દેશ. ૩૦ તામ્રદેશ–એ નામનો દેશ. નિષાદ–એ જાતના ભિલ્લલોક. હસ્તિકર્ણ–હાથીના જેવા કાનવાળા લોક. એક ચરણ–એક પગવાળા લોક. અહિમુખ–સર્પમુખા લોક. ગદા ઇ૦—ગદા ઝાલીને અને વિષા (ખેદ) રહિત થઈને.

૩૧ ત્રિગુલ–ત્રાવણકોર (?) ૩૫ મહાભાગ–મોટા. ભાગ્યવાળા.

સહદેવ ત્યાંથી વળ્યા પાછા કહ્યાં વિનય વચન;
યજ્ઞમાં વહેલા આવજો, તમો વિભીષણ રાજન. ૩૮
એમ દેશ દક્ષિણ દિગ્વિજય કરી, વળ્યા માદ્રીકુમાર;
સેન સાથે કુશળ આવ્યા, ઇંદ્રપ્રસ્થ મોઝાર. ૩૯

## વલણ.

કુશળ આવ્યા ઇંદ્રપ્રસ્થે, સહદેવ તેણી વાર રે;
નકુળ ગયા પશ્ચિમ દિશાએ, તેનો કહું વિસ્તાર રે. ૪૦

## કડવું ૧૫ મું.

## રાગ દેશીચાલતી.

વૈશંપાયન કહે કથા, સુણ જનમેજય રાજન;
પાંડવનાં પરાક્રમ કહું જે, શ્રવણ કીરતન ધન્ય. ૧
નકુળ પશ્ચિમ દિશા ચાલ્યા, સેનનો નહીં પાર;
પુરૂજીત માદ્રીરાય સાથે, સાંભળ કૃષ્ણકુમાર. ૨
કુંતીભોજ આદિ રાય શૂરા, મહારથી બળવંત;
તે નકુળ સાથે પરવર્યા, વાદિત્ર ઘન ગરજંત. ૩
અનેક રાજા જીતિયા, યુદ્ધ કરીને સમર્થ;
પછે સિંધ દેશે આવિયા, જ્યહાં રાય છે જયદ્રથ. ૪
તે સેન પાંડવતણું દેખી, ચઢ્યો વઢવા શૂર;
ચતુરંગિણી સેના સહિત, જ્યમ ચઢે સાગર પૂર. ૫
રણતૂર વાજે ઘંટ ગાજે, ગજ કરે ચીકાર;
રાગ મારૂ ગાય ગુણીજન, શંખનાદ અપાર. ૬
ત્યારે નકુળે સિંહનાદ કીધો, ધ્વનિ ગગન પ્રચંડ;

---

૧ શ્રવણ ક૦-જેનું શ્રવણકીર્તન ધન્ય છે. ૨ પુરૂજિત-એ નામનો રાજા. કૃષ્ણકુમાર-સાંબ. સાંબ પણ સાથે હતો તે તું સાંભળ.

૩ ઘન ગરજંત-ઘન (મેઘ) ની પેઠે ગાજતાં હતાં. ૬ ઘંટ-(હાથીના). ગુણીજન-ભાટ ચારણો વગેરે.

ટંકાર મનુષ્યતણો કર્યો, ત્યારે કડકડયું બ્રહ્માંડ. ૭
તે નાદ સુણતાં ક્રોધ આણી, કોપિયો જયદ્રથ;
બહુ બાણ મૂકી સેન માર્યું, ભેદિયા ગજ રથ. ૮
શર પાંચ માર્યા પુરૂજીતને, માદ્રીપતિ ખટ બાણ;
સાંબ કુંતીભોજ ભેદ્યા, પાડિયું ભંગાણ. ૯
ત્યારે નકુળ ત્યહાં કોપે ચઢયા, અગ્ન્યાસ્ત્ર મૂકયું બાણ;
જયદ્રથકેરો રથ બાળ્યો, જ્વાળથી નિરવાણ. ૧૦
મેઘાસ્ત્ર મૂકયું જયદ્રથે, માદ્રીસુતે પવનાસ્ત્ર;
ત્યારે જયદ્રથે ત્યહાં મૂકિયું તે, સર્પકેરૂં શસ્ત્ર. ૧૧
નકુળે તવ ગરૂડાસ્ત્રથી, કર્યો સર્પનો સંહાર;
પર્વતાસ્ત્ર મૂકયું જયદ્રથે, ત્યારે થવા લાગ્યો મહાર. ૧૨
પાંડુસુતે વજ્રાસ્ત્ર મૂકી, કર્યા પર્વત ચૂર;
મોહાસ્ત્ર મૂકયું જયદ્રથે, ત્યારે મોહ પામ્યો શૂર. ૧૩
નકુળને નિદ્રા થઈ, જયદ્રથ હરખ્યો મન;
ત્યારે સાંબ ધાયો તે સમે, જાંબુવતીનો તન. ૧૪
ત્યારે સાંબ ને જયદ્રથ બળતા, થયા સામા શૂર;
યુદ્ધ કરે બળવાન બન્નો, ચઢયા ક્રોધે પૂર. ૧૫
એક એકનું તે સૈન મારે, ધનુર્વેદ સમાન;
ઇંદ્રજીત ને લક્ષ્મણ વઢયા, એમ વઢે બે બળવાન. ૧૬
સાંબ વળતો કોપિયો, અગિયાર મૂક્યાં બાણ;
સારથીનું શીશ છેદ્યું, અશ્વ માર્યા જાણ. ૧૭
ધ્વજાકેરો ડંડ છેદ્યો, ધનુષ કાપ્યું ધીર;
જયદ્રથનો રથ ભાગિયો, તે વિરથ કીધો વીર. ૧૮
જયદ્રથ રથમાંથી પડયો, ત્યારે ધાયો કૃષ્ણકુમાર;
જયદ્રથકેરા કેશ ઝાલી, તાણિયો તેણી વાર. ૧૯

---

• ૭ ધ્વનિ ઈ૦—તેનો પ્રચંડ ધ્વનિ ગગનમાં ગાજ્યો. ૯ માદ્રિપતિ—મદ્ર દેશના રાજાને. ૧૧ માદ્રિસુત—નકુલ.

વધામણી ત્યહાં વેગે આવી, ઇંદ્રિપ્રસ્થ મોઝાર જી;
અજાતશત્રુ આનંદ પામ્યા, હર્ષતણો નહિ પાર જી. ૪૮

## વલણ.

હર્ષતણો નહિ પાર રે, પાંડવ સહુ તત્પર થયા;
વાદિત્ર વાજે અતિ ઘણાં, તે શ્રીપતિની સામા ગયા. ૪૯

## કડવું ૧૮ મું.

## રાગ ધનાશ્રી.

રાય યુધિષ્ઠિર સામા ચાલ્યા, વાજે બહુ વાદિત્ર જી;
નગરલોકને સાથે લીધા, સગા કુટુંબી મિત્ર જી. ૧
ગાંધર્વ ગાય અપ્સરા નાચે, સાથ સુહૃદ ગુરૂજન જી;
ગીત વાદ્યના નાદ ઘણા ને, વેદતણી થાય ધૂન જી. ૨
પાંડવ તે પુરૂષોત્તમ મળ્યે, ભેટ્યા દેઇને માન જી;
હેતે હૃદય દ્રવ્યું પાંડવનું, દેખી શ્રીભગવાન જી. ૩
કુટુંબ સહિત કેશવજી દીઠા, આત્માનો આધાર જી;
હરિને અતિ આનંદ ભૂપતિ, ભેટે વારંવાર જી. ૪
રાજા રોમાંચિત હિત પૂરે, લોચન ચાલ્યાં નિર જી;
પાંડવકેરો પ્રેમ જોઇને, હરખ્યા શ્યામશરીર જી. ૫
માતુલસુતને ભાવે ભેટી, ભીમ હૃદયમાં હરષે જી;
હાસ સહિત મુખ અતિ સુખ પામ્યા, લોચન વારિ વરસે જી. ૬
અર્જુન અતિ આનંદે ભેટ્યા, સુહૃદ સગા મધ્ય જાણી જી;
નકુળ સહદેવ બંને મળિયા, પ્રેમ સજલ ચિત્ત આણી જી. ૭

---

૪૮ અજાતશત્રુ–યુધિષ્ઠિર.

૧ રાગ ધનાશ્રી–( ઉપરના મેવાડાના જેવાંજ તાલ માત્રા છે ). ૨ સુહૃદ–મિત્ર. વાદ્ય–વાજાં. ધૂન ( ધ્વનિ )–અવાજ. ૩ દ્રવ્યું–પીગળ્યું. ૬ માતુલસુત–મામાનો પુત્ર. હરષે–હરખે. વારિ–પાણી ( હર્ષનું ).

૭ સુહૃદ ઇ૦—પોતાના સગામાં પોતાના સુહૃદ ( મિત્ર )ને જાણીને પ્રેમસજલ–પ્રેમથી સજલ ( નેત્રમાં જળયુક્ત ).

બ્રાહ્મણને પરણામ કર્યા હરિ, યથાયોગ્ય સનમાન જી;
વૈભવ દેખી વિશ્વંભર કેરો, લોકપતિ મૂકે માન જી. ૮
સોળ સહસ્ર શત અષ્ટ રાણીઓ, જાદવ છપ્પન્ન કોટિ જી;
આઠ લાખ તન હરિના શોભે, વધુ સહિત મતિ મોટી જી. ૯
ચૌદ સહસ્ર હસ્તિની ઉપર, નોબત વાજે ઘોર જી;
ચતુરંગિણી સેના અતિ ચળકે, થાય ઘણો ત્યાં સોર જી. ૧૦
વિદ્યુત જેવી ધ્વજાઓ ઝલકે, ચંદ્રમંડળ જેવાં છત્ર જી;
શંખનાદ ઘણા શૂર કરે છે, ચામર ચળકે તત્ર જી. ૧૧
ગજની ઘંટાઓ ઘણી વાજે, નાદ થાયે ચીકાર જી;
અસંખ્ય કૌંતલ આગળ કીધા, હણહણતા હય સાર જી. ૧૨
હસ્તિ ઉપર બંદિજન બેઠા, શ્રીકૃષ્ણની કીર્તિ વખાણે જી;
એવી શોભાયે રાય યુધિષ્ઠિર, હરિને નગરમાં આણે જી. ૧૩
માગધ સૂત ચારણ બંદીજન, ગંધર્વ કરતા ગાન જી;
મૃદંગ તાલ પણવ ને વીણા, પટહ વેણુ સ્વર તાન જી. ૧૪
સજ્જન મુકુટ મણિમય મોહન, સુહૃદ સગાની સાથ જી;
બ્રાહ્મણ ભણતા ગંધર્વ ગાતા, પ્રસન્ન થાતા નાથ જી. ૧૫
પુર પ્રવેશ કર્યો પુરૂષોત્તમ, સ્તુતિ કરતા સહુ કોય જી;
નગરતણી શોભા સહુ નિરખે, શણગાર્યું પુર સોય જી. ૧૬
મદ માતંગતણા મારગમાં, સિંચાયા ચોપાસ જી;
દ્વાર વિચિત્ર કનકનાં તોરણ, પૂરણ કુંભપ્રકાશ જી. ૧૭
પટ અંબર પહેર્યા પુરવાસી, સુગંધ શોભા માટ જી;
ભૂષણ હાર ધરી નરનારી, જાતાં શોભે વાટ જી. ૧૮

---

૧૨ કૌંતલ–કુંતલદેશના ઘોડા. ૧૪ માગધ–રાજાની સ્તુતિ કરનારા. સૂત–ભાટ જેવી એક જાત. બંદીજન–રાજાનું વંદન બોલનાર. પણવ–રણશીંગુ. વાય–વગાડે–બજાવે. પટહ–એક પ્રકારનું વાદ્ય.

૧૫ સજ્જન ઇ૦–સજ્જના મણિમય મુકુટરૂપ મોહન પોતાના સુહૃદ (મિત્ર) અને સગાની સાથે (પુરમાં પધાર્યા).

• ૧૮ પટ અંબર–અંબરનામે સુગંધ યુક્ત પદાર્થ જેમાં નાખેલો એવાં પટ (વસ્ત્ર).

ઘર ઘર કેરે ગોખે દીપે, દીપકને બળિદાન જી;
અગર ધૂપ ઉવેખી મૂકયા, અવલોકે ભગવાન જી. ૧૯
નગર માંહે નરપતિનાં મંદિર, નિરખંતા નવરંગ જી;
કાંચન કળશ વિરાજે શિખરે, રૂપાકેરાં શૃંગ જી. ૨૦
પુરનારી હરિ આવ્યા જાણી, ધશી જોવા ભગવાન જી;
આનંદે ઉત્સુક થઈ અબળા, લોચન અમૃતપાન જી. ૨૧
તતક્ષણ ઘરનાં કારજ મૂકી, ચૂકી પતિની સેવા જી;
રાજમારગમાં આવી ઉભી, લોચનનું સુખ લેવા જી. ૨૨
ચોકે ભીડ ઘણી ગજરથની, જાવા ન જડે વાટ જી;
હરિને જોવા જુવતી ઘરને, શિખર ચઢી તે માટ જી. ૨૩
સુંદરશ્યામ સપત્નીક સુંદર, વરસે કુસુમ અપાર જી;
અંતઃકરણે આલિંગીને, સ્વાગત કરતી નાર જી. ૨૪
હરિનારીને નિરખી સરવે, પુરનારી કહે વાણ જી;
શું સુકૃત અબળાએ કીધું, સ્વામી શારંગપાણ જી. ૨૫
તારામાં તારાપતિ સરખા, શોભે નંદકુમાર જી;
રૂપતણી સીમા સુંદરવર, પુરૂષશિરોમણી સાર જી. ૨૬
તે કેશવ એ કામનીઓ શું, કરતા હાસ્ય વિલાસ જી;
સાધન સંચિત સિદ્ધ થયું જે, કીધો તપ અભ્યાસ જી. ૨૭

---

૧૯ અગર ઇ૦—અગરના ધૂપ ઉવેખી મૂક્યા (ઉપેક્ષા કરીને) નાખી મૂકયા. મતલબ કે જ્યાં ત્યાં નાખી મૂકેલા, તે ભગવાન અવલોકે છે ( જુએ છે.)

૨૦ નવરંગ—શ્રીકૃષ્ણ. શૃંગ—ટોચ. ૨૧ ઉત્સુક—ઉત્કંઠિત. લોચન ઇ૦—તે લોચનથી ( શ્રીકૃષ્ણના દર્શન રૂપ ) અમૃતનું પાન કરવા લાગી.

૨૪ સપત્નીક—સ્ત્રીઓ સહિત. અંતઃકરણે—મનથી. ૨૫ હરિનારીને—હરિની સ્ત્રીઓને. શારંગપાણ ( શાર્ઙ્ગપાણિ )—શારંગ ધનુષ્ય જેના હાથમાં છે એવા.

૨૬ તારાપતિ—ચંદ્ર. પુરૂષશિરોમણિ—પુરૂષોમાં શિરોમણિ રૂપ.

૨૭ સાધન ઇ૦—જે પૂર્વનું તપ વગેરે સાધન તે સ્ત્રીઓએ સંચિત કરેલું, તે આ જન્મે સિદ્ધ થયું.

નગરનિવાસી તે તે સ્થાનક, મંગળભાજન પાણિ જી;
પ્રેમ સહિત હરિ પૂજા કરતા, પરમેશ્વર પરમાણી જી. ૨૮
અંતઃપુરજન આદર જોતા, પોતાને મન ભાવ્યા જી;
હર્ષ સહિત હરિ રાય યુધિષ્ઠિર, રાજ્યભુવનમાં આવ્યા જી. ૨૯
કુંતી ભ્રાતકુંવરને દેખી, ત્રિભુવનનો જે નાથ જી;
આસનથી આનંદે ઊઠયાં, ચાલ્યાં કૃષ્ણા સાથ જી. ૩૦
ગોવિંદને ઘર મધ્યે આણી, આનંદ પામ્યા ધર્મ જી;
સઘળાં કારજ વીસારી, હરિપૂજા કરતા પર્મ જી. ૩૧
ફોઇતણી વધૂજન સરવે, જઇ કીધો પ્રણામ જી;
પાંચાળી પોતાની ભગિની, આવી પ્રણમ્યા શામ જી. ૩૨
સાસુજીની શિક્ષા માગી, દ્રુપદસુતા કુળવંત જી;
હરિનારીની સ્વાગત કરતી, હૃદય વિષે હરખંત જી. ૩૩
રૂક્મિણી રાણી સત્યા ભદ્રા, જાંબવતી કાલિંદીજી;
મિત્રવિંદા સત્યભામા પૂજ્યાં, નાગ્નિજીતી આનંદી જી. ૩૪
અન્ય વળી અચ્યુતની અબળા, આવી સાથે જેહ જી;
યથાયોગ્ય સન્માન કરીને, સંતોખી સર્વે તેહ જી. ૩૫
સુખાસન બેસાડયા ઘરમાં, ધર્મે દેવ દયાળ જી;
સૈન્ય સુંદરી સેવક સરવે, સંતોખ્યું મહિપાળ જી. ૩૬
આસન ભોજન બેસણ શય્યા, યથા યોગ્ય પૂજાય જી;
કુશસ્થળીના વાસી સરવે, સુખિયા કીધા રાય જી. ૩૭
ત્યારે પાંડવને પુરૂષોત્તમ કહે છે, મંદિર કરાવો અપાર જી;
દેશ દેશના રાય આવશે, તે ઉતરવાને સાર જી. ૩૮
પછે અનેક શિલ્પી સુત્રધારને તેડાવ્યા, રાયે ત્યહાં તતકાળ જી;
અનેક ચંદન મંદિર રચિયાં, સુંદર શોભા વિશાળ જી. ૩૯
પાકશાળા ભોજનશાળા, યજ્ઞશાળા બહુ ભાત જી;

---

૨૮ મંગળભાજન પાણિ–હાથમાં મંગળસૂચક પાત્ર લેઇને. ૨૯ અંતઃપુરજન–સ્ત્રીઓને રહેવાના સ્થાનમાંનાં મનુષ્યો.

૩૦ ભ્રાતકુંવર–ભાઈના પુત્ર ( કૃષ્ણ ). કૃષ્ણા–દ્રૌપદી. ૩૨ પાંચાળી–દ્રૌપદી. ૩૭ કુશસ્થળી–દ્વારકા. ૩૯ શિલ્પી–કારીગર. સૂત્રધાર–સુથાર.

યજ્ઞતણો મંડપ રચિયો માંહે, કેળો કનક મણિજાત જી. ૪૦
યજ્ઞતણી સામગ્રી સરવે, તત્પર કીધી રાય જી;
એક જરાસંધ જીત્યો નથી માટે, યજ્ઞારંભ ન થાય જી. ૪૧

## વલણ.

યજ્ઞતણો આરંભ કરવો, નથી વિલંબ લગાર રે;
પછે રાય યુધિષ્ઠિર બોલિયા, સાંભળો જગદાધાર રે. ૪૨

## કડવું ૧૯ મું.

## રાગ સોરઠ.

એક સમે બેઠા સભા મધ્યે, યુધિષ્ઠિર રાજન રે;
બ્રહ્મ ક્ષત્રિય વૈશ્ય વેષ્ટિત, મહામતિ મુનિજન રે. ૧
સહોદર સંબંધી બાંધવ, જ્ઞાતિ ગુરૂ આચાર્ય રે;
સર્વ સાંભળતાં રાય યુધિષ્ઠિર, ઉચ્ચર્યા અતિ આર્ય રે. ૨
અરે અચ્યુત યજ્ઞરાજા, રાજસૂય નામ રે;
તેણે કરીને યજું તમને, થાશે પૂરણ કામ રે. ૩
આ તમારી જે વિભૂતિ, સુર સકળ અગ્નિ જેહ રે;
તમો પ્રસંન થાઓ એથકી, સંતોષ પામે તેહ રે. ૪
તમો પુરાણ બ્રહ્મ છો, સર્વાત્મા સમદષ્ટ રે;
તમારે કો અધિક ઓછો, નથી જોતાં સ્પષ્ટ રે. ૫

---

૪૦ કેળો ૪૦—તે મંડપમાં કનક (સોનું) અને મણિથી જાત (ઉત્પન્ન થયેલી) કેળો હતી. અર્થાત્ સોનાની અને મણિની કેળોના સ્તંભ કર્યા હતા.

૧ રાગ સોરઠ–બ્રહ્મ– બ્રાહ્મણ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, આદિથી વેષ્ટિત (વીંટાયલા). ૨ સહોદર–સગાભાઈ. સંબંધી–સગાં. બાંધવ-બીજાભાઈઓ. જ્ઞાતિ–જ્ઞાતિના લોકો. ગુરૂ–ગોર (પુરોહિત).આચાર્ય–વિદ્યા આપનાર. આર્ય–આર્યના જેવું (ઉત્તમ વચન).

૩ અચ્યુત—વિષ્ણુ. યજ્ઞરાજા–યજ્ઞનાપતિ. યજું-પૂજું. ૪ વિભૂતિ–મોટાઈ. બધા દેવ અને અગ્નિ એ તમારી વિભૂતિ છે.

તોએ પણ સેવા કરતાં, સદા છો પ્રસંન રે;
જેવી સેવા જે કરે, ત્યાં ધરો તેવું મંન રે. ૬
એમ સુણીને શ્રીકૃષ્ણ કહે, ધન ધન હે રાજન રે;
એ કાજ તો વારૂં વિચાર્યું, અરે રિપુનાશન રે. ૭
કલ્યાણકારી કીર્ત્તિ થાશે, તમારો મહિમ ય રે;
પિતૃદેવ ઋષિ તૃપ્તિ થાશે, સંતુષ્ટ સજ્જન કાય રે. ૮
નિખિલ નૃપ જીતો તમો, વશ કરી અવનિ આજ રે;
સાહિત્ય સરવે સંભારીને, કરો એ ક્રતુ રાજ રે. ૯
બંધુ તમારા સબળ બળિયા, દેવઅંશી વીર રે;
જેણે મહા દુર્જય હું સરીખો, કર્યો છે વશ વીર રે. ૧૦
આ કાળમાં હું થકી કાંઇએ, નથી બીજું સાર રે;
લક્ષ્મીએ તેજે જશે, કોઇ જીતે નહિ નિરધાર રે. ૧૧
હવે સુણો રાજા ધર્મ કહું તે, યજ્ઞની નથી વાર રે;
પણ જરાસંધ જીત્યો નથી, જેણે બાંધ્યા રાય અપાર રે. ૧૨
એ જરાસંધ છે મહાબળી, જેને ઘણા મિત્ર અરિષ્ટ રે;
સત્તરવાર જેણે મુજ સંઘાતે. યુદ્ધ કર્યું બળિષ્ટ રે. ૧૩
તે જીત્યે સહુ રાય જીત્યા, એમાં નહીં સંદેહ રે;
જેણે કારાગૃહમાં રાય સર્વે, ઘાલિયા છે તેહ રે. ૧૪
કંસાદિકને નરકાસુર, દુર્યોધન જેની સહાય રે;
શિશુપાળ પુંડરીક મોટા, શાલ્વ મિત્ર તેના કહેવાય રે. ૧૫

---

૭ વારૂ–ઠીક. રિપુનાશન–શત્રુનો નાશ કરે એવું. ૯ નિખિલ–તમામ. અવનિ–પૃથ્વી. ક્રતુ–યજ્ઞ.

૧ દેવઅંશી–દેવના અંશવાળા. દુર્જય–ન જીતાય એવો. ૧૧ તેજે–તેજવડે. જશે–જશવડે. જે મને ભજે છે તેને કોઈ લક્ષ્મી, તેજ અને જશવડે જીતી શકે નહિ અર્થાત્ તેના જેવી લક્ષ્મી, તેજ અને જશ બીજા પાસે હોય નહિ. ૧૩ અરિષ્ટ–નઠારાં ચિન્હ રૂપ.

ત્યારે યુધિષ્ઠિર એવું સાંભળીને, વદે વાણી અત્ય રે;
એ જરાસંધ બળવાન છે તે, જીતાશે કયમ સત્ય રે. ૧૬
પરાક્રમ ઉત્પત્તિ સ્થિતિ, પ્રભુ કહો મુજને આજ રે;
વરદાન પામ્યો ક્યાંથકી, કોનો પુત્ર એ મહારાજ રે. ૧૭
એ જીતવો તે કઠણ છે, મહારાયકેરો રાય રે;
શ્રીકૃષ્ણ એવું સાંભળીને, વદે છે મહિમાય રે. ૧૮
એનો આદિ અંતજ કહું તમને, સુણો યુધિષ્ઠિર રાય રે;
એક બૃહદ્રથ નામે રાયજી, પૃથ્વીપતિ કહેવાય રે. ૧૯
માગધ દેશનો અધિપતિ તે, અતુલ બળિયો હોય રે;
પરાક્રમી શ્રીમાન પોતે, પવિત્રતાએ સોય રે. ૨૦
યાગ યજતાં દિવસ તેના, અહર્નિશ ત્યાં જાય રે;
બ્રાહ્મણ યાચક નિત્ય વારી, અનેક દાન અપાય રે. ૨૧
ઇંદ્ર સરખો યશસ્વી ને, સૂર્ય સરખો તેજ રે;
ક્રોધે યમ સરખો તે રાજા, ચંદ્રવત છે હેજ રે. ૨૨
લક્ષ્મીવાન કુબેર સરખો, બૃહદ્રથ રાજન રે;
કાશીરાજાને ઘેર પરણ્યો, સ્ત્રી બે રૂપ રતન રે. ૨૩
તે જોડવાની બે કન્યા છે, પતિવ્રતા ધર્મપાળ રે;
બીજી સ્ત્રીને રાય ન પરણ્યો, તે ઉપર છે વહાલ રે. ૨૪
રાજ્યનીતિ ચલાવે ને, ઘણા છે પ્રધાન રે;
સોમદત્ત વિશ્વસેન નામે, રાયનું છે માન રે. ૨૫

---

૨૦ અતુલ–ઘણો. જેની બરાબરી કોઈ નહીં એવો. ૨૧ યાગ ઇ૦–અહર્નિશ (રાત દહાડો) યજ્ઞ કરતાં કરતાં તેના દિવસ જાય (વીતે છે). નિત્ય વારી—નિત્યની વારી પ્રમાણે બ્રાહ્મણ અને યાચકને દાન અપાય છે. અથવા યાચક બ્રાહ્મણના હાથમાં નિત્ય વારિ ( સંકલ્પનું જળ ) મૂકીને પછી તેને દાન અપાય –દાન આપવામાં આવે છે.

૨૨ હેજ–બીનાશ–શીતળતા. ૨૪ જોડવાની–સાથે જન્મેલી. ૨૫ સોમદત્ત ઇ૦–ઘણા પ્રધાનોમાંથી સોમદત્ત અને વિશ્વસેન એ બે પ્રધાનોને રાયનું સારૂં માન હતું.

દેશ દેશના નમે રાજા, ધર્મે કરી વૃદ્ધ રાય રે;
યૌવન પામ્યો ઘણે કાળે, ઉલટ અંગ ન માય રે. ૨૬
પણ પુત્ર પુત્રી કોઇ નહીં તે, ઘણી ચિંતા થાય રે,
વંશવર્દ્ધન શોભિયે, સંતાન સુખ કહેવાય રે. ૨૭
પુત્ર વિના સંસાર સૂનો, પુત્ર વિના ધિક અવતાર રે;
પુત્ર વિના વાંઝીઓ કહાવે, મહાપાપી સંસાર રે. ૨૮
પુત્ર પાખે રાજ્ય ન રહે, વેદ બોલે વાણ રે;
પુત્ર વિના ઘર ના શોભે, પુત્ર વિના ન થાય જાણ રે. ૨૯
પુત્ર વિના પરિવાર સૂનો, પુત્ર વિના જાય કાર રે;
વૃથા જોબન ગયું મહારૂં, વૃથા ગયો અવતાર રે. ૩૦
નર નારી ઝૂરે ઘણું, કંઈ પેટ નહીં સંતાન રે;
ભંડાર સર્વે ખર્ચિયો, રાયે કર્યાં બહુ દાન રે. ૩૧
વૈરાગ્ય પામ્યો રાય પોતે, સૈન ગજ રથ જેહ રે;
પુત્ર વિના શોભે નહીં ને, મિથ્યા જાણો દેહ રે. ૩૨
એમ વિચારીને નૃપાધિપે, રાજ્યાસન કીધું ત્યાગ રે;
પ્રધાનને સર્વસ્વ આપ્યું. વન જવા વૈરાગ્ય રે. ૩૩
સ્ત્રીઓ બે સંઘાત થઇ, પતિવ્રતા કહાવે જેહ રે;
ભૂપ કહે તમો ભુવન રહો, કોમળ તમારો દેહ રે. ૩૪
ત્યારે નારી કહે અમો સાથ આવું, તમારી સેવાય રે;
વનમાં રહેશો દુઃખ સહેશો, ક્યમ એકલા તમો રાય રે. ૩૫
ભૂપ કહે ભલું તમો નારી, ન રહો વારી આજ રે;
સાથ આવો વન વિષે, દુઃખ ભાંજશો મહારાજ રે. ૩૬

---

૨૬ ધર્મે કરી વૃદ્ધ—ધર્મવડે વૃદ્ધપણામાં જુવાની પામ્યો. અથવા ધર્મવૃદ્ધ (ઘણો ધર્મ કરનારો ). ૨૭ વંશવર્ધન—વંશની. વૃદ્ધિ કરનારૂં (હોય) તો આપણે શોભિયે. ૩૦ કાર—વ્યવહાર.

બે રાણીઓને સાથ તેડી, ચાલ્યા વનમાં રાય રે;
વલ્કલ ધરી હરિસ્મરણ કરતાં, માર્ગચાલ્યાં જાય રે. ૩૭
સુખાસનનો ત્યાગ કીધો, ફળઆહાર ભૂમિશયન રે;
પંથે પાળા હીંડવું, કષ્ટ વેઠે છે એમ વન રે. ૩૮
એમ કરતાં આવિયાં, એક નદીકેરે તીર રે;
ત્યહાં વટ વિસ્તારે શોભિતો, છાયા ઘણી ગંભીર રે. ૩૯
રાણી થાકી શ્રમિત થઇ ગઈ, ભરે નેત્રે નીર રે;
રાય આશ્વાસના કરે, રાણીને આપે ધીર રે. ૪૦

## વલણ.

ધીરજ આપે રાય જી, માર્ગ વિષે તે ચાલતાં;
ધર્મ નિયમ વ્રત વલ્કલ ફળ જળ, ત્રણે જણ તે પાળતાં. ૪૧

## કડવું ૨૦ મું

## રાગ વેરાડી.

વૈશંપાયન કહે સૂણ રાય, જરાસંધની કહું કથાય;
તે બૃહદ્રથ રાજા વનમાં ગયો, કષ્ટ વેઠીને વ્યાકુળ થયો. ૧
શ્રમિત થઇ મારગમાં તદા, રાણી બે પામી આપદા;
એટલે વન એક આવ્યું સાર, ફૂલી વનસ્પતિ ભાર અઢાર. ૨
બકુલ માલતી ચંપક જાય, મોગરો મલિયાગર મેહેકાય;
કિંશુક આમ્ર નિંબ પિંપળા, કેળ કદંબ દ્રાક્ષ ત્રિફળા. ૩

---

૩૭ વલ્કલ–ઝાડની છાલનાં વસ્ત્ર. ૩૯ વટ–વડ. ૪૧ ધર્મ ઇ૦–તેઓ ત્રણે જણ વલ્કલ ધારણ કરીને, ફળનો આહાર કરીને અને જળનું પાન કરીને ધર્મ, નિયમ અને વ્રત પાળતાં હતાં.

રાગવેરાડી–ચોપાઈ. ૧ વ્યાકુળ-ગાભરો. ૨ શ્રમિત–થાકેલી. ૩ બકુલ –બોરસળી. માલતી–બટમોગરો. મલિયાગર ( મળયાગરૂ )—એકજાતનું ચંદન. કિંશુક–ખાખર. આમ્ર–આંબા. નિંબ–લીમડા. ત્રિફળા–હરડાં, બેઢાં, આમળાંનાં વૃક્ષો.

જાંબુ પાકરી વટ વિસ્તાર, શતપત્રી શ્રીફળી અપાર;
ખજૂરી ચારોળી ફોફળી, લવિંગ ઇલાયચી ને વરશાળી. ૪
જાયફળી જાવંત્રી સાર, તાલ તમાલ કરેણ કલ્હાર;
ગુંદી ગેંગડી રાયણ બોર, ખેર સાગ સાદડ બીજોર. ૫
કમરખ કેર કરમદી ઘણી, શી શોભા કહું તે વનતણી;
નિર્મળ જળ છે તે સરોવરતણું, ફૂલ્યાં કમળ સુગંધી ઘણું. ૬
હંસ કારંડવ કોકિલ કીર, મોર મેનાં બોલે ગંભીર;
મૃગનાં યૂથ સિંહમાં ચરે નિર્વૈરે વનમાં વિચરે. ૭
વનમાં વિહંગમ બોલે ઘણા, વનસ્પતિની નહિ ત્યાં મણા;.
તરૂવર સાલનો મોટો એક, આશ્રમ રમ્ય પવિત્ર વિશેક. ૮
ઋષિ એક ત્યહાં તપ આચરે, ગોવિંદના ગુણને વિસ્તરે;
જટાધારી વલ્કલ છે વેષ, કો સાથ નહીં જેને દ્વેષ. ૯
તેની પાસે આવ્યો રાય, કર જોડીને લાગ્યો પાય;
રાણી બેનો પ્રણમી તદા, જેને અંતરમાં આપદા. ૧૦
રાય રાણીએ પૂજા કરી, કર જોડીને સ્તુતિ ઉચ્ચરી;
વિનય વચન ઉચ્ચરતો ઘણું, સત્ય રૂપ જોઇ ઋષિવરતણું. ૧૧
શિષ્ય ત્યાંહ ઘણા સેવા કરે, ઋષિની આજ્ઞા શિરપર ધરે;
ચંડ કૌશિક ઋષિ તેનું નામ, મોક્ષ અર્થે ઇચ્છે છે કામ. ૧૨
પછી રાય પ્રત્યે ઋષિવર વદે, સાંભળ રાજા કહું તે હદે;
આ બે રાણી તમારી સાથ, વનમાં નિકળ્યાં વિસ્મય વાત. ૧૩
કારણ કહોની મુજને એહ, ક્યમ આવ્યાં વનમાં તજી ગેહ;
ત્યારે બૃહદ્રથ વદે વચન, મોટા છો તમે ઋષિ ભગવન ! ૧૪

---

૪ પાકરી—પાકલિનું ઝાડ. શતપત્રી—એક જાતનો છોડ. શ્રીફળી—નાળિયેરી. વરશાળી—(વરસડી ?) ૫ તાલ—તાડ. ગેંગડી—એકજાતનું વૃક્ષ. (તેનાં ફળ ગેંગડાં આમળા જેવાં થાય છે.) બીજોર-બીજોરૂ. ૬ કેર—કેરાં.

૭ કારંડવ—એક જાતનું જળપક્ષી. કોકિલ-કોયલ. નિર્વૈરે—વૈર તજીને. ૮ વિહંગમ—પક્ષી. સાળ—એ નામનું વૃક્ષ. રમ્ય—રમણિક. ૧૨ મોક્ષ ઇ૦—ઋષિ જે કામ ( વિષય ભોગ ) ઇચ્છતા હતા તે માત્ર મોક્ષનેજ અર્થે. અર્થાત્ દેહ નિર્વાહ થાય એટલાજ વિષય તે ભોગવતા હતા. અથવા જે કામ કરવાનું ઇચ્છે છે તે મોક્ષને અર્થેજ. ૧૪ ગેહ—ઘર.

અમારે કંઇ સંતાનજ નથી, બે રાણી મધ્યે સર્વથી;
તેમાટે ઘર તજી નિકળ્યાં, મહાભાગ્યે આજ તમને મળ્યાં. ૧૫
મહાનુભાવનું દર્શન થયું, કોટિ જન્મનું પાપજ ગયું;
(તમો) ત્રિકાળ જ્ઞાની છો મહારાજ, રાખો આજ અમારી લાજ. ૧૬
બૃહદ્રથ રાયનાં સુણી વચન, બોલ્યા ચંડકૌશિક મુનિજન;
માગ્ય માગ્ય રાજા મુજ કને, જે માગું તે આપુ તને. ૧૭
(ત્યારે) કરજોડી બોલ્યા મહારાજ, મારે એક પુત્રનું કાજ;
સુત આપો તો શરમજ રહે, રાજા કરજોડી એમ કહે. ૧૮
(ત્યારે) મુનિએ ભવિષ્ય વિચાર્યું મન, એને આપું પુત્ર રતન;
મુનિ બેડા આંબાની તળે, ધ્યાન કરી જોયું જેટલે. ૧૯
પાકુ ફળ એક પડિયું ત્યાંય, આવ્યું રાજાના કરમાંય;
ફળ આપી મુનિ બોલ્યા વાણ, સાંભળ રાજા ચતુર સુજાણ. ૨૦
ફળ ખવરાવો રાણીને માન, પુત્ર એક થાશે બળવાન;
બેમાં ઇચ્છા હોય જેહને, ફળ આપો જાઓ તેહને. ૨૧
રાજાનો પરિતાપજ ગયો, ફળ કરમાં લેઇ પ્રસંનજ થયો;
વડી રાણીને આપ્યું તેહ, રાણી ફળ ખાઓ તમો એહ. ૨૨
બે રાણીઓ બેઠી એકાન્ત, ફળ ખાવાનું કીધુ ચન્ત;
નાની રાણીએ દીઠું જદા, બેન જાણી માગ્યું સર્વદા. ૨૩
તે ફળના બે ભાગજ કરી, રાયછાનું આપ્યું સુંદરી;
વહેંચીને ફળ ખાધું અર્ધ, બે રાણી પામી સમર્ધ. ૨૪
(પછી) મુનિ આજ્ઞા માગી કરી, ચાલ્યો રાય તેડી સુંદરી;
પ્રદક્ષિણા કરી નમ્યા કરજોડ, ચાલ્યાં રાય રાણી મન કોડ. ૨૫

---

૧૬ મહાનુભાવ—મોટા પ્રતાપવાળા. ત્રિકાળ જ્ઞાની–ભૂત, વર્ત્તમાન અને ભવિષ્યના જ્ઞાનવાળા. ૨૧ માન—માન સાથે. ૨૩ ચન્ત—ચિત્ત. ફળ ખાવાનું મન કર્યું.

૨૪ રાયછાનું–રાયથી છાનું. આપ્યું—(તેમાંના એક ભાગનું ફળ). સમર્ધ (સમૃદ્ધિ)–ગર્ભરૂપી સંપત્તિ. અથવા બન્ને સરખું અર્ધ ફળ પામી. ૨૫ મન કોડ—(ધરીને).

નગર નિકટ આવ્યા જેટલે, પ્રધાન સામા આવ્યા તેટલે;
મળ્યા પંડિત પ્રધાન પ્રજાય, આવ્યા નગરમાં માગધરાય. ૨૬

## વલણ.

આવિયા માગધ રાય જી, સ્ત્રીઓ શું તેણીવાર રે;
રાજ્ય રીત ચલાવે છે, પાળે છે આચાર રે. ૨૭

## કડવું ૨૧ મું.

## રાગ કેદારો.

વૈશંપાયન કહે જનમેજય, પરીક્ષિતને શુકદેવ;
શ્રીકૃષ્ણ કહે સુણ હો કુરુનંદન, કથા જરાસંધ એવ. ૧
બૃહદ્રથ રાજા રાજ્ય કરેછે, પાળે નિત્યે ધર્મ;
દાન ઘણાં આપે દ્વિજવરને, સાચવે છે ષટ્કર્મ. ૨
રાણી બન્નો ચાલવા લાગી, પોતાને વહેવાર;
ધર્મ નિયમ ને બ્રાહ્મણપૂજા, પતિવ્રતા ધર્મ સાર. ૩
બ્રાહ્મણને ભોજન ભાવતાં, ઇચ્છાદાન અનેક;
ગૌ અનેક અશ્વ ગજ રથ હેમને, કન્યાદાન વિશેક. ૪
બન્નો સ્ત્રી તે ગર્ભજ ધરવા, લાગી યૌવનવંત;
તેજવંત તનુ દીપે નિત્યે, શરીર વિષે બળવંત. ૫
દિને દિન પ્રત્યે મોટો થાયે, બાળ ગર્ભ સંતાન;
પૂરા માસે થાવા લાગ્યાં, રાણીને બહુ માન. ૬
દશ માસ પૂરા થયા ત્યારે, પ્રસવ્યા સ્ત્રીએ પુત્ર;
અર્ધ અંગને અર્ધ નાસિકા, કૌતક દીઠું સૂત્ર. ૭
અર્ધ મુખ એક એક કાન, એક ચર્ણ ને એક હસ્ત;
(એવા)પુત્રના ભાગ પ્રસવતાં હવા તે, બન્નો રાણીને સ્વસ્ત. ૮
ત્યારે મનમાં આશંકાને આણી, અતિશે પામી દુઃખ;

---

૧ રાગ કેદારો- (ચોપાયા). ૬ બાળ ગર્ભ સંતાન–સંતાન રૂપ બાળક ગર્ભ. ૭ સૂત્ર–સેહેલું. અર્થાત્ સેહેજમાં કૌતુક જોયું

૮ સ્વસ્ત (સ્વસ્થ)–સ્વસ્થતાથી–વગર અડચણે.

છાનીવાત તે મનમાં રાખી, શું દેખાડીશું મુખ. ૯
રાજાને કોઇએ નવ કહેશો, બાળકનો પ્રસ્તાવ;
દાસીને ત્યાં સમજાવી, રાણીને થયો ગર્ભસ્રાવ. ૧૦
રાણીઓ બોલી દાસી સાથે, આ ગર્ભતણા જે ભાગ;
બારીએ થઇને કાઢી નાખો, પરિખામાં છે લાગ. ૧૧
ઘર પાછળ જે ખાઇ હતી, ત્યહાં ગર્ભને નાખી દીધા;
અર્ધે અંગ કુચિત્રા દીઠા, ફરી કોણે નવ લીધા. ૧૨
પ્રસવ કાળ રાજાએ નવ જાણ્યો, ન દુઃખતું જાણ્યું પેટ;
છાનીવાત તે રાખી રાણીએ, કરાવે છે મિથ્યા વેઠ. ૧૩
તેણે સમે એક જરા જોગણી, રહેતી નગર મોઝાર;
નગરતણી તે રક્ષા કરતી, પરિખા કોટ પ્રાકાર. ૧૪
ખેચરીની ગત ચાલે ચતુરા, પરાક્રમવંત કહેવાય;
રમતી રમતી તે ત્યહાં આવી, ઉલટ અંગ ન માય. ૧૫
તે પ્રાણીમાત્રનું ભવિષ્ય જાણે, જે લખ્યા વિધાતાએ અંક;
છઠે દહાડે બાળક પાસે, વાંચવા આવે નિઃશંક. ૧૬
તે જરાજોગણી ખેચરીની ગત, રાક્ષસી ઇચ્છાચારી;
પીળાં નેત્ર ને કેશ છે ઉભા, કાળ કૃતાંત ભયકારી. ૧૭
મહીપતના મંદિર પછવાડે, ખાઇ ઉપર જે બારી;
અકસ્માત ત્યહાં આવી ચઢી, તેને કોઇ શકે નહિ વારી. ૧૮
માંસનો આહાર સદા છે તેને, કોણે ગાંજી ન જાય;
ચીતવે તેવું રૂપ ધરે ને, માયાવી તે થાય. ૧૯
જુએ તો બે કડકા દીઠા, અરધાં અંગ શરીર;

---

૧૦ પ્રસ્તાવ–હકીકત. ૧૧ પરિખા–ખાઇ. ૧૨ કુચિત્રા––બેડોળ.
૧૩ વેઠ– (સુવાવડની). ૧૪ પ્રાકાર–કિલ્લો. પરિખા–ખાઇ.

૧૫ ખેચરીની ગત (ગતિ)–આકાશમાં ફરનારના જેવી ગતિ ધારીને ચાલે. ૧૭ ઇચ્છાચારી- મરજીમાં આવે ત્યાં (કાંઇ અંતરાય વિના) જવાના સામર્થ્યવાળી. કાળ કૃતાંત ભયકારી–કાળ અને કૃતાંત સરખી ભયકારી.

૧૯ માયાવી–માયા નામની ચમત્કારિક શક્તિથી રૂપ ધારણ કરનારી.

કૌતુક દેખી જોવા લાગી, મનમાં રાખી ધીર. ૨૦
પોતે લીધા હાથ વિષે તે, અર્ધઅંગ બે ભાગ;
રમત રમતાં જોડી જોયા, ને એવો દીઠો લાગ. ૨૧
તતક્ષણ સંધાયો તે બાળક, થઈ ગયું એક શરીર;
હસ્તવિષે તે રમવા લાગ્યો, પરાક્રમવંતો વીર. ૨૨
જરા જોઇને વિસ્મય પામી, થઇ મનમાં રળિયાત;
કંઇ ભૂપતને સંતાન નથી, એ પૃથ્વીપતિ વિખ્યાત. ૨૩
કવચ કુંડળ રાજ્ય ચિન્હ છે, શોભાનો નહિ પાર;
પ્રસવી નાખી દીધા કડકા, એ છે રાજ્યકુમાર. ૨૪
વંઝાદોષ રાયને જાણું, લેઈ જાવું ત્યહાં ભેટ;
એમ વિચારી લેઇને ચાલી, વસ્ત્રે કરી લપેટ. ૨૫
દિવ્યરૂપ ધરીને જોગણી, આવી રાજ્ય સભાય;
રૂપ દેખીને વિસ્મય પામ્યો, પોતે બૃહદ્રથ રાય. ૨૬
સભા કરીને બેઠો રાજા, બીજા ક્ષત્રી અપાર;
ત્યહાં જરા જોગણી લેઇને આવી, બાળકને નિરધાર. ૨૭
વસ્ત્ર માંહેથી પુત્ર લેઇને, મેલ્યો મહીપતને ઉત્સંગ;
રાજ્ય તેજ જેમાં છે અદકું, સુંવર્ણ સરખું અંગ. ૨૮
ત્યારે હસવા લાગ્યો બાળક, પોતે રાજા સામું જોઇ;
રાજાને અતિ હર્ષ થયો જે, પુત્રની આપદા ખોઇ. ૨૯
જોશી એક તદા છે પાસે, તે પણ બોલ્યો વચન;
રાખવા સરખો પુત્ર છે માટે, રાખો હો રાજન. ૩૦
એથકી રાજ્ય તમારૂં રહેશે, વેહેશે સઘળો ભાર;
શુભલગ્નમાં એ લાવી છે, રાખો સારોદ્ધાર. ૩૧
(પછી) ભૂપતિ પૂછવા લાગ્યો તેને, બાઇ તમારૂં શું નામ;
દેવતા સરખાં દિસોછો તમો, રહેવાનું કોણ ઠામ. ૩૨
આ બાળક તમો કયાંથી લાવ્યાં, કહોની તેની પેર;
દેવાંગના તું કયાંથી આવી, આજ અમારે ઘેર. ૩૩
પછો જોગણી વાણી બોલી, હું રહુંછું તારે દેશ;

---

૨૮ ઉત્સંગ- ખોળો.

નગરતણી હું રક્ષા કરૂંછું, ખેચરીનો છે વેષ. ૩૪
રમતી રમતી આવી નગરમાં, ફરવાલાગી આજ;
મો'લ તમારાની પછવાડે, આવી હું મહારાજ. ૩૫
ઘર પછવાડાની એક બારી, તે હેઠલ જે ખાઇ;
પુત્ર ગર્ભ દીઠો મેં તત્ક્ષણ, ત્યાં હું આવી ધાઈ. ૩૬
તરફડતા દીઠા બે કડકા, અર્ધ અંગ બે ભાગ;
કરમાં લેઇને સાંધ્યા તત્ક્ષણ, જોઇને રૂડો લાગ. ૩૭
તારી સ્ત્રીના ગર્ભજ એ છે, તેમાં નહીં સંદેહ;
અર્ધ ભાગ પ્રસવ્યા છે માટે, નાખી દીધા એહ. ૩૮
તેમાટે હું ગુપ્ત રહુંછું, તારા નગર મોઝાર;
મારી મેળે નિરવાહ કરૂંછું, ન્યાયથકી નિરધાર. ૩૯
માંસ આહાર મારે છે ભાઇ, એ મારૂં સહુ ભક્ષ;
પણ રાજ્ય ગર્ભનો આહાર કરૂં તો, પાતક બેસે લક્ષ. ૪૦
ઉપકારીને પાતક બેસે, સાંભળ બૃહદ્રથ રાય;
એ પુત્ર તમારો પાળો રાજા, જેનો છે શોભાય. ૪૧
મહા બળિયો એ થાશે બાળક, કોણે ગાંજ્યો નહીં જાય;
પરાક્રમ મોટાં એ કરશે ને, કોણે નહીં જીતાય. ૪૨
એમ કહી એક દુંદુભિ આપ્યું, જરા જોગણી સાર;
આફાળીએ એ વાગે ત્યારે, શત્રુ આવે જેણીવાર. ૪૩
રાજા અતિ મન હર્ષજ પામ્યો, પૂજી દેવી સાર;
તે દહાડેથી ભક્ષ ચાલતું, કીધું છે નિરધાર. ૪૪
જરાસંધ એવું નામજ પાડ્યું, જરાએ સાંધ્યો માટ;
રૂપકળા શોભીતા બાળક, ભાગ્યા મન ઉચ્ચાટ. ૪૫
રાણીઓને તે પુત્રજ આપ્યો, કહ્યા સર્વ સમાચાર;
માનનીઓએ માન્યું સરવે, જરાએ સાંધ્યો સાર. ૪૬
જાતકર્મ ત્યાં કીધું રાયે, આપ્યાં અપરિમિત દાન;

---

૪૫ રૂપકળા - રૂપની કળા.

હય ગજ રથ પટ હેમ ભૂમિ, ગૌ અગણિત શોભા માન. ૪૭
રાણીઓ બન્ને આનંદ પામી, રાજા હરખ્યો મન;
રૂડી રીતે રાજ્ય ચલાવે, બૃહદ્રથ જે રાજન. ૪૮
ચઢતી કળા છે દિન દિન પ્રત્યે, મોટો થાયે તન;
એક દિવસ રાયને ઘેર આવ્યા, ચંડકૌશિક મુનિજન. ૪૯
સભા સહિત રાજા થયો ઊભો, મુનિ પૂજ્યા બહુ રંગ
(પછી) બાળકને તેડાવ્યો રાયે, મૂકયો મુનિને ઉત્સંગ. ૫૦
દાર્ઘ નયન વિશાળ ઉરૂ ભુજ, અજાત શોભાવંત;
પુત્રને જોઈ ઋષિ ઘણું હરખ્યા, આનંદ પામ્યા ચંત. ૫૧
રાજા કહે એ તમારી કૃપાથી, પુત્ર થયો ઉત્પન્ન;
જેમ થયું તેમ કથા કહી, જે જરાએ સાંધ્યો તન. ૫૨
ઋષિએ માથે હાથજ મૂકયો, ને આપ્યુ ત્યહાં વરદાન;
જોગણીએ સાંધ્યો માટે, જરાસંધ અભિધાન. ૫૩
કોનો ગાંજ્યો એ નહીં જાયે, સમુદ્રનું જ્યમ પાણી;
સર્વ પરી એ થાશે જરાસંધ, ઋષિ એમ બોલ્યા વાણી. ૫૪
( પછી ) રાયે ત્રાણ દિવસ મુનિ રાખ્યા, ભોજન નાના ભાત;
(ત્યારે) આજ્ઞા માગી નિજ આશ્રમ પ્રત્યે, મુનિ ગયા સાક્ષાત. ૫૫
[પછી] બૃહદ્રથ રાજા રાજ્ય કરતો, આનંદમાં દિન જાય;
દિન દિન પ્રત્યે થાયે મોટો, જરાસંધ મહાકાય. ૫૬
ઉત્તર દેશનો કુરૂષ્ટત રાજા, તેની તનયા સાર;
તેની સાથે લગ્ન કરીને, પરણ્યો રાજકુમાર. ૫૭
વળી પૌંડ્રકને ઘેર પરણ્યો પોતે, કન્યા રૂપ નિધાન;

---

૪૭ જાતકર્મ-બાળકને કરવાનો એક ધર્મનો સંસ્કાર, અપરિમિત-માપ વિનાનાં. પટ-વસ્ત્ર. ગૌ-ગાય.

૫૧ અજાત ઇ૦—જેવી શોભા એ બાળકની હતી તેવી કોઇની પૂર્વે થઇ નહોતી. ૫૩ અભિધાન-નામ. ૫૪ સમુદ્રનું ઇ૦—જેમ સમુદ્રનું પાણી બીજા કોઇ પાણીથી હારતું નથી તેમ એ કોઇથી ગાંજ્યો નહિ જાય ઠગાશે નહિ કે હારશે નહિ.

કેકય દેશના રાયની પુત્રી, સુંદરી શોભા માન. ૫૮
એમ સત્તર કન્યા પરણ્યો પોતે, જરાસંધ મહાકાય;
મહાપ્રતાપી પોતે થયો, જેનું અતુલિત બળ કહેવાય. ૫૯
જેણે સત્તર વાર માર્યો સંઘાતે, યુદ્ધ કર્યું સુણો વીર;
દિગ્વિજય કરી રાજા જીત્યા, જરાસંધ મહાધીર. ૬૦
સામા થયા તેને બાંધી લીધા, નાખ્યા કારાગ્રહ માંય;
ગરીબ રાજા આવી નમિયા, તે રાખ્યા પોતાની બાંય. ૬૧
નરમેધ કરવા ઇચ્છે છે, સંતોષવા ભૈરવ દેવ;
બાવીશ સહસ્ર ભૂપતિ બળિયા, બાંધી રાખ્યા એવ. ૬૨
એ કથા સર્વે કહી તમને, સુણો યુધિષ્ઠિર રાય;
તે જરાસંધને જીતવો છે, જે મહાબળિયો કહેવાય. ૬૩

## વલણ.

કહેવાય જરાસંધ મહાબળિયો, તે કયમ જીત્યો જાય રે;
શ્રીકૃષ્ણનાં વાયક સાંભળીને, બોલ્યા યુધિષ્ઠિર રાય રે. ૬૪

## કડવું ૨૨ મું.

## રાગ સામેરી.

ત્યારે રાય યુધિષ્ઠિર બોલિયા, સાંભળો કમળા કંથ;
એ અમારો નથી આશરો, જીતવા દુર્ઘટ પંથ. ૧
પણ તમારી કરૂણાથકી, એ થશે કારજ સર્વ;
તેમાટે જઇને ઉતારો, મગધપતિનો ગર્વ. ૨
ભેદ પરપંચે કરીને, સામ દામ ઉપાય;
જરાસંધને જીતવો છે, કૃષ્ણ કેશવરાય. ૩

---

૫૮ રૂપનિધાન—રૂપના ભંડાર.

૧ રાગ સામેરી—( ૩–૪–૩–૪–૩–૪–૩. એવા માત્રાના જથા કરવા વિરામના આરંભમાં તાળ ). ૨ મગધપતિ—જરાસંધ. ૩ ભેદ–શત્રુ પક્ષમાં ફૂટ કરવી. પરપંચ ( પ્રપંચ)—કપટ જાળનો વિસ્તાર. સામ–સલાહનાં વચનથી. દામ—લાંચ આપવી.

માટે તમો જાઓ સર્વથા, લેઈ ભીમ અર્જુન સંગ;
જરાસંધને જીતી આવો, સાંભળો શ્રીરંગ. ૪
શ્રીકૃષ્ણ કહે સુણો યુધિષ્ઠિર, તમો મૂકો ચિંતા આજ;
સર્વથા એ મારે કરવું, જરાસંધ વધ કાજ. ૫
પછી પોતે થયા પારથ, વૃકોદર ધરી ધીર;
વિપ્રવેશ ધરી કરી, નીકળ્યા ત્રણે વીર. ૬
દ્વિજ રૂપ ધરી ત્રૈણે પધાર્યા, ગિરિવ્રજપુર માંય;
બૃહદ્રથ રાજાતણો સુત એ, જરાસંધ રહે જ્યાંય. ૭
નગરકેરો કોટ ઓલંઘો ગયા પુર માંય;
દુંદુભિને ફોડી નાખ્યું, ભીમે જઇને ત્યાંય. ૮
જરાસંધ જગનમાં બેઠા, થાય ભૈરવકેરો જાગ;
ત્યાં કૃષ્ણ અર્જુન ભીમ આવ્યા, જોઈ રૂડો લાગ. ૯
આતિથ્ય વેળા આવિયા, જયમ ગૃહસ્થકેરે ઘેર;
રાજવંશી વિરાજતા, પણ વિપ્રકેરી પેર. ૧૦
પછે વિપ્રવલ્લભ જરાસુતની, યાચના ત્યાં કંધ;
અહો રાય અમો અતિથિ એવું, કહી આશિશ દીધ. ૧૧
અમો અર્થી ઇહિં આવ્યા, દેશ મૂક્યો દૂર;
આપ માગ્યું અમારૂં, અદ્ભુત સાગર પૂર. ૧૨
દાતાર દેવ સ્વરૂપ કાંવે, શું ન આપે સોય;
સમદૃષ્ટિ ને સાધુ રિપુ, સૃષ્ટિમાં કોણજ હોય. ૧૩
અરે દેહ એ આતિથ્ય છે, તેને પામીને જન જેહ;
પોતાતણો યશ ન વિસ્તારે, મહામૂરખ તેહ. ૧૪

---

૬ પછી ઇ૦-પછી પોતે, પાર્થ (અર્જુન) અને વૃકોદર (ભીમ) ત્રણે વીર ધરીને તૈયાર થયા. ૭ ગિરિવ્રજ—એ નામનું જરાસંધની રાજધાનીનું નગર.

૯ જગન—યજ્ઞ. જાગ-યજ્ઞ. ૧૧ વિપ્રવલ્લભ—બ્રાહ્મણ જેને વાહાલા છે એવા. જરાસુતની-જરા નામે રાક્ષસીએ સાંધેલા જરાસંધની.

૧૨ ઇહાં—અહીંઆં. અદ્ભુત ઇ૦-સાગરના પૂર જેવા અદ્ભુત હે જરાસંધ ! ૧૩ સમદૃષ્ટિ ઇ૦—તારા સરખા સમાન દૃષ્ટિવાળાને સૃષ્ટિમાં સાધુ અને રિપુ કોણ હોય ? ૧૪ દેહ ઇ૦—દેહ એ આતિથ્ય રૂપ છે.

હરિચંદ્ર રંતીદેવ રાજા, ઉદ્દાલ નૃપતિ જેહ;
શિબી નૃપ બળિરાય વ્યાધ્ર, કપોત આદિ તેહ. ૧૫
એવા રાજા અતિ ઘણા, વળી સત્યવાદી જેહ;
દાતાર પણ પાળીકરીને, સ્વર્ગ પામ્યા તેહ. ૧૬
પરિક્ષત ને જરાસંઘે, ઓળખ્યા આકાર;
સ્વર ક્ષત્રીના આકાર વર, કર ધનુષ્ય આંટણ સાર: ૧૭
એવા દીર્ઘ નૃપવર વિલોકી, નૃપ વિચારે મનમાંય;
એ રાજવંશી વીર છે, દીઠા હતા મેં ક્યાંય. ૧૮
એ વિપ્રવેષ ધરી કરી, છે ભૂપ ભિક્ષુક રૂપ;
એને દેહ સુધી આપવી, ભાવતી ભિક્ષા અનુપ. ૧૯
બળિરાયની અદ્યાપિ કીર્તિ, વિસ્તરી ઉદ્યોત;
દશે દિશામાં ઓપતિ, જયમ નિશાકરની જ્યોત. ૨૦
તે રાયે વિષ્ણુ ઓળખ્યા, પણ કર્યું પૃથ્વીદાન;
દૈત્યગુરૂએ ઘણું વાર્યો, રહ્યો નહિ સત્યવાન. ૨૧
તેમાટે હું પણ દાન આપું, કરૂં રૂડું કાજ;
બળિરાય સમ કીર્તિ થશે, જગતમાં મારી આજ. ૨૨
એ કૃષ્ણ અર્જુન સરીખા છે, ઓળખ્યા નિરવાણ;
પણ વિપ્ર થઇને ભિક્ષા માગી, આપું મારા પ્રાણ. ૨૩
ક્ષત્રી થઇ જે ન આપે, જીવિતવ્ય તેનું વ્યર્થ;

---

૧૫ ઉદ્દાલ— એ નામનો રાજા. ૧૬ દાતાર પણ— દાતાર એવું પણ (પ્રતિજ્ઞા).

૧૭ શું ઓળખ્યું તે કહેછે: સ્વર ઇ૦- તેમનો ક્ષત્રિયનો સ્વર, તેમનો ઉત્તમ આકાર, અને કર ઉપર ધનુષ્યનાં આંટણ.

૧૮ દીર્ઘ–અર્થાત્ મોટા. નૃપવર–ઉત્તમ ક્ષત્રિય. ૧૯ છે–અર્થાત્ આવ્યા છે. દેહ સુધી–મારો દેહ રહે ત્યાં લગી ભિક્ષા આપવી. ૨૦ ઉદ્યોત (ઉદ્યોતિત) પ્રકાશિત. ઓપતી—શોભતી. નિશાકર–ચંદ્ર. જ્યોત (જ્યોતિ)-તેજ.

૨૧ દૈત્યગુરૂ–શુક્ર. રહ્યો નહિ–વાર્યો રહ્યો નહિ.

વિપ્ર જાચે વિમુખ ત્યારે, શો અર્થ આવે ગર્થ. ૨૪
આ પિંડ તો નિશ્ચે પડે, તેમાં નહીં સંદેહ;
તેમાટે યજ્ઞને જવા દઉં તો થાયે મિથ્યા દેહ. ૨૫
એમ વિચાર્યું મહામતિ તે, જરાસંધે જાણ;
કૃષ્ણ અર્જુન વૃકોદરશુ પછે વદિયો વાણ. ૨૬
હે વિપ્ર માગો મન ગમેતે, આપીશ તમને આજ;
જો માગશો મુસ્તક લગી તો, આપવું દ્વિજરાજ ! ૨૭
જરાસંધ એમ પણ કરીને, બોલ્યો વચન ઉદાર;
જરાસુતનાં વચન સુણીને, બોલ્યા જગદાધાર. ૨૮
અહો ધન્ય ઉદાર નૃપ, તુ આપ્ય અમને યુદ્ધ;
યુગ્મ જોડી યુદ્ધ કીજે, કામનાએ શુદ્ધ. ૨૯
અમો ક્ષત્રી છું સંગ્રામ કામી, ન માગું ધન અન્ય;
આ વૃકોદર વીર ને વળી, બીજો આ અર્જુન. ૩૦
એ બેહુનો માતુલતણો સુત, કૃષ્ણ મારૂ નામ;
તારો વેરી જાણ મુજને, આપ તું સંગ્રામ. ૩૧
એવું સાંભળી અટ્ટહાસ્યે, હશ્યો માગધરાજ;
અરે મૂર્ખો ! હું વળી તમને, યુદ્ધ આપીશ આજ. ૩૨
તુજ સાથ હરિ હું નહિ વઢું, તારૂં ભયાતુર આચર્ણ;
માહેરી ભીતે તજી મથુરા, ગયો સાગર શર્ણ. ૩૩
બાણાવળી આ વીર અર્જુન, બળે મુજથી હીન;
છે ભીમ હું સરખો વળી પણ, દીસતો છે પીન. ૩૪
એમ કહીને ભીમને એક, ગદા આપી સાર;
બીજી ગદા પોતે ગ્રહી, નીસર્યો પુરથી બાહાર. ૩૫

---

૨૪ ન આપે–દાન ન આપે. જીવિતવ્ય–જીવતર. અર્થ–કામમાં. ૨૫ યજ્ઞ–અતિથિ યજ્ઞ. જવા દેઉં–અતિથિ યજ્ઞ કરવાની તક જવા દેઉં.

૨૯ કામના–ઇચ્છા. ૩૨ અટ્ટહાસ્યે–ખડખડીને. ૩૩ ભયાતુર–બીકીકણુ. ભીતે–ભયથી. ૩૪ પીન–પુષ્ટ.

પાધરી પૃથ્વી વિષે જઇ, સજ્યા બન્ને શૂર;
વજ્ર સરખી ગદા ગ્રહીને, વઢે સાગરપૂર. ૩૬
વિવિધ મંડળ માંડતા, ખાંડતા પૃથ્વી પાય;
જ્યમ વજ્ર વજ્રે આફળે, મહાશબ્દ એવા થાય. ૩૭
માતંગ બે માતા વઢે, દે દંત દંતે ઘાય;
તે ભીમને માગધ વઢે, ત્યાં યુદ્ધ દારૂણ થાય. ૩૮
ગદા અન્યો અન્ય અફાળે, તે માંહો માંહે શૂર;
કડકા થઈ ઉડી ગયા જ્યમ, આકડાનું તૂર. ૩૯
કટિ સ્થળ કર પાદ જંઘા, વિષે કરતા મહાર;
યુદ્ધ કરે ત્યાં વીર શોભે, બે સરીખા સાર. ૪૦
પડછંદે પાટુ વાગતી, ઘૂમતા જ્યમ ગજરાજ;
કુલિશ સરખા કઠિણ મારે, પાણિ પગના ઘાય. ૪૧
એમ પરસ્પર ક્રોધે વઢે, કરે અંગ મહાર અનેક;
પૃથ્વી પડે ઊઠે વળી, યુદ્ધ કરે ઝાલી ટેક. ૪૨
મલ્લની પેરે યુદ્ધ કરતા, બન્ને બળિયા શૂર;
શ્રીકૃષ્ણ અર્જુન જુએ ઉભા, વેગળા રહી દૂર. ૪૩
પછે સાંજ પડી સૂર આથમ્યો ત્યારે, વિરામ્યા બે વીર;
પછે ચાર જણ મળી એકઠા, આવિયા પુરમાં ધીર. ૪૪
ત્રણે જણને તેડીને ઘેર, આવ્યો માગધ રાય;
સ્નાન ભોજન શયન આસન, ઘણી સ્વાગત થાય. ૪૫
ભાવતાં ભોજન કરાવે, ઘણે આદરમાન;
શયન કરતા સાથ અર્જુન, ભીમને ભગવાન. ૪૬
પ્રાતઃકાળે ઉઠિયા, કર્યા નિત્યકર્મ વિધાન;
સ્નાન ભોજન કરી ચાલ્યા, રણવિષે બળવાન. ૪૭
સંગ્રામ કરતા ધર્મ ધરી, આવતા સાંજે ઘેર;
ગાત્ર ભંગ થયાં ભીમનાં તે, જાણે શ્રીહરિ પેર. ૪૮

---

૩૬ પાધરી–સરખી–સમાન. સજ્યા–તૈયાર થયા. સાગરપૂર–સાગરના પુરની પેઠે. અર્થાત્ અતિશય. ૩૭ મંડળ–પેંતરા ૪૧ કુલિશ–વજ્ર.

## વલણ.

પેર જાણે પ્રાણજીવન, હાથ ફેરવે અંગ રે;
ભીમ ભડ ઘણું હાર પામ્યો, ધીરજ આપે શ્રીરંગ રે. ૪૯

## કડવું ૨૩ મું.

### રાગ પરજીઓ.

વૈશંપાયન કહે સુણ રાય, સુણતાં દુષ્કૃત દૂર પળાય;
કહું પૂજ્યકેરી કથાય, સાંય જેને શ્રીહરિ રે. ૧
જરાસંધ કરે યુદ્ધ ઘોર, દશસહસ્ર હાથીનું જોર;
તેની સાથે પાંડુકિશોર, વૃકોદર બહુ વઢે રે. ૨
કરે દિવસે યુદ્ધ અપાર, નિશાએ જાય નગર મોઝાર;
શ્રીકૃષ્ણ ને પાંડુકુમાર, સુવે એક સાથરે રે. ૩
યુદ્ધ કરતાં થયા બહુ દિન, જરાસંધ ન પામ્યો પતન;
થયું શિથિલ ભીમનું તન, ગદાના પ્રહારથી રે. ૪
એકવાર નિશા પડી જ્યારે, ત્રણે વીર સુતા છે ત્યારે;
વૃકોદર બોલ્યો તેણીવારે, સુણો જદુનાથ જી રે. ૫
હાવે હું પામ્યો છું હાર, મેં તો સહેવાતા નથી પ્રહાર;
જરાસંધ મારે બહુ માર, હવે હું શુ કરૂં રે. ૬
તમે નિર્દય થયા જદુનાથ, શીદ આવ્યો તમારી સાથ;
મારૂં મર્ણ જરાસંધ હાથ, હરિ તમો ધારિયું રે. ૭
નથી કરવો મારે યજ્ઞ, અંગો અંગ થયાં મારાં ભગ્ન;
મારૂં મર્ણ તમારે લગ્ન, જેવો આનંદ છે રે. ૮

---

૧ રાગ પરજીઓ. પૂર્વાર્ધમાં ૨૮ અને ઉત્તરાર્ધમાં ૨૪ માત્રા કરવી. ત્રીજી માત્રાથી દરેક ચોથી માત્રાએ તાળ. ( રૂપ:—૨, ૪, ૪, ૪; ૨, ૪, ૪, ૪. અને ૨, ૪, ૪, ૩; ૧, ૪, ૪, ૨. ) દુષ્કૃત–પાપ.

૨ પાંડુકિશોર–પાંડુનો પુત્ર ( ભીમ ).

૪ ન પામ્યો પતન–પતન (મૃત્યુ ) ન પામ્યો. ૮ મારૂં ઈ૦—મારૂં મરણ તે તમારે મન લગ્ન જેવો આનંદ છે, ( એમ મને જણાય છે ).

હવે હું નહીં આવું નાથ, તમો યુદ્ધ કરો તેની સાથ;
જુઓ જરાસંધના હાથ, ત્યારે સહુ જાણશો રે. ૯
હવે હું દુઃખિયો ઘણું થાઉં, વિષ ઘોળી હળાહળ ખાઉં;
જાણું હમણાં નાશી જાઉં, પડું ગંગા વિષે રે. ૧૦
વૃકોદરનાં સુણી વચન, ત્યારે બોલ્યા જગજીવન;
હાથ ફેરવ્યો ભીમને તન, શરીરે શાતા વળી રે. ૧૧
અરે વલ્લભ મારા વીર, હાવે રાખો હૃદયમાં ધીર;
તારૂં કુશળ રહેશે શરીર, કાયર ક્યાં થાય છે રે. ૧૨
હાવે આપણું કારજ સરશે, કાલે નિશ્ચે જરાસંધ મરશે;
તારો યજ્ઞ જગમાં વિસ્તરશે, વિબુધ વખાણશે રે. ૧૩
એના મર્ણતણો કહું લાગ, ચીરજે બેઉ ઝાલીને પાગ;
દૂર નાખજે અંગ વિભાગ, ત્યારે નિશ્ચે મુઓ રે. ૧૪
એવું બોલ્યા શ્યામશરીર, ત્યારે હરખ્યો વૃકોદર વીર;
પછે મનમાં રાખી ધીર, ઉઠયા સૂર ઉગતે રે. ૧૫

## વલણ.

વાતો કરતાં વહાણું વાયું, હવો પ્રાતઃકાળ રે;
ભીમ અર્જુન ઉઠિયા તે, પૂજ્યા શ્રીગોપાળ રે. ૧૬

## કડવું ૨૪ મું.

## રાગ સોરઠ.

પ્રાતઃસમે ઉઠીને ચાલ્યા, યુદ્ધ કરવા તતકાળ રે;
ગદાઓ કરમાં ગ્રહી તે, ભીમ ને ભૂપાળ રે. ૧
ગદાઓ નિત નવી લાવે, વજ્ર સરખી જાણ રે;
તે ચૂર્ણ થાયે યુદ્ધ કરતાં, ગદાઓ નિરવાણ રે. ૨
એમ યુદ્ધ કરતાં વીતી ગયા ત્યાં, દિવસ સત્તાવીસ રે;
હવે છેલ્લે દિવસે વઢે છે, ભીમને માગધ ઇશ રે. ૩

---

૧૩ વિબુધ–દેવ.

૧ રાગ સોરઠ.—છંદ હરીગીતની ચાલ.

સંગ્રામ દારૂણ થયો તે દિન, સુણ જનમેજય રાય રે;
કંપાયમાન થઈ ધરા, ડોલિયો પન્નગરાય રે. ૪
તૂટી પડે ગિરિ શિખર મોટાં, થાય ઉલ્કાપાત રે;
પાતાળ સાતે ખળભળ્યાં, ઉછળ્યા સાગર સાત રે. ૫
મહાશબ્દ પડછંદા પડે, ડોલ્યા દશે દિક્‌પાળ રે;
ધુંધકાર નભમાં થઈ રહ્યું, શું થશે પ્રલેકાળ રે. ૬
વિમાન બેશી દેવ આવ્યા, યુદ્ધ જોવા કાજ રે;
દંત કરડે ભડે ભીરૂ, વઢે જેયમ ગજરાજ રે. ૭
યુદ્ધ કરતા નથી ડરતા, સમાન યોદ્ધા જોડ રે;
ઉઠે પડે આખડે બેસે, વઢે બાંધી હોડ રે. ૮
દશ સહસ્ત્ર વારણતણું બળ, એવો જરાસુત મહાયોધ રે;
વજ્ર સરખી ગદા મારે, ભીમને કર્યો ક્રોધ રે. ૯
ગતિભંગ ભીમ થયો તદા, સૌ શિથિલ ગાત્ર શરીર રે;
મન એમ જાણે મર્ણ આવ્યું, ગતબળ વૃકોદર વીર રે. ૧૦
જરાસુતના જન્મ વેળા, મર્ણ જાણે ઇશિ રે;
હરિએ કહ્યુ હતું ભીમને, ભૂલી ગયો તે દિશ રે. ૧૧
એ જરાસંધને સાંધ્યો ત્યારે, જરાએ કહી વાણ રે;
તે સંધિમાંથી ચીરે ત્યારે, જાય એના પ્રાણ રે. ૧૨
અધિક વાધ્યો વૃકોદરથી, જે સમે રિપુરાજ રે;
તે સમે હરિએ મન વિચાર્યું, વેરીવધનું કાજ રે. ૧૩
તે ભીમ તો ભૂલી ગયો, હરિએ કહ્યુ હતું પ્રદષ્ટ રે;
ત્યારે ભીમને દેખાડવા, સંજ્ઞા કરી શ્રીકૃષ્ણ રે. ૧૪

---

૪ પન્નગરાય–શેષનાગ. ૫ ઉલ્કાપાત—બળતા પદાર્થો આકાશમાંથી પડવા તે. ૬ પડછંદા–પડઘા. ધુંધકાર–ધૂળ ઉડવાથી થયેલો અંધકાર. નભમાં–આકાશમાં.

૭ ભડે–ભીડે-બાઝે. ૯ વારણ–હાથી. ૧૦ ગતિભંગ–શક્તિરહિત. સૌ શિ૦— શરીરનાં સહુ ગાત્ર ( અંગ ) શિથિલ થયાં. ગતબળ-બળ રહિત.

૧૧ ઇશિ–હરિ-કૃષ્ણ. તે દિશ–તે વખતે. ૧૨ સંધિ–બે ભાગ સંધાયાથી જે સાંધો થયો હતો તે. ૧૩ અધિક વાધ્યો-ઘણો વધ્યો ( જીતમાં કે બળમાં ). રિપુરાજ–જરાસંધ. ૧૪ પ્રદષ્ટ—સ્પષ્ટ.

કો વૃક્ષકેરૂં પત્ર હરિયે, વિદાર્યું વિચ સાર રે;
સામા રહી સંજ્ઞા કરી, એ વિધ રિપુને માર રે. ૧૫
સાનમાં સમજી ગયો છે, વૃકોદર તે વાત રે;
ચર્ણ ઝાલી શત્રુ ઉપાડ્યો, અવનિ અકસ્માત રે. ૧૬
પછે ચર્ણ ઝાલી ચીરિયો તે, થયા છે બે ભાગ રે;
કરમાં ગ્રહીને દૂર નાખ્યા, આવ્યો રૂડો લાગ રે. ૧૭
આવી મળ્યા બે ભાગ પાછા. તરફડતા તેણીવાર રે;
સજીવન થઇ કર ગ્રહી ગદાનો, કયા ભીમને પ્રહાર રે. ૧૮
તે ગદા પ્રહારે ભીમકેરૂં, થયું શિથિલ ગાત્ર રે;
હરિ સામું ફરી જોયું. કરી સાન શ્યામળગાત્ર રે. ૧૯
ફરી પત્ર હરિયે ચીરિયું, બે ભાગ નાખ્યા દૂર રે;
વચમાંહે શિવનું કર્યું સ્થાપન, સાન સમજ્યો શૂર રે. ૨૦
પછે એક પગ પગવડે ચાંપ્યો, ગ્રહ્યો બીજો પાણ રે;
સધ સાંધાથકી ચીર્યો, જરાસુતને જાણ રે. ૨૧
એક કર મસ્તક કટિતટ, એક હસ્તને એક પાગ રે;
કરણ લોચન અકેકા, એમ જુજવા બે ભાગ રે. ૨૨
તે ભાગ બન્યો દૂર નાખ્યા, બે દિશાએ જાણ રે;
વચમાંહે શિવનું બાણ કીધું, વેળનું નિરવાણ રે. ૨૩
ત્યારે તરફડતા બે ભાગ આવ્યા, મળવાને તે સંગ રે;
મધ્યમાં મહાદેવ સ્થાપ્યા, ( તેથી ) રહ્યાં જૂદાં અંગ રે. ૨૪
એ ઉપાસક છે શિવતણો તે, આણ નવ લોપાય રે;
માટે અંગ પાછાં નવ મળ્યાં તે, તું સુણ જનમેજય રાય રે. ૨૫
મળ્યા નહિ બે ભાગ જ્યારે, મુઓ માગધરાજ રે;
પ્રાણ તત્ક્ષણ ગયા તેના, સહુ સર્યાં કાજ રે. ૨૬
જરાસંધ હણ્યેથકે, ત્યાં હવો હાહાકાર રે;
કૃષ્ણ અર્જુન ભીમને ભેટ્યા, વખાણ્યો બહુ વાર રે. ૨૭

---

૧૫ વિદાર્યું-ચીર્યું. ૧૬ અવનિ (થી)-પૃથ્વી ઉપરથી. ૧૯ શ્યામળગાત્ર-કાળા અંગવાળા ( કૃષ્ણ ).

દુંદુભિ વાજ્યાં, પુષ્પ વૃષ્ટિ સુર કરે જય જયકાર રે;
માગધપતિને મારીને, આવિયા પુરમાં જ્યાર રે. ૨૮
સહદેવ સુત છે જરાસંધનો, નમ્યો જોડી પાણ રે;
તેને રાજાનો અભિષેક કીધો, પોતે પુરૂષપુરાણ રે. ૨૯
જરાસંધે બંધ બાંધ્યા, હુતા રાજા જેહ રે;
દીનબંધુ દયાનિધિએ, છોડવ્યા સહુ તેહ રે. ૩૦

## વલણ.

રાજા સર્વે છોડિયા, માગધને મારી કરી;
એ કથામાં સંદે' પડ્યો માટે, જનમેજય પૂછે ફરી. ૩૧

## કડવું ૨૫ મું.

## રાગ સારંગ.

રાય જનમેજય પ્રશ્ન કરે, સુણો વૈશંપાયન મુન;
કરજોડી પૂછું સ્વામી, સંદેહ થયો મુજ મન. ૧
જરાસંધ માગધનો રાજા, શૂરવીર બળવંત;
તે ભિક્ષા માગી ભીમની પાસે; મરાવ્યો શ્રીભગવંત. ૨
સત્તરવાર શ્રીકૃષ્ણ સંઘાતે, યુદ્ધ કરીને હાર્યો;
(ત્યારે) જીવતો કયમ મૂક્યો હરિએ, શામાટે નવ માર્યો. ૩
(પછી) મથુરા મૂકી નાઠા માધવ, જરાસંધની ભીતે;
સાગર માંહે નગર વસાવ્યું, રહ્યા રમાપતિ રીતે. ૪
તેમાટે તમો ટાળો મુનિવર, એ સંદેહ સમુદાય;
જરાસંધને શામાટે, નવ માર્યો જાદવ રાય. ૫
(ત્યારે) વૈશંપાયન બોલ્યા વાણી, સુણ જનમેજય એહ;
એ કથા યથારથ માંડી કહું તને, ટાળું સર્વ સંદેહ. ૬
માગધ દેશનો રાય જરાસંધ, કરતો નિર્ભય રાજ;
જરાજોગણી ઇષ્ટદેવ તેને, કરે ચિંતવ્યાં કાજ. ૭

---

૧ રાગ સારંગ–ચોપાયાની ચાલ. ૪ ભીતે–બીકે. રીતે–રાજરીતિએ.
૫ સમુદાય–જથો.

(ત્યારે) એક દિવસ આરાધન કરિયું, જરાસંધે તત્કાળ;
જરાજોગણી આવી ઉભી, શું કહેછે ભૂપાળ. ૮
પછે કરજોડીને રાજા બોલ્યો, સુણિયે મારી માત;
મર્ણતણો ભય લાગે મુજને, ચિંતા કરૂં દિન રાત. ૯
ત્યારે જરા કહે હું જ્યહાં લગી જીવું; ત્યાંહાં લગી જીવન તારૂં;
ત્યારપછી તારો દેહ પડે, જ્યારે પેહેલું મર્ણ થાય મારૂં. ૧૦
હું જીવતાં તુંને કો નવ મારે, સાંભળ હો નરધીશ;
ત્યાંલગી તારૂં મર્ણ નહીં, જો કોપે વિષ્ણુ અજ ઇશ. ૧૧
આ ગદા એક આપુંછું તુજને, વજ્ર સરીખી સાર;
તે શત્રુ ઉપર મૂકીશ ત્યારે, ફરશે એકજ વાર. ૧૨
સો ફેરા ફેરવજે શિરપર, ગદા ગ્રહી કર માંય;
શત્રુની ઉપર નાખજે, વગતી થશે પરાજય તાંય. ૧૩
આ પ્રધાન તાહરી પાસે છે, જેનું હિંસક દાંભિક નામ;
એ જીવતાં તારૂં મરણ નહીં, ને થાશે પૂરણ કામ. ૧૪
ગદા ચોગિણી પ્રધાન બન્યો, એ ચાર છતાં ભૂપાળ;
મર્ણ ન આવે એવું કહીને, જરા ગઈ પાતાળ. ૧૫
પછે જરાસંધ બળવાન થયો ને, વાધ્યું અતિ અભિમાન;
જગમાંહે સહુને એમ જાણે, કો નથી મુજ સમાન. ૧૬
શ્રીકૃષ્ણે જ્યારે કંસને માર્યો, મથુરામાં નિજ ઘેર;
ત્યારે જરાસંધ વઢવાને આવ્યો, લેવા કંસનું વેર. ૧૭
જદુપતિ સાથે યુદ્ધ કર્યું બહુ, સેનાનો નહિ પાર;
વારંવાર સેના લેઇ આવ્યો, વઢિયો સત્તર વાર. ૧૮
ત્યારે હાર્યો જરાસંધ ઘેર જઇને, કરવા લાગ્યો વિચાર;
હવે કૃષ્ણસહિત જાદવ સંહારૂં, મૂકું ગદા નિરધાર. ૧૯
ગદા ફેરવી કરમાં ગ્રહીને, શિર ઉપર તેણીવાર;
નવાણું ફેરા ગદા ફેરવી, ભૂલી ગયો એક વાર. ૨૦
મૂકી ગદા ઘુઘરતી ચાલી, આવી મથુરા દેશ;
મેઘની પેરે કરી ગર્જના, સાંભળ પાંડુ નરેશ. ૨૧

---

૧૧ નરધીશ–નરાધીશ (રાજા). અજ–બ્રહ્મા. ઈશ–મહાદેવ.

એક ફેરો ઓછી ફેરવી, ગદા જરાસંધ જાણ;
ચાર કોશ મથુરાથી પાછી, પૃથ્વી પડી નિરવાણ. ૨૨
પડતામાં પૃથ્વી પડ ફાડયું, ગઈ તરત પાતાળ;
જરા જોગણીને શિર વાગી, આવ્યો તેનો કાળ. ૨૩
જરા જોગણી મૃત્યુ પામી, ગદા રહી તે સાથ;
તે વાત જાણી જરાસંધ વળતો, ઘસવા લાગ્યો હાથ. ૨૪
તે દેવકન્યા થઇ જરા અવતરી, રહી સરસ્વતી પાસ;
બાળકની છઠી લખવાને, ફરતી વિશ્વપ્રકાશ. ૨૫
ગદા યોગિણી બન્યો ગયાંને, લેવાયું નહિ વેર;
સુણ જનમેજય વળતી હાવે, પ્રધાનની કહું પેર. ૨૬
હિંસક દાંભિક બન્નો બાંધવ, તેને એવું વહાલ;
એક એકનું મરણ સાંભળે, પ્રાણ તજે તતકાળ. ૨૭
મોટો ભાઈ જે દાંભિક તે તો, મૃગયા ગયા એક દિન;
હિંસક પોતે ઘેર રહ્યો ત્યાં, આવ્યા નારદ મુન. ૨૮
નારદ કહે તુજ બાંધવ બુડયો, યમુનાના જળ માંય;
હમણાં હું નજરે જોઈ આવ્યો, કહેવા તુજને આંય. ૨૯
વાત સાંભળી ચટપટી લાગી, હિંસકને તેણીવાર;
તત્ક્ષણ દોડી પડિયો પોતે, જમુના જળ મોઝાર. ૩૦
(ત્યારે) સાંજ સમે મૃગયાથી આવ્યો, દાંભિક ત્યાં નિરધાર;
વાત સાંભળી જે વીર મુઓ, ત્યારે કરતો હાહાકાર. ૩૧
દાંભિક તરત તે વેળા ચાલ્યો, પડિયો જમુના માંય;
પરસ્પરે બાંધવ બે બળિયા, મૃત્યુ પામ્યા ત્યાંય. ૩૨
જરાસંધે તે વાત સાંભળી, દુઃખ પામ્યો બહુ નંદ;
આક્રંદ કરતો શોકને ધરતો, લાગ્યો હુતાશન. ૩૩
જરા ગઇ ને ગદા ગઇ, બે પ્રધાન પામ્યા મરણ;
હિંમત સરવે હારી ગયો, હવે જાઉં કોને શરણ. ૩૪

---

૨૫ સરસ્વતી-બ્રહ્માણી. વિશ્વપ્રકાશ-વિશ્વમાં પ્રકાશ (પ્રકટ) રીતે.
૩૩ આક્રંદ-રડારોળ. હુતાશન-અગ્નિ.

(પછી) જરાસંધે તપ કરવા માંડયું, આરાધ્યા મહાદેવ;
થોડા દિવસમાં પ્રસન્ન થયા, શિવ આવી મળ્યા તતખેવ. ૩૫
જટા ગંગ ચંદ્ર ભાલ ત્રિલોચન, કર્પૂર ગૌર સમાન;
માગ્ય માગ્ય હો જરાસંધ બળિયા, આપું તુને વરદાન. ૩૬
એવા પ્રસન્ન થયા શિવ પ્રત્યે. (વળતો) બોલ્યો માગધરાય;
કૃષ્ણને હાથે મરણ ન પામું, વિજય સદા મમ થાય. ૩૭
ત્યારે શંકર કહે એકવાર તું જીતીશ, આનક દુંદુભિ તન;
હરિને હાથે મરણ નહિ તારૂં, સાંભળ હો રાજન. ૩૮
એવું કહી અંતર્ધાન થયા શિવ, આવ્યો જરાસંધ ઘેર;
(પછી) કૃષ્ણની સાથે યુદ્ધ કરવાને, રાય વિચારે પેર. ૩૯
ત્યારે સેન લેઇને જરાસંધ આવ્યો, મથુરા પુર મોઝાર;
શિવનું વચન પાળવામાટે, નાઠા દેવ મુરાર. ૪૦
(વળી) ભીમની પાસે મરાવ્યો એને, તે કારણ મહિમાય;
એ સરવે વાત કહી સંક્ષેપે, સુણ જનમેજય રાય. ૪૧

## વલણ.

જનમેજય રાય સાંભળો, અતિ આનંદ આણી મન રે;
કહે દાસ ગીરધર હવે કહું કથા, જે છોડયા સહુ રાજન રે. ૪૨

## કડવું ૨૬ મું.

## રાગ મારૂ.

બોલ્યા વૈશંપાયન મુન, સુણ જનમેજય રાજન;
રાય જરાસંધને માર્યો.સહદેવને રાજ્ય બેસાર્યો. ૧
ભૂપતિ બાવીસ હજાર, કારાગ્રહમાં પડયા નિરધાર;
ત્યાં ગયા પોતે ભગવાન, રાય છોડવ્યા દેઇને માન. ૨
જરાસંધતણો વધ જાણી, નિસર્યા તે આનંદ આણી;
મલિનાંગ તથા મળવાસી, ઘણા દિવસતણા ઉપવાસી. ૩

---

૩૬ જટા ઇ૦–જટામાં ગંગા, ભાલ ( કપાળ )માં ચંદ્ર, કર્પૂર ( કપૂર ) સમાન ગૌર વર્ણના.

૩ મલિનાંગ–મલિન શરીરવાળા. મળવાસી–મલિન જગોમાં રહેનારા.

કૃષ કાય વદન મનહીણ, ગિરિરોધન માટે ક્ષીણ;
તેણે દીઠા અચ્યુત આમ, પટ પીત તનુ ઘનશ્યામ. ૪
ભૃગુલાંચ્છન શ્રીવત્સ સાર, અલંકાર સહિત ભુજ ચાર;
પ્રભુ પંકજલોચન નિરખ્યા, હસતે મુખ જોવા સરખા. ૫
મકરાકૃતિ કુંડળ કાન, મણિ મુકુટ ભજે ભગવાન;
કર કમળ ગદા નિરવાણ, શંખ ચક્ર વિરાજે પાણ. ૬
કટિમેખળા કંકણ હાર, કડાં અંગદ મુદ્રિકા સાર;
મણિ કૌસ્તુભ કંઠ વિરાજે, તેના તેજથી તિમિર ભાજે. ૭
વનમાળી વિરાજિત રૂપ, દેખી વિસ્મય પામ્યા ભૂપ;
નૃપ નેત્રે પિતા રૂપ, રસના રસ લેતા ભૂપ. ૮
પરિરંભણ કરતા પાણે, મુખે સ્તુતિ કરતા દીન વાણે;
જાણે ગંધજ લે છે ઘ્રાણે, હરિમૂર્તિ ધ્યાનમાં આણે. ૯
સહુ ઇંદ્રિયના રસ આવે, હરિ મહીપતિને મન ભાવે;
નૃપ મસ્તક નીચાં નામી, પડ્યા પાય હરિ પરણામી. ૧૦

---

૪ કૃષ ઇ૦—જેમની કાયા ( શરીર ) અને વદન ( મુખ ) કૃશ ( પાતળાં થઇ ગયાં છે એવા. મનહીણ-વિચારશકિત જેમની નબળી પડી ગઇ છે એવા. ક્ષીણ ઇ૦-પર્વતમાં રોધન (અટકાવ ) થયેલું માટે ક્ષીણ થયેલા. અચ્યુત-વિષ્ણુ. પટપીત-જેનું વસ્ત્ર પીળા રંગનું છે એવા. તનુ ઇ૦—જેમનું તનુ (શરીર) ઘન ( મેઘ )ના જેવું શ્યામ છે એવા.

૫ ભૃગુલાંચ્છન-એ નામનું ચિન્હ. શ્રીવત્સ-એ નામનું ચિન્હ. પંકજલોચન કમળ સમાન નેત્રવાળા.

૬ મકરાકૃતિ-મગરના જેવા આકારનાં. ભજે-શોભે. ૭ અંગદ-બાજુબંધ. મુદ્રિકા-વીંટીઓ. તિમિર અંધકાર.

૮ નૃપ ઇ૦—નૃપો તેમને નેત્રથી પિતારૂપ જોતા હતા. રસનાવડે તેનો જાણે રસ લેતા હતા-અર્થાત્ તેનો આનંદ પામતા હતા.

૯ પરિરંભણ-આલિંગન. પાણે-હાથે. દીનવાણે-દીન વાણીએ. ઘ્રાણે-નાકે.

૧૦ સહુ ઇ૦—હરિના દર્શનમાં સહુ ઇંદ્રિયના રસ આવે છે. અર્થાત બધી ઇંદ્રિયોવડે બધા વિષય ભોગવતાં જે આનંદ મળે તે એકલા હરિને જોવાથીજ મહીપતિઓને મળતો હતો. પરણામી ( પ્રણામી ) -પગે લાગીને.

પ્રભુને જોઈ પામ્યા સુખ, વિસરી ગયું બંધન દુઃખ;
પૃથ્વીપત જોડી પાણ, સ્તુતિ કરતા ગદગદ વાણ. ૧૧
તમો નિરમળ દેવ મુરારિ, શરણાગતના સુખ કારી;
પરમેશ્વર અમને પાળો, ભવસાગરનો ભય ટાળો. ૧૨
નથી કરતા કોનો દ્વેષ, અમો સાધુ સદા પરમેશ;
હે કૃષ્ણ તમો અમો કાંડચા, જરાસંધે કષ્ટ પમાડચા. ૧૩
અમને નવ આવે રીસ, જરાસંધ વિશે જગદીશ;
થયું દર્શન દો મુરાર, અમને કર્યો એ ઉપકાર. ૧૪
નૃપ રાજ્યે કરી મદમાતા, નવ મુક્તિને મારગ જાતા;
તારી મોહ પમાડે માયા, તેણે કરી વીર વંચાયા. ૧૫
લક્ષ્મીને નિશ્ચલ કામે, ભડ ભૂર પડચા તે ભામે;
જ્યમ અજ્ઞાની જન હોય, મૃગતૃષ્ણાને માને તોય. ૧૬
ત્યમ મૂરખ માને સાચુ, સંસારતણું સુખ કાચું;
અમો પૂર્વે હુતા પાપી, મન મૂરખતા મનવ્યાપી. ૧૭
જયકામી કરતા યુદ્ધ, અતિ અંતઃકરણ અશુદ્ધ;
ઉન્મત કુમાર્ગે હીંડચા, અપરાધ વિના જન પીડયા. ૧૮
એવા અમો સર્વ મહાદુષ્ટ, માટે આવડું પામ્યા કષ્ટ;
જે કાળતણી ગતિ ઘાડી, તેણે લક્ષ્મી નાશ પમાડી. ૧૯
તે કાળ તમારૂં રૂપ, તેણે આ ગતિ કીધો ભૂપ;
અહંકાર અમારા ભાગ્યા, જો ચર્ણ તમારે લાગ્યા. ૨૦

---

૧૬ લક્ષ્મીને ઇ૦--લક્ષ્મીના નિશ્ચળ (ન ચળે એવા) કામે (ઈચ્છાથી). ભડ ઈ૦–ભડ (ભટ–વીર) ભૂર (ભૂરિ–ઘણા) તે ભામે (લક્ષ્મીની મિથ્યા આશામાં) પડચા છે. મૃગતૃષ્ણા ઈ૦–મૃગતૃષ્ણા (ઝાંઝવાં)ને તોય (નીર) માને છે.

૧૭ મન ઇ૦–હે મનવ્યાપી ! અમારા મનમાં મૂરખતા ( મૂર્ખતા ) હતી. ૧૮ જયકામી–જય મેળવવાની ઇચ્છાવાળા થઇને પીડયા—( અમોએ ).

૧૯ નાશ પમાડી-(જરાસંધની). આ ગતિ કીધો-મરણની ગતિને પમાડયો.

હવે રાજ્યથકી નવ હરખું, માનું મૃગતૃષ્ણા સરખું;
સુખભોગ વિના રહો દેહ, ક્ષણભંગુર જાણું એહ. ૨૧
તેવો દેહને તેવું રાજ્ય, બેહુ ચંચળ કીધાં ત્યાજ્ય;
અમો દેવપણું નવ યાચું, અમો સ્વર્ગથકી નવ રાચું. ૨૨
જે કર્મતણું ફળ સ્વર્ગ, નવ આપે તે અપવર્ગ;
કર્મે નવ કર્મજ નાસે, સ્તુતિ સાર કથા રસ ભાસે. ૨૩
અમને કહો તેહ ઉપાય, જેથી ભક્તિ તમારી થાય;
અવતાર અનેરા ધારૂં, વિસરૂં નહીં ધ્યાન તમારૂં. ૨૪
એવું આપો અમને જ્ઞાન, ભયભંજન શ્રીભગવાન;
નમો કૃષ્ણ નમો વાસુદેવ, હરિ ને પરમાત્મા એવ. ૨૫
શરણાગતના સુખકારી, નમો ગોવિંદ દેવ મુરારિ;
સુણ પરીક્ષિત એહજ વાણી, પ્રભુ બોલ્યા એમ શારંગપાણિ. ૨૬
ભૂપ બંધન ભાગી શ્યામ, મહીપતશુ વદિયા આમ;
સુણો ભૂપ કહે ભગવાન, હવે થાશે મારૂં જ્ઞાન. ૨૭
મુને આજથકી આરાધો, ભાવે ભક્તિ મારી સાધો;
તમો જે માગો તે થાશે, અજ્ઞાન તમારૂં જાશે. ૨૮
છો ભૂપતિ ભાગ્યવાન, જો ઉપન્યું એવું જ્ઞાન;
એક હૈહય નામે ધરેશ, વળી વેન નહુષ નરેશ. ૨૯

---

૨૩ અપવર્ગ-મોક્ષ. આ લોકમાં કરેલાં કર્મનું ફળ સ્વર્ગમાં ભોગવીને તે પૂરૂં થયે પાછું આ લોકમાં આવવું પડે છે; પણ કર્મથી જન્મ મરણનો ફેરો ટળવા રૂપ મોક્ષ મળતો નથી, એમ શાસ્ત્રોમાં કહ્યું છે. "तेतमुक्त्वास्वर्गलोकांविशालंक्षीणेपुण्येमर्त्यलोकंविशंति "--(ભગવદ્ગીતા). કર્મે ઇ૦--પાપાદિ કર્મ નાશ કરવા માટે યજ્ઞાદિ કર્મ સમર્થ નથી. ત્યારે શું કરવું સારૂં છે? સ્તુતિ ઇ૦--ભગવાનની સ્તુતિ અને તેનો કથારસ એજ સાર ભાસે છે. " कलौकेशवकीर्तनम् "

૨૪ અનેરા-બીજા. વીસરૂં નહિ-વીસરીએ નહિ. ૨૫ હરિ ઇ૦-તમે હરિ અને પરમાત્મા છો એ એવ (નિશ્ચય).

૨૯ હૈહય-કાર્તવીર્ય. વેન પૃથુનો પિતા. ધરેશ--પૃથ્વીપતિ.

નરકાસુર રાવણ જેવા, સુર પાસ કરાવતા સેવા;
ઇત્યાદિક ગર્વે તાડ્યા, મેં રાજ્યપદથી પાડ્યા. ૩૦
તેમાટે તમો એમ જાણી, સત્ય સત્ય લહો મુજવાણી;
તનુ અસ્થિર જાણો ભૂપ, કરી યાગ થજો મુજ રૂપ. ૩૧
મમતા મદ મોટમ ટાળો, નિજ ધર્મ પ્રજાને પાળો;
રમો આત્મારામ ઉદાસી, વિચરો ચરતાં વ્રજવાસી. ૩૨
સુખ દુ:ખ શોકને હર્ષ, તજો મોહ માયા અમર્ષ;
મુજ માંહે આરોપી મન, મુને પામશો હે રાજન ! ૩૩
સુણ રાય પરીક્ષિત પ્રશ્ન, તેની સાથે બોલ્યા એમ કૃષ્ણ;
પછી સેવક પાસે એવ, નૃપતિની કરાવી સેવ. ૩૪
ઉષ્ણોદક પાત્ર ભરાવ્યાં, નૃપતિને સ્નાન કરાવ્યાં;
સહદેવની પાસે શ્યામ, નૃપપૂજા કરાવી કામ. ૩૫
જેવાં પેરે વસ્ત્ર નરેશ, આપ્યો તેવો કરાવ્યો વેશ;
તનુ લેપન માળાભરણ, માથે મુકુટ કુંડળ કર્ણ. ૩૬
કર્યાં ભાવતાં ભોજન ભૂપ, શણગાર્યા સુંદર રૂપ;
ભૂપાળ ઘણેરા ભોગ, તાંબૂલ તથા નૃપયોગ્ય. ૩૭
બહુ દિધું મુકુંદે માન, આનંદ્યા ઘણું રાજાન;
સહુ બંધનથી મૂકાવ્યા, તે શોભે ભૂપતિ ભાવ્યા. ૩૮
જ્યમ મેઘે મૂક્યા તારા, સરવે અતિ શોભે સારા;
એમ ભૂપતિને શણગારી, વળાવ્યા રથમાં બેસારી. ૩૯
મોકલ્યા આપ આપણે દેશ, કહ્યાં કૃષ્ણે વચન ઉપદેશ;

---

૩૦ સુર પાસ—દેવપાસે. ગર્વે તાડ્યા—ગર્વથી મારીને ઉતાર્યા. ૩૨ ધર્મ—ધર્મ પ્રમાણે. આત્મારામ—આત્મ સ્વરૂપમાં આનંદ માનનારા લોકોને. વિચરો ૪૦—જેમ વ્રજવાસી આચરતાં હતાં તેમ તમે આચરો—તેમના જેવા પ્રેમ લાવી ભક્તિ કરો. ૩૩ અમર્ષ—ક્રોધ. આરોપી—આરોપીને—આરોપવાથી.

૩૪ પ્રશ્ન—પ્રશ્નનો ઉત્તર. ૩૫ ઉષ્ણોદક—ગરમ પાણીનાં. કામ—ઈચ્છા પ્રમાણે. ૩૬ માળાભરણ—માળારૂપી આભરણ ( ઘરેણું ). અથવા માળા અને આભરણ. ૩૮ મુકુંદે—કૃષ્ણે. ભાવ્યા—ભાવે એવા—ગમે એવા થયા.

૩૯ દૃષ્ટાંત: જેમ ૪૦— જેમ મેઘે મૂક્યા ( મેઘથી મુક્ત થયેલા ) તારા-

જાઓ ઘેર હે રાજકુમાર, વેહેલા આવજો યજ્ઞ મોઝાર. ૪૦
મહાદુઃખથકી મૂકાવ્યા, નૃપતિ નિજ મંદિર આવ્યા;
તે જગતપતિનાં પર્મ, સંભાર્યે બાળે છે કર્મ. ૪૧
જે પોતાના પરધાન, તેને પણ આપ્યું જ્ઞાન;
જેવું ધ્યાન કહ્યું વનમાળી, તેવું કરતા આસન વાળી. ૪૨
સહદેવે કરી ઘણી સેવ, ભીમ અર્જુનશુ હરિ દેવ;
ભર્યા શકટ ઘણું ધન સાર, મોકલ્યું ઇંદ્રપ્રસ્થ મોઝાર. ૪૩
જરાસંધને મારી નાથ, અર્જુન વૃકોદર સાથ;
સહદેવના સેવ્યા શ્યામ, ઇંદ્રપ્રસ્થ પધાર્યા ગામ. ૪૪
રીપુનું દળ આવ્યું હાથ, ત્રણશંખ વજાડ્યા સાથ;
થયું સજ્જનને મન સુખ, દુર્જન પામ્યા સુણતાં દુઃખ. ૪૫
સુણી શંખધ્વનિ ઉત્કર્ષ, પુરવાસી પામ્યા હર્ષ;
જરાસંધ શમ્યો તે જાણ્યો, આનંદ યુધિષ્ઠિરે આણ્યો. ૪૬
અર્જુન, વૃકોદર, શ્યામ, કર્યા રાયજીને પરણામ;
જે પોતે કીધું કાજ, કહ્યું ધર્મને શ્રીમહારાજ. ૪૭
સુણી કૃષ્ણકથા નૃપ હર્ખ્યા, નિજ લોચન વારિ વર્ષ્યા;
હરિહેત લહી મન ડોલ્યા, નત્ર કાંઇ યુધિષ્ઠિર બોલ્યા. ૪૮

## વલણ.

યુધિષ્ઠિર મન આનંદ પામ્યા, જાણી હરિનું હેત રે;
હરિને ચર્ણે નમ્યા રાજા, ભક્તિ પ્રેમ સમેત રે. ૪૯

---

શોભતા હોય તેમ બંધનથી મુકત થયેલા રાજાઓ શોભતા હતા.

૪૧ તે ૯૦- જગતપતિનાં તે પરમ ( મોટાં ચરિત્ર ) સંભાર્યે—કર્મને બાળેછે—પાપનો નાશ કરે છે.

૪૩ અર્જુનશુ—અર્જુન સહિત. ૪૪ સહદેવના સેવ્યા—સહદેવે સેવેલા. ૪૫ ત્રણ શંખ ૯૦—ભીમ, અર્જુન અને કૃષ્ણે સાથે વગાડયા.

૪૬ શંખધ્વનિ—શંખનો અવાજ. ઉત્કર્ષ—ઉત્કર્ષ ભરેલો. શમ્યો—મુઓ-

## કડવું ૨૭ મું.

## રાગ બીહાગડો.

બોલ્યા સૂતપુરાણી વાણી, સુણો શૌનક આનંદ આણી;
કહે કૃષ્ણકથા શુકદેવ, સાંભળે પરીક્ષિત નરદેવ. ૧
વૈશંપાયન વાણી રસાળ, સુણો જનમેજય ભૂપાળ;
જરાસંધને મારીને આવ્યા, ભલા ભૂપતિને મન ભાવ્યા. ૨
પૂજ્યા પ્રેમે શ્રીભગવાન, પછે બેઠા સહુ સ્વસ્થાન;
યજ્ઞ આરંભકેરો દિન, આવ્યો ઢુંકડો હે રાજન. ૩
પછે યજ્ઞનુ સાહિત્ય જેહ, કર્યું તત્પર સર્વે તેહ;
દશે દેશ ગયા'તા દૂત, આજ્ઞાપત્ર લેઇ, આવ્યા ભૂત. ૪
મુનિવરને તેડી લાવ્યા, સહુ રાય પૃથ્વીના આવ્યા;
હસ્તિનાપુરમાંથી સર્વ, જોવા આવ્યા યજ્ઞનું પર્વ. ૫
ભીષ્મ કર્ણ દ્રોણ દુઃશાસન, શત બંધુશુ દુર્યોધન;
અશ્વત્થામા દ્રોણનો તન. કૃપાચાર્યજ આવ્યા મુન. ૬
શકુની આપે સુત અન્ય. આવ્યા વિદુર ભકત પાવન;
સ્ત્રીઓ પુત્ર પ્રજા કરી હેત. આવ્યા કૌરવ કુટુંબ સમેત. ૭
સહુ દેશતણા ભૂપાળ, શલ્ય શુશર્મા શિશુપાળ;
સિંધુ દેશનો જયદ્રથરાય, કુંતીભોજ, વિરાટ કહેવાય. ૮
માદ્રિભૂપતિ કાશીરાજા, ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદ મહારાજા;
ભૂરીશ્રવા, શાલ્વ, ચેકિતાન, પુંડરીક, પુરુજીત, યુદ્ધમાન. ૯
હંસધ્વજ નીલધ્વજ રાય, મોરધ્વજનો ઘણો મહિમાય;
સહદેવ જરાસંધ તન, બાલ્હીક વિદેહ રાજન. ૧૦
સોરઠ દેશતણો સોમદત્ત, નરકાસુરનો સુત ભગદત્ત;
અનુશાલ્વ ભીમકરાય, અયોધ્યાપતિ ભૂપ કહેવાય. ૧૧

---

૧ રાગ બિહાગડો–ઉપરની પેઠે બોલાય છે. ૪ આજ્ઞાપત્ર ઇ૦–જે દૂત આજ્ઞા પત્ર લેઇને દેશેદેશ ગયા હતા તે ભૂત (ભૂતિ) સમૃદ્ધિ લેઇને પાછા આવ્યા.

૭ શકુનિ ઇ૦–શકુનિ આપે ( પોતે ) અને ધૃતરાષ્ટ્રના અન્ય ( બીજા ) સુત ( પુત્રો ) આવ્યા.

જરાસંધે ઝાલ્યા'તા જેહ, આવ્યા રાજા સરવે તેહ;
મળ્યા દેશ દેશના ભૂપ, શું વખાણું તેનાં રૂપ. ૧૨
સહુને ધર્મ કરે સનમાન, આપ્યાં આસન ભોજન પાન;
આવ્યા મુનિવર યજ્ઞ મોઝાર, તેજપુંજ તપસ્વી અપાર. ૧૩
ભરદ્વાજ પરાશર વ્યાસ, મુનિ વાલ્મીક વેદ અભ્યાસ;
ક્રતુ વસિષ્ઠ વિશ્વામિત્ર, સુમતિ વામદેવ પવિત્ર. ૧૪
ગર્ગાચાર્ય ને ગૌતમ નામ, વીતિહોત્ર ને પરશુરામ;
કવિ કણ્વ અને મૈત્રેય, સુમંત અસિત શ્રુતિગેય. ૧૫
વૈશંપાયન કશ્યપ ધૌમ્ય, માર્કંડેય ચ્યવન ઋષિ લોમ;
સનકાદિક નારદ મુન્ય, અંગિરા અત્રિને જયમુન્ય. ૧૬
જમદગ્નિ ને યાજ્ઞવલ્કય, આવ્યા બૃહસ્પતિ નિર્વ્યલીક;
કરભાજન ને દુર્વાસ, ભૃગુ દેવલ ભાનુપ્રકાશ. ૧૭
પિપ્પલાયન પુલહ અંત્રિક્ષ, હરિ પૌલસ્ત્ય સૌભરિ દક્ષ;
ચંડકૌશિક પર્વત નામ, મુનિ શૌનક પૂરણકામ. ૧૮
આવ્યા અનેક મુનિજન સાર, જેનો કહેતાં ન આવે પાર;
જે નિગ્રહ અનુગ્રહ અર્થે, કરવા સરખા સમર્થ. ૧૯
એવા મુનિવર યજ્ઞમાં આવ્યા, સાથે શિષ્ય ઘણા તે લાવ્યા;
મુનિ પૂજા કરી રાય ધર્મ, આપ્યાં આસન ભોજન પર્મ. ૨૦
બ્રહ્મા ઇંદ્ર ને શ્રીમહાદેવ, કોટિ ગણ કરતા જેની સેવ;
અગ્નિ વરૂણ કુબેર ને ધર્મ, આવ્યા દેવ ને પિતૃ પર્મ. ૨૧
યક્ષ રક્ષ ને કિંનર લોક, આવ્યા ગાંધર્વ અપ્સરા ઓક;
દિગ્પાળ સ્વરૂપે સાર, આવ્યા ગણપતિ ગુણ ભંડાર. ૨૨
લંકાપતિ વિભીષણરાય, આવ્યા ચારણ સિદ્ધ શોભાય;

---

૧૫ શ્રુતિગેય—વેદ જેનું ગાન—વખાણ કરે એવા. ૧૬ જયમુન્ય—જૈમિનિ. ૧૭ નિર્વ્યલીક—કપટ વિનાના. ભાનુપ્રકાશ—સૂર્યના જેવા પ્રકાશવાળા. ૧૯ નિગ્રહ અનુગ્રહ—બંધન અને મેહેરબાની. અર્થાત્ બાંધવા છોડવાને સમર્થ.

૨૨ ઓક—ઘર. યુધિષ્ઠિરને ઘેર આવ્યા. ["ઓઘ" હોય તો, ગંધર્વ અને અપ્સરાઓનો સમૂહ (ટોળાં) આવ્યાં.] સ્વરૂપે—મૂર્તિમાન થઇને.

અણિમાદિક સિદ્ધિયો જેહ, નવે નિધિ સ્વરૂપે તેહ. ૨૩
જ્યાં પધાર્યા શ્રીભગવાન, ત્યાં દેવ સહુ સાવધાન;
રમાનાથ રહ્યા જે ઠાર, તેની શોભાનો નહિ પાર. ૨૪
જય લાભ નવગ્રહ જેહ, કરજોડીને ઊભા તેહ;
સપ્ત દ્વીપ નવે ખંડ રાજ, આવ્યા પૃથ્વીના મહારાજ. ૨૫
કોટિ ચંદન મંદિર સંઘ, તેને ચિતર્યા નાનારંગ;
તેમાં ઉતાર્યા સર્વે ભૂપ, મુનિદેવ તપોમય રૂપ. ૨૬
પાંડવનું પુર ઘણું શોભે, દેખી દેવતણું મન લોભે;
જાણે સુરપુર બીજું વસાવ્યું, કે શું વૈકુંઠ પૃથ્વી આવ્યું. ૨૭

## વલણ.

વૈકુંઠ સરખું નગર શોભે, ઇંદ્રિપ્રસ્થ રસાળ રે;
યજ્ઞ જોવાને જે જે આવ્યા, તે ઊતર્યા ભૂપાળ રે. ૨૮

## કડવું ૨૮ મું.

## રાગ સામેરીની ચાલ ટુંકડી.

વૈશંપાયન બોલ્યા વાણી, સુણ પરીક્ષિત રાજકુમાર;
રાય ઋષિ સહુ યજ્ઞમાં આવ્યા, ઇંદ્રિપ્રસ્થ મોઝાર. ૧
પછી સભા કરીને બેઠા સરવે, મુનિવર ને રાજન;
એક આસન બેઠા બન્યો, ભીષ્મપિતા ભગવન. ૨
તેણે સમે ત્યાં પાંડવ બેઠા, ને પાસે રાજા ધર્મ;
સભા સુધર્મા જેવી શોભે, પાંડવકેરી પર્મ. ૩
તેણે સમે ત્યાં શ્રીહરિ પ્રત્યે, બોલ્યા યુધિષ્ઠિર રાય;

---

૨૩ આવ્યા ઇ૦–ચારણ અને સિદ્ધ નામના દેવ આવ્યા તે શોભાય–શોભેછે. અણિમાદિક ઈ૦–અણિમા વગેરે આઠ સિદ્ધિઓ અને પદ્મ વગેરે નવ નિધિઓ સ્વરૂપે (મૂર્તિમાન) થઇને આવ્યાં.

૨૫ જય ઈ૦–જય, લાભ અને નવ ગ્રહો હાથ જોડીને ઊભા. ૨૬ સંઘ–સમુદાય. નાના–અનેક પ્રકારના.

૧ રાગ સામેરીની ચાલ ટુંકડી–(૨૮ માત્રાના ચોપાયા છંદના તાલે બોલાય છે). ૩ સુધર્મા–ઇંદ્રની સભા.

કરજોડીને સ્તુતિ બહુ કીધી, ગદ ગદ કંઠે થાય. ૪
હે જગન્નાથ હવે જગ્નજ કરવો, યથાયોગ્ય વિધિ કર્મ;
નથી જાણતો હું કંઇ તેમાં, યજ્ઞતણો જે મર્મ. ૫
માટે તમો સર્વને કારજ સોંપો, જ્યાં જે તે અધિકાર;
તે આજ્ઞા શીશ ચઢાવી, (ને) અમો કરિયે જગદાધાર. ૬
ત્યારે મધુર હાસ્ય કરી બોલ્યા માધવ, સાંભળો રાજા ધર્મ;
નથી જાણતો હું કંઇ એમાં, યજ્ઞતણું જે કર્મ. ૭
અમો નથી કંઈ ભૂપતિ મોટા, કહિયે યજ્ઞ વિધિ જેહ;
હું તો નંદરાયના ઘરની ગાયો, ચારી જાણું તેહ. ૮
વળી અર્જુનકેરો થયો સારથી, તે જાણે બાધું જગત;
કોઇ એક મુજને ઇશ્વર જાણે, જે તમ સરખા હોય ભક્ત. ૯
એવાં વચન સાંભળી રાજા, લાગ્યા હરિને પાય;
સજળનેત્ર રોમાંચિત થઇને, કહેછે યુધિષ્ઠિર રાય. ૧૦
અહો નાથ ! તમો આદિ નારાયણ, વેદ તમારી વાણી;
કર્ત્તા ભોક્તા યજ્ઞતણા તમો, વક્તા શારંગપાણિ. ૧૧
તેમાટે હું તમને પૂછું, યજ્ઞ તમારૂં રૂપ;
ધર્મ પ્રવર્તક પાળક પોષક, ચૌદ ભુવનના ભૂપ. ૧૨
એવાં વચન સુણી કહે શામળિયો, સુણો યુધિષ્ઠિર રાજ;
આપણ સર્વ મળીને કરવું, યજ્ઞતણું એ કાજ. ૧૩
વિપ્રતણાં ઉચ્છિષ્ટ કાઢવાં, વળી ધોવા ઋષિના પાય;
એ બન્યો કારજ મારે કરવાં, બોલ્યા જાદવ રાય. ૧૪
એવાં વચન સાંભળી મુનિવર, વિસ્મય પામ્યા ભૂપ;
બ્રહ્મણ્યદેવને ભક્તવત્સલતા, જાણ્યાં બન્ને રૂપ. ૧૫
ત્યારપછી ત્યાં જૂદાં કારજ, વહેંચ્યાં સુંદરશ્યામ;

---

૫ યથાયોગ્ય વિધિકર્મ—જેમાં વિધિ અને કર્મ યથાયોગ્ય હોય તેવો.

૧૫ એવાં ઈ૦—એવાં વચન સાંભળીને શ્રેષ્ઠ મુનિઓ તથા ભૂપ(રાજાઓ) વિસ્મય પામ્યા. બ્રહ્મણ્યદેવ-બ્રાહ્મણનું પાલન કરનાર દેવ.

યુધિષ્ઠિર પાસે આજ્ઞા કરાવી, સહુને સોંપ્યાં કામ. ૧૬
મુનિ સર્વને જે કાંઇ જોઇએ, સામગ્રી ઉપચાર;
તે અશ્વત્થામા દ્રોણતણો સુત, આપે તેણીવાર. ૧૭
સર્વ રાયની કરે સરભરા, સૃંજય ત્યાં નિરવાણ;
સર્વ સેનને ભોજન આપે, દુઃશાસન તે જાણ. ૧૮
દુર્યોધનને સોંપ્યો સર્વે, ધનતણો ભંડાર;
કુબેરના કરતાં વળી જેમાં, દિસે દ્રવ્ય અપાર. ૧૯
દેશ દેશના રાજા લાવ્યા, ભેટ સામગ્રી જેહ;
ભંડારમાં નંખાવે દુર્યોધન, નજરે જોઇને તેહ. ૨૦
યાચક દ્વિજને સહજ દક્ષણા, તે દ્રોણાચારજ આપે;
બ્રાહ્મણ થઇ ગયા ભૂપતિ જેવા, યાચકનાં દુઃખ કાપે. ૨૧
હુકમ થાય રાજાનો જ્યારે, ત્યારે ચીઠી લખેછે કર્ણ;
તે દુર્યોધન વાંચીને આપે, લેછે યાચક વર્ણ. ૨૨
હુકમ લક્ષનો રાય કરે, ગુરૂ દ્રોણની પ્રત્યે જ્યારે;
દ્રોણાચારજ ચીઠી લખાવે, કર્ણની પાસે ત્યારે. ૨૩
ત્યારે બે લક્ષ યાચકને લખી આપે, ચીઠી ભાનુકિશોર;
દુર્યોધન વાંચીને આપે, ચાર લક્ષ ત્યાં મોહોર. ૨૪
ત્યારે આઠ લક્ષ ભંડારમાંહે વધે, તે ના જાણે દુર્યોધન;
તે ભેદ જાણે જદુપતિ, સુણ જનમેજય રાજન. ૨૫
જમણી હથેળીમાં મત્સ્ય ચિન્હ છે, તે નવ જાણે રાય;
જેમાં હાથ ઘાલીને આપે, તે વસ્તુ બમણી થાય. ૨૬
યજ્ઞમાં જે જે હુતદ્રવ્ય જોઇએ, તે વિદુર આપે આણી;
યજ્ઞમાં જે કાંઇ વિઘ્ન આવે, તે નિવારે ગાંડિવપાણી. ૨૭
રાય ઋષિની પંક્તિ ભોજન, કરવા બેસે જ્યારે;
(ત્યારે) દ્રૌપદી એક પીરસવા સહુને, તૃપ્તિ કરેછે ત્યારે. ૨૮
ભોજન વેળા ચોકસાઇ તે, ભીમ કરે રાજન;

---

૨૪ ભાનુકિશોર–સૂર્યપુત્ર–કર્ણ. ૨૭ હુતદ્રવ્ય–હોમવાના પદાર્થ. ગાંડિવપાણિ–અર્જુન.

પંક્તિ માંહે વૃકોદર ફરતો, બિગડે નહિ કંઇ અન. ૨૯
નિર્મળ સુગંધ શીતળ પાવન, પીવાનાં જળ જેહ;
કૃષ્ણકુંવર ત્યાં લેઇને ફરતા, પાતા સહુને તેહ ૩૦
પુષ્પમાળા ગંધાક્ષત ચંદન, પરિમળ ધૂપ ને દીપ;
એટલું કામ નકુળને સોંપ્યું, તે મોકલે સદા સમીપ. ૩૧
દધિ દૂધ આદ પંચામૃત, ઘૃત મધુ વળી જેહ;
જે સમે જોઇએ તે સમે સર્વે, સહદેવ આપે તેહ. ૩૨
એક બીડામાં સહસ્ત્ર પાન, (માંહે) ત્રયોદશ ગુણ સંયુકત;
એવાં તાંબૂલ બીડાં વળાવી, આપે ધૃષ્ટદ્યુમ્ન મહા મુકત. ૩૩
શ્રીકૃષ્ણની પટરાણીઓ આદ, અન્ય રાયની રાણી;
તેની સ્વાગતમાં સૌભદ્રા સોંપ્યાં, કરતાં આનંદ આણી. ૩૪
હુતદ્રવ્ય આદ યજ્ઞ સામગ્રી, અન્ય પરણ પુરોડાશ;
તે ચોકસાઇ ગંગાત્મજ કરતા, તત્પર રહેતા પાસ. ૩૫
મુનિ ઘણા તે યજ્ઞમાં વરિયા, ગુણ પૂરણ સમુદાય;
ઋત્વિજ તેમાં ચાર કર્યા તે, સુણ જનમેજય રાય. ૩૬
પ્રથમ વર્યા બ્રહ્મા કમળોદ્ભવ, બીજા સત્યવતિ સુત વ્યાસ;
ત્રીજા વસિષ્ઠ બ્રહ્માનંદ, ચોથા યાજ્ઞવલ્ક્ય પ્રકાશ. ૩૭

---

૩૦ કૃષ્ણકુંવર–પ્રદ્યુમ્ન. ૩૩ ત્રયોદશ ગુણ–તાંબૂલમાં તેર ગુણ રહેલા છે. એ ગુણ આ પ્રમાણે છેઃ " तांबूलंकटुतिक्तमुष्णमधुरंक्षारंकषायान्वितंवातघ्नंकफनाशनंकृमिहरंदुर्गंधिनिर्नाशनम् ॥ वक्त्रस्याभरणंविशुद्धिकरणंकामाग्निसंदीपनंतांबूलस्यसखेत्रयोदशगुणास्स्वर्गेऽपितेदुर्लभाः ॥ १ ॥" અર્થ–" તાંબૂલ તીખું, કડવું, ગરમ, મધુર, ખારૂં, તુરૂં, વાયુનાશક, કફનાશક, કૃમિહારક, દુર્ગંધિ નાશક, મુખને શોભાવનાર, મુખને શુદ્ધ કરનાર, અને કામાગ્નિને પ્રદિપ્ત કરનાર છે. હે મિત્ર! તાંબૂલના એવા તેર ગુણ છે તે સ્વર્ગમાં પણ દુર્લભ છે."

૩૪ સ્વાગતમાં–આદર સત્કાર કરવામાં. ૩૫ પરણ (પર્ણ) પાંદડાં. પુરોડાશ–એક જાતનું હુતદ્રવ્ય. ગંગાત્મજ–ભીષ્મ.

૩૬ વરિયા (વર્યા)–પસંદ કર્યા. ગુણ પૂરણ સમુદાય–ગુણ સમુદાયથી પૂર્ણ. અથવા પૂર્ણ ગુણવાળાનો જથો–ઘણા. ઋત્વિજ–યજ્ઞમાં આહુતિ આપનારા. ૩૭ બ્રહ્માનંદ–બ્રહ્માનંદરૂપ. પ્રકાશ–પ્રકાશમાન.

એ ઋત્વિજ ચાર વર્યા રાજાએ, બીજા અનેક મુનિવર પાસ;
હવે દીક્ષા લેઇને બેઠા યુધિષ્ઠિર, સહાય સદા અવિનાશ. ૩૮

## વલણ.

સહાય સદા શ્રીપતિ જેને, તેનાં કારજ સરવે થાય રે;
મનના મનોરથ પાર પામે, સંકટ દૂર પળાય રે. ૩૯

## કડવું ૨૯ મું

## રાગ ધન્યાશ્રી.

વૈશંપાયન કહે સુણ રાય જી, પાંડવની કહું યજ્ઞ કથાય જી;
જેમાં અદ્ભૂત શ્રીકૃષ્ણ ચરિત્ર જી, ગાતાં સુણતાં થાય પવિત્ર જી. ૧

## ઢાળ.

પવિત્ર થાયે ગાતાં સુણતાં, ચરિત્ર શ્રીચતુર્ભુજતણાં;
અખિલ લોકને આનંદ આપે, મધુર સુખદ સોહામણાં. ૨
યુધિષ્ઠિર દીક્ષિત થયા, શુભ લગનમાં તેણીવાર;
દીક્ષિત પૂજા પ્રથમ હરિએ, કરી ત્યાં નિરધાર. ૩
હસ્તિ ચતુર્દશ સહસ્ર સુંદર, કનકમણિ રત્ને ભર્યા;
પૂજા કરી દીક્ષિત ધર્મને, ભેટ ભગવાને કર્યા. ૪
પછે રાય સર્વે ઉઠયા તેણે, પૃથક પૃથક પૂજા કરી;
બહુ કનક મણિ પટ ભેટ ભાવે, ભૂપ આગળ તે ધરી. ૫
અતિ ભીડ થઇ દરબાર દ્વારે, દરવાજે ડાટી ઘણી;
સહુ ભૂપ આવે ભેટ કરવા, જાય તે ભૂપત ભણી. ૬
યુધિષ્ઠિરની પાસ બેઠા, શ્રીકૃષ્ણજી કમળાપતિ;
સહુ રાયને આદર કરે, જેને આરાધે મોટા જતિ. ૭

---

૩૮ દીક્ષા—યજ્ઞદીક્ષા. ૨ ધન્યાશ્રીનો ઢાળ—હરિગીત છંદની ચાલ—૩—૫—૧૦—૧૩—૧૭—૨૦—૨૪—૨૭ માત્રા ઊપર તાળ. કુલ માત્રા અઠ્ઠાવીશ.

૩ દીક્ષિત—જેણે દીક્ષા ધારણ કરેલી એવા. લગનમાં—સમયમાં. ૪ પૃથક્ પૃથક્—જુદી જુદી. પટ—વસ્ત્ર. ૬ ડાટી—ભીડ.

ભેટ કરીને વળે પાછા, ભૂપ બીજા આવતા;
દુર્યોધન તે ભેટ લેઇ, ભંડાર માંહ્ય નખાવતા. ૮
એમ સકળ રાજા કરી પૂજા, પ્રસન્ન મન બેઠા તદા;
સુરપતિ જેવા રાય શોભે, રહ્યા ભૂતળમાં જદા. ૯
શુભ લગ્ન તિથિ ગ્રહ યોગ જોઈ, આરંભ યજ્ઞતણો કર્યો;
હલમલ કરે સજ્જન ફરે, સહુ સાથ છે હરખે ભર્યો. ૧૦
યજ્ઞ મંડપ મોકળો છે, કુંડ વેદી સોહામણી;
આહુતી આપે યજ્ઞ માંહે, બેઠા વિપ્ર મુકુટમણિ. ૧૧
આહુતિ ધાર અખંડ ચાલે, હોમ હુતાશન વિષે;
હુતદ્રવ્ય હોમે ધુમ્ર વ્યોમે, ઘનઘટા સમ તે લખે. ૧૨
યજ્ઞભાગ દેવ પ્રત્યક્ષ લે છે, મંડપમાં સાનિધ્ય રહી;
સ્વાહા બોલે વિપ્ર સરવે, શોભા નવ જાયે કહી. ૧૩
દુંદુભિ વાજે દેવનાં, વૃષ્ટિ અખંડ સુમન ઝરે;
અપ્સરા નાચે ગાન શું, અંતરિક્ષ અમર જય જય કરે. ૧૪
સહુ વેદમંત્ર ભણે મુનિવર, ગર્જના કરી બોલતા;
કેટલા બ્રહ્માનંદ માંહે, મગ્ન થઇને ડોલતા. ૧૫
એમ યાગ યજતા યુધિષ્ઠિર, રાજસૂય વિધિપૂર્વક યથા;
યજ્ઞપુરૂષને કરે તૃપ્તિ, અંગ દેવ મુનિ તથા. ૧૬
ભાટ બંદી તથા માગધ, જન્મ કર્મ વદે જથા;
શંતનુકુળકીર્તિ વખાણે, ચંદ્રવંશ વિમળ કથા. ૧૭
દ્વારે નોબત ગરગડે, વાજીત્ર નાના વાજતાં;

---

૧૦ હલમલ–હાલબકાલ. ૧૧ વિપ્રમુકુટમણિ–બ્રાહ્મણોના શિરોમણિઓ. ૧૨ હુતાશન–અગ્નિ. વ્યોમ–આકાશ. ઘન ઈ૦–તે ધુમ્રને લોક ઘનઘટા ( મેઘની ઘટા સમ ) લખે (જુએ ).

૧૩ સાનિધ્ય–પાસે. ૧૪ સુમન–પુષ્પ. ૧૬ વિધિપૂર્વક યથા—જેમ વિધિ પ્રમાણે થાય તેમ. યજ્ઞપુરૂષને ઈ૦– યજ્ઞપુરૂષ ( નારાયણ )ને તૃપ્તિ કરે અને તેનાં અંગ દેવ અને મુનિ છે. ૧૭ શંતનુ કુળ ઈ૦–શંતનુ રાજાના કુળની કીર્ત્તિ.

મૃદંગ ચંગ ઉપંગ ઢોલ, નફેરી ગોમુખ ગાજતાં. ૧૮
શંખ પણવ ને ઘંટ વેણા, ભેર ભૂંગળ વાંસળી;
ત્રંબાળુ તુમુર તાલ આઉજ, શબ્દ એક ધ્વનિ મળી. ૧૯
એવો યજ્ઞ અદ્ભુત યુધિષ્ઠિરનો, વખાણે છે દેવતા;
પ્રત્યક્ષ બેઠા યજ્ઞમાંહે, ધર્મસુતને સેવતા. ૨૦

## વલણ.

સેવતા સહુ ધર્મસુતને, જે લોકપતિ કહેવાય રે;
કહે દાસ ગીરધર શું વખાણું, જ્યહાં બેઠા શ્રી જદુરાય રે. ૨૧

## કડવું ૩૦ મું.

## રાગ મેવાડો.

વૈશંપાયન કહે જનમેજય, સાંભળ પાંડુકુમાર જી;
અદ્ભુત કથા કહું સમજાવી, યજ્ઞતણો વિસ્તાર જી. ૧
પાંડવને ઘેર મહોત્સવ તે, દિન દિન આદકો થાય જી;
શેષ વર્ણવી ન શકે શોભા, સરસ્વતી મન સંકોચાય જી. ૨
ધન્ય ભાગ્ય એ પાંડવનું જેને, પુરૂષોત્તમ ઘર માંય જી;
કામ કાજ સહુ કરતા પોતે, પ્રભુતા મૂકી ત્યાંય જી. ૩
અખંડ ધારા આહુતી ચાલે, યજ્ઞ વિષે સુણ રાય જી;
યજ્ઞપુરૂષને તૃપ્તિ કરે છે, આનંદ આચ્છવ થાય જી. ૪
યજ્ઞમંડપ વિસ્તાર ઘણો, તેમાં ખંડ કર્યા છે ચાર જી;
મુનિનું મંડળ મધ્ય વિષે જ્યાં, યજ્ઞ કુંડ છે સાર જી. ૫
એક મંડપમાં ક્ષત્રિય સર્વે, બેઠા રાજકુમાર જી;
બીજા ખંડમાં વૈશ્ય વિરાજે, શૂદ્ર મંડપની બહાર જી. ૬
ત્રીજા ખંડમાં બેઠી ત્રિયા સહુ, રાયતણી જે રાણી જી;
સોળ સહસ્ર શત અષ્ટ વિરાજે, શ્રીકૃષ્ણની પટરાણી જી. ૭
ચોથા ખંડમાં ગંધર્વ માગધ, બંદીજન ગુણ ગાય જી;
નિરમળ કીર્તિ કૃષ્ણતણી, વર્ણો પાંડવનો મહિમાય જી. ૮

---

૧ રાગ મેવાડો. ૩–૪, ૩–૪ એપ્રમાણે છેવટ સુધી ગણ કરીને વાંચવું. ૧–૪–૮–૧૧–૧૫–૧૮–૨૨–૨૫ એ માત્રા ઉપર તાળ.

યથાયોગ્ય સહુ બેઠા યજ્ઞમાં, જ્યહાં જેનો અધિકાર જી;
પ્રજા લોક પરદેશી આવ્યા, યજ્ઞ જોવાને સાર જી. ૯
વિધવિધકેરાં ભોજન નિત્યે, કરતા નાના ભાત જી;
સહુને આનંદ કલ્લોલ કરતાં, જાય દિવસને રાત જી. ૧૦
કોટિક પાટલા રૂપાકેરા, સોનાનાં જળપાત્ર જી;
કંચન થાળો સહિત વાડકા, જમતાં પ્રાણી માત્ર જી. ૧૧
નવા પાત્ર નિત્યે આપે છે, ઉચ્છિષ્ટ કાઢી નાખે જી;
પહેલા દિવસનાં પાત્ર પાટલા, તેમાંથી એક નવ રાખે જી. ૧૨
નિરધન સહુ ધનવાન થયા, ને ભિક્ષુક થઈ ગયા ભૂપ જી;
અખંડ લક્ષ્મી પાંડવને ઘેર, રાજે અકળ સ્વરૂપ જી. ૧૩
પ્રથમ પંક્તિ મુનિવરકેરી, બેસે ભોજન કરવા જી;
દ્રૌપદી એકલાં પીરસે સહુને, ભીમ આવે માંહે ફરવા જી. ૧૪
બ્રાહ્મણ ભોજન કરવા બેસે, માંહે ફરે ભીમ વિકરાળ જી;
ખબરદાર કોઇ છાંડશો તેને, બાંધીશ હું તત્કાળ જી. ૧૫
બિગાડ કરશે અનતણો જે, છાંડશે પાત્રજ માંહે જી;
તત્ક્ષણ તેને બાંધી હમણાં, નાખું કારાગ્રહ માંહે જી. ૧૬
ભીમતણાં એવાં વચન સાંભળી, ભય પામે મુનિજન જી;
દિન દિન પ્રત્યે ગળવા લાગ્યા, સૂકાયાં સહુ તન જી. ૧૭
તે વાત અંતરજામીએ જાણી, (જે) ભય પામે મુનિ જન જી;
અહંકાર એને ઘણો થયો, આ વૈભવ જેહને મન જી. ૧૮
માટે અભિમાન ઉતારૂં એનું, બ્રાહ્મણ પામે દુઃખ જી;
સાત્વિક ગુણ જો ભીમને આવે, તો સરવે પામે સુખ જી. ૧૯
હમણાં જો હું કહું ભીમને તો, દુઃખ ઘણું લાગે મન જી;
કો અન્યની પાસે શિક્ષા કરાવું તો, સુખ પામે સહુ જન જી. ૨૦
એવું વિચારી વિશ્વંભર બોલ્યા, ભીમની પ્રત્યે વાણી જી;
પવનપુત્રના પાણિ ગ્રહીને, કહેછે શારંગપાણિ જી. ૨૧

---

૧૮ અંતરજામી-મનની વાત જાણનાર (કૃષ્ણ). ૧૯ સાત્વિક-શામતાવાળો.

અરે ભીમ ! તમો જાઓની વેગે, ગંધમાદન નગરી જ્યાંય જી;
એક ગંધમાદન ઋષિ (એવે) નામે, મુનિવર રહે છે ત્યાંય જી. ૨૨
માટે ઉતાવળા તેને તેડી લાવો, યજ્ઞ વિષે તત્કાળ જી;
(વાટમાં)વિલંબ નવ કરશો ઘડીનો, એવું બોલ્યા શ્રીગોપાળજી. ૨૩
(ત્યારે) વચન સાંભળી વૃકોદર ચાલ્યો, તત્ક્ષણ તેણીવાર જી;
ગંધમાદન મુનિવરને તેડવા, વેગે વાયુકુમાર જી. ૨૪

## વલણ.

વેગે વાયુકુમાર ચાલ્યો, તેડવાને મુનિરાય રે;
માર્ગમાં એક થયું કૌતક, તેની કહું કથાય રે. ૨૫

## કડવું ૩૧ મું.

## રાગ કાલેરો.[1]

વૈશંપાયન કહે જનમેજય, સુણ અદ્ભુત કથાય;
ગંધમાદન ઋષિને તેડવાને, ચાલ્યો વૃકોદર રાય. ૧
ઇંદ્રિપ્રસ્થથી ઘણું વેગળે, પહોંચ્યો પાંડુકુમાર;
ગિરિ સરિતા ઓળંઘી જાતો, મન(માં) ઘણો અહંકાર. ૨
(ત્યારે) મારૂતી માર્ગમાં બેઠા, ધરી વૃદ્ધ વાનર(નો) વેશ;
પિંગ[3] નેત્ર તનુ પર્વત સરખું, અંગે મોટા કેશ. ૩
લાંગૂલ[4]કેરો કોટ કર્યો છે, માર્ગમાં અતિ ઉંચ;
જાણે વિંધ્યાચળ ગિરિ સૂતા, એવું પડ્યું છે પૂછ. ૪
એવું જરઠ[5] રૂપ જોઇ કપિવરનું, બોલ્યો વૃકોદર વાણી;
(અલ્યા) વેગળો રહે મુજને જવાદે, નહિ તો નાખીશ તાણી. ૫
આડી જાત વનેચરકેરી. બેઠો મારગ રોકી;
વેગળું તાણીલે તુજ લાંગૂલ, હમણા મારીશ ઠોકી. ૬
(એવાં) વચન સગર્વ સુણ્યાં વૃકોદરનાં, બોલ્યા પછે હનુમંત;
હું વૃદ્ધ થયો હવે જોર નથી ભાઈ, તું મોટો બળવંત. ૭

---

૧ રાગ કાલેરો ઉપરને તાળે વંચાય છે. છેલ્લી બે માત્રા કમી છે.
૩ પિંગ—પીળું. ૪ લાંગૂલ—પૂછડું. ૫ જરઠ—વૃદ્ધ.

આ જડ થયું છે લાંગુલ હવે, મારીવડે નવ હાલે;
ચેતન રહિત થયું છે માટે, મારૂં કાંઇ નવ ચાલે. ૮
(તમો) પાંડુરાયના પુત્ર છો બળિયા, ભીમ તમારૂં નામ;
પૂછ ઓળંગી જાઓ માર્ગ, કરો તમારૂં કામ. ૯
નહિ તો લાંગૂલ બે કરમાં ગૃહી, ઉંચલી મૂકો દૂર;
માર્ગમાંથી વેગળું મૂકી(ને), સુખે જાઓ શૂર. ૧૦
(ત્યારે) ભીમે ઓળંગાયું નહિ લાંગૂલ, ઉંચુ વધ્યું આકાશ;
(પછે) બે કરમાં ગ્રહી બાથ ભરાવી, ચઢ્યો ભીમને શ્વાસ. ૧૧
બળે કરી ઢંઢોળે બળિયો, જોર કરીને ઝાલે;
ખપ કરીને ખેંચે ખંખારી, લાંગૂલ લેશ ન હાલે. ૧૨
(જ્યમ) જનકજાગ ધનુભંગ કરવા, રાવણ કર કચરાયા;
(એમ) અંજનીસુતના લાંગૂલ હેઠળ, ભીમના ભુજ ચંપાયા. ૧૩
સુણ જનમેજય ભીમ(ના) ભુજમાં, સામર્થનો નહિ પાર;
નવ હજાર હાથીનું બળ તે, બે ભુજમાં નિરધાર. ૧૪
ત્યારે હાર્યો વૃકોદર પૂછ ન હાલ્યું, ઓળખ્યા કપિ હનુમંત;
બે કર જોડી ગદગદ વાણી, સ્તુતિ કરતો બળવંત. ૧૫
નમો વીર હનુમંત કપિવર, અંજનીપુત્ર પ્રમાણ;
ફાલ્ગુણ જાત શિષ્ય સૂર્યના, સુગ્રીવ મિત્ર સુજાણ. ૧૬
ઉદધિ ક્રમણ ત્રિવિક્રમ, વાયુનંદન મહાબળવાન;
પિંગનેત્ર કપિવંશના જીવન, બળકીર્તિ શ્રીમાન. ૧૭

---

૧૩ અંજનીસુત-હનુમાન. ૧૬ ફાલ્ગુનજાત-(મહાદેવ?)થી ઉપજેલો. ૧૭ ઉદધિ ૦—ઉદધિ (સમુદ્ર)નું. ક્રમણ (ઉલ્લંઘન) કરનાર. અને ત્રિવિક્રમ (ત્રણ લોકને ઉલ્લંઘન કરનાર) વાયુનો નંદન (પુત્ર). કપિ વંશના જીવન (જીવાડનાર). બળકીર્તિ ૦—બળ અને કીર્તિમાં શોભાયમાન.

લંકાદહન ગહન વનખંડન, સીતાશોક વિરામ;
પરમ દૂત રઘુનંદનકેરા, ઇષ્ટિદેવ શ્રીરામ. ૧૮
દશકંધરનો ગર્વ વિનાશક, લક્ષ્મણપ્રાણદાતાર;
મહાવીર રણધીર વિજયકૃતને, નમું વારંવાર. ૧૯
ભીમતણી એવી સ્તુતિ સાંભળી, બોલ્યા કપિ હનુમંત;
આજ તુને શીખામણ દઉં છું, સાંભળ હો બળવંત. ૨૦
શ્રીકૃષ્ણનો તું ભક્તજ કા'વે, પાંડુ રાયનો તન;
માટે અભિમાન નવ કરીએ ભાઇ, રાખીએ નિર્મળ મન. ૨૧
અભિમાન અદકું શું આણે, બળ જોઇ નિજ તન;
જરાસંધનો માર સહ્યો તે, જોને વિચારી મન. ૧૬
શ્રીકૃષ્ણ તમારી સાથ હતા, તો જીવતા આવ્યા ઘેર;
વળી થાય છે કૃષ્ણ કૃપાથી સરવે, યજ્ઞતણી જે પેર. ૨૩
ભીમને માર્ગ આપ્યો જવાનો, લાંગૂલ ઉંચું લીધું;
ભીમતણો અહંકાર ઉતાર્યો, એવું કાર્યજ કીધું. ૨૪
પછે પવનપુત્રને પ્રણામ કરીને, ચાલ્યો વાયુકુમાર;
ગંધમાદન પર્વતમાં આવ્યો, જ્યાં બેઠા મુનિવર સાર. ૨૫
ભીમે દીઠા ગંધમાદન ઋષિ, સુવર્ણ સરખું અંગ;
શૂકર(ના) સરખું મુખ માંહેથી, દુર્ગંધી મુખ સંગ. ૨૬
મુનિવરને નમસ્કાર કર્યો છે, ભીમે ત્યાં નિરધાર;
કર જોડી ગંધમાદન પ્રત્યે, બોલ્યો વાયુકુમાર. ૨૭
મહારાજ ! યુધિષ્ઠિર યજ્ઞ કરે ત્યાં, તેડે જાદવનાથ;
હું તેડવા તમને આવ્યો છું, ચાલો મારી સાથ. ૨૮

---

૧૮ લંકાદહન—લંકાને બાળનાર. ગહન વનખંડન—અગમ્ય એવી અશોક વાડીનો નાશ કરનાર. ઈષ્ટદેવ ઇ૦—જેના ઇષ્ટદેવ રામ છે એવો.

૧૯ દશકંધર—દશ કં (માથાં) ધર (ધરનાર)—રાવણ. લક્ષ્મણપ્રાણદાતાર—(સંજીવની ઔષધી આણીને). વિજયકૃત—વિજય કરનાર.

૨૬ શૂકર—ભૂંડ.

ત્યારે ગંધમાદન કહે હું નહિ આવું, શૂકર મુખ લઇ તાસ;
મુખમાંથી દુર્ગંધ નીકળે, તે સર્વ કરે ઉપહાસ. ૨૯
ત્યારે ભીમ કહે તમે કંચન કાયા, શૂકર મુખ નિરવાણ;
વળી દુર્ગંધી નીકળે મુખ(માં)થી, જોજન એક પ્રમાણ. ૩૦
તે કારણ કહો મુનિવર મુજને, સંદેહ ટાળો આજ;
ત્યારે ગંધમાદન કહે ભીમસેનને, સાંભળ તું મહારાજ. ૩૧
પૂર્વે હું ધનવંત હતો દ્વિજ, પૂરણ વિદ્યા દાને;
વિધિએ કરીને દાન આપતો, બ્રાહ્મણને અભિમાને. ૩૨
નિત્ય નવાં ભોજન બ્રાહ્મણને, મનવાંચ્છિત બહુ દાન;
પણ કઠિણ વચન બ્રાહ્મણને કહેતો, મન રાખી અભિમાન. ૩૩
તિરસ્કાર દુર્વાક્ય કરી, એવી કઠોર બોલું વાણ;
તે સાંભળતાં દ્વિજ દુઃખ પામે, જાણે હમણાં તજીએ પ્રાણ. ૩૪
તે પાપે કરી મુજ આવી ગતિ થઈ, સાંભળ પાંડુકુમાર;
શૂકર મુખ દુર્ગંધી ચાલે, દુઃખ વેઠું છું અપાર. ૩૫
માટે સાંભળ ભીમ કહું તુજને, તે રાખને નિશ્ચે મન;
કઠોર વાણી ક્યારેય ન બોલીશ, દ્વિજ પ્રત્યે રાજન. ૩૬
કરૂણા સહિત મધુર વચને કરી, બોલાવજે દ્વિજદેવ;
દયા રાખજે બ્રાહ્મણ ઉપર, અન્ય દીનજન એવ. ૩૭
વચન મુનિનાં શીશ ચઢાવી, વળિયો વાયુકુમાર;
ઇંદ્રપ્રસ્થમાં આવીને કહ્યા, શ્રીહરિને સમાચાર. ૩૮
પછી ભીમસેન બ્રાહ્મણની, પંક્તિમાં ફરતા જ્યારે;
નમ્રવચન વિનીત કરૂણામય, બોલે વૃકોદર ત્યારે. ૪૦
ભોજન કરો મુનિવર ભાવે, યથા રૂચિ પ્રમાણ;
જે ભાવે તે માગી લેજો, મન ગમતું નિરવાણ. ૪૧

---

૨૯ તાસ—તેમની પાસે. ૩૭ અન્ય ઈ૦—તેમજ અન્ય (બીજા) દીનજન ઉપર પણ દયા રાખજે.

ના ભાવે તે રહેવા દેજો, નથી અન્નનો કાળ;
મુદિત મને સહુ ભોજન કરજો, બોલ્યા ભીમ દયાળ. ૪૧
(એવાં) વચન સાંભળી વૃકોદરકેરાં, મુનિ વિચારે વાત;
સદ્‌ગુરૂ એને કોણ મળ્યો જે, સાધુ થયો સાક્ષાત. ૪૨
મુનિ સર્વે મનમાં સમજ્યા જોયું, અંતરમાં ધર્યાં ધ્યાન;
(એ) નિગ્રહ અનુગ્રહ કર્તા હર્તા, ભર્તા શ્રીભગવાન. ૪૩

## વલણ.

ભર્તા શ્રીભગવાન પોતે, પાળે ભક્તનાં લાડ રે;
કહે દાસ ગીરધર એવા પ્રભુનો, શો માનીશું પાડ રે. ૪૪

## કડવું ૩૨ મું.

## રાગ મારૂ.

બોલ્યા વૈશંપાયન મુન, સુણ જનમેજય રાજન;
ભીમનો થયો શીળ સ્વભાવ, ઋષિવરને ઉપન્યો ભાવ. ૧
મુનિ પામ્યા મન આનંદ, જેને વહાલા શ્રીગોવિંદ;
યુધિષ્ઠિરના યજ્ઞ મોઝાર, થાય અદ્‌ભુત રચના સાર. ૨
જોઇ સંપત્તિ ધર્મજતણી, પરજળ્યો હસ્તિનાપુરધણી;
થાય ખેદ શોભા જોઈ મન, દુઃખ પામે છે દુર્યોધન. ૩
એમ વિચારે દુર્મતિ, એની પક્ષમાં કમળાપતિ;
કૃષ્ણ કરે પાંડવની સહાય, માટે પૂર્ણ મનોરથ થાય. ૪
એવું વિચારી દુર્યોધન, બોલ્યો શ્રીહરિ સાથ વચન;
હે કૃષ્ણ ! સુણો મુજ વાત, તમો કપટી છો સાક્ષાત. ૫
જેવી પાંડવ સાથે રીતિ, એવી અમ ઉપર નથી પ્રીતિ;
તમો મોટા દેવ કહાવો, સમવિષમપણું શું લાવો. ૬

---

૪૩ નિગ્રહ ઈ૦—નિગ્રહ (બંધન) અને અનુગ્રહ (મેહેરબાની)ના કર્ત્તા, હર્ત્તા અને જગતના ભર્ત્તા (ભરણપોષણ કરનાર) શ્રીભગવાનનાં એ કૃત્ય છે.
૩ પરજળ્યો—મનમાં દાઝયો. હસ્તિનાપુરધણી-દુર્યોધન.
૬ સમવિષમપણું—એકના તરફ પ્રેમ બુદ્ધિથી જોવું અને બીજા તરફ દ્વેષથી જોવું—વેહેરોઆંતરો.

કરો પાંડવ ઘરનાં કામ, તે ઘટે નહિ સુંદરશ્યામ;
કરો હેત પાંડવને વિશેષ, અમ ઉપર રાખો દ્વેષ. ૭
સુણી દુર્યોધનની વાણી, ત્યારે બોલ્યા શારંગપાણિ;
સમતાવાળો મુજ સમાન, નથી બીજો કો રાજન. ૮
મારે અધિક ન્યૂન કોઇ નથી, છે સમાન સકળ સર્વથી;
જે દરિદ્રી વા ધનવાન, છે રંકને રાય સમાન. ૯
જેવું ગંગાજળ પાવન, જ્યેમ સઘળે સમાન પવન;
સઘળે સૂર્ય તપે છે જેવો, કરે ચંદ્ર શીતળતા તેવો. ૧૦
જેવું સર્વત્ર એક આકાશ, સહુ ઘટમાં રામ અવકાશ;
મુને એવો જાણો રાજન, મારે સમાન સર્વે જન. ૧૧
જેનાં મલિન સદા છે મન, જૂદા ભાવ આણે તે જન;
દુર્બુદ્ધિ કુટિલ મન રોષ, મુજ માંહે આરોપે દોષ. ૧૨
કહી પૂરણને પરિચ્છિન્ન, એવા ભાવ આણે દુરિજન;
થવા દુર્મતિને વિશ્વાસ, કરે કૌતુક શ્રીઅવિનાશ. ૧૩
દુર્યોધન સાથે વાણી, હસી બોલ્યા પુરૂષપુરાણી;
સુણો રાય કહું એક વાત, બેઠા સર્વ મુનિ સાક્ષાત. ૧૪
તેમાંથી એક દ્વિજ પાવન, નિષ્કિંચન તપસ્વીજન;
તમો વહેલા જઇને આવો, સત્પાત્રને ખોળી લાવો. ૧૫
એવું સાંભળી દુર્યોધન, ગયો લેવા દ્વિજ પાવન;
પછી હરિએ બોલાવ્યા ધર્મ, કહું કારજ તે કરો પર્મ. ૧૬
આ મુનિવર બેઠા અપાર, ત્યાં જાઓ તમો નિરધાર;
તેમાંથી એક બ્રાહ્મણ ભ્રષ્ટ, નીચ બુદ્ધિવાળો દ્વિજ સ્પષ્ટ. ૧૭

---

૧૧ ઘટમાં—દેહમાં. ૧૨ કુટિલ—વાંકા. ૧૩ કહી ૯૦—જે વસ્તુ સર્વત્ર પૂર્ણ છે તેને પરિચ્છિન્ન (દેશ, કે કાળવડે જૂદી પડેલી—અર્થાત્ માપવાળી) કહીને દુરિજન (દુર્જન) એવા ભાવ આણે છે. થવા ૯૦—પછી તે દુર્મતિ (દુષ્ટ બુદ્ધિવાળા) દુર્યોધનને વિશ્વાસ થવાને (કૃષ્ણે કહેલી વાત ખરી છે એવી પ્રતીતિ થવાને) શ્રીઅવિનાશ (કૃષ્ણ) એક કૌતુક કરેછે. ૧૫ નિષ્કિંચન—કોઇ વસ્તુમાં સ્પૃહા વગરનો-પરિગ્રહ વિનાનો.

મારી પાસે તેને લાવો, જઇ વેગે વહેલા આવો;
સુણી જોવા ચાલ્યા ધર્મ, દીઠા બ્રાહ્મણ પૂરણકર્મ. ૧૮
કળા સહિત સૂર્ય હોય જેમ, જ્વાળા સહિત અનળ દ્વિજ તેમ;
સહુ તપસ્વી પૂર્ણ પાવન, એવા ધર્મે દીઠા મુનિજન. ૧૯
જોયા બ્રાહ્મણ દુર્યોધન, કો ન વિપ્ર દીઠો પાવન;
બંન્યો પાછા ફરીને આવ્યા, હરિએ હેત કરીને બોલાવ્યા. ૨૦
કહે ધર્મ સુણો હરિ સ્પષ્ટ, કો ન દીઠો બ્રાહ્મણ ભ્રષ્ટ;
મેં સઘળા મુનિવર નિરખ્યા, તેજપુંજ તે સૂરજ સરખા. ૨૧
એવે આવ્યો દુર્યોધન, બોલ્યો શ્રીપતિ સાથ વચન;
મેં તો જોયા મુનિવર માત્ર, પણ કો ન દીઠો સત્પાત્ર. ૨૨
દ્વિજ સર્વે કૃષ્ણ સહિત, નથી કપટથકી કો રહિત;
લોભી લંપટ વિષયી ક્રોધી, અસંતુષ્ટ કામી ને વિરોધી. ૨૩
મેં જોયા બ્રાહ્મણ સર્વ, કો ન દીઠો પુનિત ગતગર્વ;
ત્યારે બોલ્યા જગજીવન, સુણો રાજા દુર્યોધન. ૨૪
મન મલિન તમારૂં રાય, ઘણું કપટ દ્વેષ અન્યાય;
તેણે આવર્યું અંતઃમાત્ર, કોઇને નવ દેખો સત્પાત્ર. ૨૫
કપટી મન જેનું હોય, તેવો અન્યને દેખે સોય;
વેશ્યા જાણે સ્ત્રી માત્ર, વ્યભિચારતણાં છે પાત્ર. ૨૬
જેમ બાળક ફેર આચરતું, દેખે મંદિર સર્વે ફરતું;
સામાના ગુણ સહુ ઢંકાય, આપણો દોષ ત્યાં દેખાય. ૨૭
ધર્મે દીઠા પાવન મુનિ માત્ર, તમને ન જડ્યો સત્પાત્ર;
છે કપટ તમારે મન, સુણો રાજા દુર્યોધન. ૨૮

---

૧૮ પૂરણકર્મ—પોતાનાં કર્મ પૂર્ણ રીતે કરનારા. ૧૯ જ્વાળા ઇ૦—જેમ જ્વાળા સહિત અનળ (અગ્નિ) હોય તેવા તે દ્વિજ હતા. ૨૧ તેજપુંજ—તેજના ઢગલા જેવા. ૨૪ પુનિત—પવિત્ર. ગતગર્વ—ગર્વ રહિત. ૨૫ આવર્યું—ઢાંક્યું. અંતઃમાત્ર—તમામ અંતઃકરણ. ૨૭ ત્યાં—સામા મનુષ્યમાં.

એવી સુણી શ્રીકૃષ્ણની વાણી, હરખ્યો રાય તે કૌતુક જાણી;
હરિનાં નીતિ વચન સંબંધ, નવ સમજ્યો તે વિષયાંધ. ૨૯

## વલણ.

વચન એવાં વિશ્વંભરનાં, નવ સમજ્યો વિષયાંધ રે;
જનમેજય રાય સાંભળો, કહું શ્રીકૃષ્ણકથા સંબંધ રે. ૩૦

## કડવું ૩૩ મું.

## રાગ દેશાખ.

વૈશંપાયન કહે કથા, સુણ જનમેજય રાજન;
કૌતુક ચરિત્ર શ્રીહરિએ કર્યું તે, કહું કથા પાવન. ૧
એક સંવત્સર આનંદ એવો, થાય યશ વિલાસ;
એક વિપ્ર મૃત્યુ પામિયો તે, જીવાડ્યો શ્રીઅવિનાશ. ૨
સૂત કહે શૌનક સાંભળો, સુણો વિપ્રનો પ્રસ્તાવ;
રાય જનમેજયે પ્રશ્ન પૂછ્યું, ઉપન્યો અતિભાવ. ૩
મહારાજ મુનિ મુજને કહો, અદ્ભુત કથા છે એહ;
બ્રાહ્મણને જીવાડ્યો હરિએ, મૃત્યુ પામ્યો જેહ. ૪
ત્યારે વૈશંપાયન બોલિયા, સુણ પરીક્ષિત રાજકુમાર;
તુને અતિ શ્રદ્ધા ઉપની, હવે કહું કથા વિસ્તાર. ૫
ગંગાતટે એક રહે બ્રાહ્મણ, પત્ની સહિત પાવન;
આશ્રમ રમ્ય કરી તદા, રહે સહિત સ્વજન. ૬
તે ઉપાસક છે શિવતણો, દંપતી નિર્મળ ભાવ;
નિત્યકર્મ પોતાનું કરે, શિવભક્તિ સરળ સ્વભાવ. ૭
તેજસ્વી દેહે હિમ સુંદર, સ્વરૂપ યૌવનવંત;
નિત્ય જાયછે કૈલાસમાં, પૂજવા ઉમયાકાંત. ૮
કૈલાસથી વિમાન આવે, મધ્યાન્હ વેળા જાણ;
તેમાં બંને જણ બેશી કરી, ત્યાં જાયછે નિરવાણ. ૯

---

૨ સંવત્સર—વર્ષ. ૭ દંપતી પતિપત્ની. ૮ હિમ—પ્રકાશમાન. ઉમયાકાંત—પાર્વતિપતિ—શિવ.

પૂજા કરી શિવતણા પાછાં, આવે નિજ આશ્રમ;
વિમાન આવે મૂકવા, એમ કરે નિત્યે ક્રમ. ૧૦
એક દિવસ સ્ત્રી પુરૂષ બંને, ગયાં વન મોઝાર;
પુષ્પ લેવા નિકળ્યાં, પૂજવાને ત્રિપુરાર. ૧૧
વન માંહે વીણે પુષ્પ, બીલીપત્ર ને કલ્હાર;
વિમાન વેળા થઇ છે, મધ્યાન્હકેરી સાર. ૧૨
વસંતઋતુ ફૂલી તદા, વનરમ્ય ફૂલ્યાં ફૂલ;
શીત મંદ સુગંધ વાયુ, વહે સુખદ અનુકૂળ. ૧૩
એકાંત વનમાં દંપતી, એકલાં તન યૌવન;
ત્યાં વિપ્ર કામાતુર થયો, સુણ જનમેજય રાજન. ૧૪
સ્ત્રીને જોઇને વિપ્ર વિહ્વળ, થયો વ્યાકુળ તન;
મકરધ્વજનાં બાણ વાગ્યાં, ધીરજ મૂકી મન. ૧૫
લજ્જા મૂકી આવિયો, પ્રેમદાકેરી પાસ;
ઉભી રહે અબળા અહીં, મુને આપ ભોગ વિલાસ. ૧૬
ત્યારે નારી કહે હો નાથજી, આ શી તમારી ટેવ;
આપણું કૃત્ય કર્યું નથી, પૂજ્યા નથી મહાદેવ. ૧૭
વિમાન વેળા થઇ છે, સ્વામી વિચારો ન્યાય;
આપણે હમણાં જવું છે, પૂજવા છે શિવ રાય. ૧૮
મધ્યાન્હ કાળ સમય થયો, અઘટિત કરમ નવ થાય;
દિવા મૈથુન કરે તો, દંપતી નરક પળાય. ૧૯
એવો ધર્મ નારીએ કહ્યો તે, ન માન્યો નિરધાર;
કર પસારી વેગે ધસ્યો. દ્વિજ ગ્રંવાને તે નાર. ૨૦
તે માર્ગમાં એક રાફ મોટો, તેમાં પડ્યો તો નાગ;
કામઅંધે કંઇ નવ જાણ્યું, મૂક્યો ઉપર પાગ. ૨૧
ત્યારે ઊછળીને વ્યાલ વળગ્યો, આણે ઝાલ્યો ત્યાંય;

---

૧૫ મકરધ્વજ–કામદેવ. (એની ધ્વજા ઉપર મગરનું ચિન્હ છે માટે એને 'મકરધ્વજ' કહેછે). ૧૯ દિવા–દિવસે.

ડશ્યો બ્રાહ્મણ મૃત્યુ પામ્યો, પડ્યો પૃથ્વીમાંય. ૨૨
એટલે સ્ત્રી ધાઇ આવી, સ્વામીકેરી પાસ;
વિલાપ કરતી શોક ધરતી, મૂકતી નિઃશ્વાસ. ૨૩
ઘણું કષ્ટે રૂદન કરતી, વિપ્રઘરૂણી ત્યાંય;
હે નાથ ! મુજને એકલી, મૂકી ગયા વન માંય. ૨૪
આક્રંદ અતિશે કરે અબળા, એકલી તે વન;
એવે હરિઇચ્છાથકી, આવિયા નારદ મુન્ય. ૨૫
નારદ કહે કેમ રડે નારી, પુરૂષ પડિયો કોણ;
હરિ દુઃખ તારૂં દૂર કરશે, કહે સાચી વાણ. ૨૬
ઋષિપત્નીો કહે મુજ સ્વામીને, સર્પે ડશ્યો આ વાર;
વિષ ચઢ્યું પ્રાણ ગયો તદા, આ મૃતક મુજ ભર્તાર. ૨૭
મહારાજ કંઇ ઉપાય હોય તો, કહો મુજને આજ;
એ સ્વામી જીવે માહરો તો, થાય રૂડું કાજ. ૨૮
ત્યારે નારદ કહે બાઇ સાંભળો, આવેગા તતપર થાઓ;
સ્વામીને શિર ચઢાવી, ઇંદ્રપ્રસ્થમાં લેઇ જાઓ. ૨૯
રાયયુધિષ્ઠિરનો યજ્ઞ થાય, મોટા મળ્યા મુનિ જન;
ત્યાં સ્વામી તારો જીવશે, માનજે સત્ય વચન. ૩૦
નારદ કહે હું દેખાડું, તું ચાલ મારી સાથ;
તતપર થઇ ઉઠી તદા, નારીએ લીધો નાથ. ૩૧
ઇંદ્રપ્રસ્થે આવીને, મુનિ બેઠા મંડળ માંય;
પૂઠે આવી પ્રેમદા, મૃતવિપ્ર લઇને ત્યાંય. ૩૨
યજ્ઞમંડપમાં જઇને, ઉભી અબળા જાત;
કુંડ પાસે તદા નાખ્યું, મૃતક આકસ્માત. ૩૩
ત્યાં પ્રેત નાખી પ્રેમદા, ઊભી કરે પોકાર;
તેણુ સમે ત્યાં યજ્ઞમાં, વરતિયો હાહાકાર. ૩૪

## વલણ.

હાહાકાર વર્ત્યો તદા, યજ્ઞમાં તેણીવાર રે;
યુવતી કહે યજ્ઞ થાય ત્યારે, જ્યારે જીવે મુજ ભર્તાર રે. ૩૫

---

૨૨ વ્યાલ-સર્પ.

## કડવું ૩૪ મું.

### રાગ ધવળ ધન્યાશ્રી.

વૈશંપાયન કહે કથા, સુણ પરીક્ષિત રાજકુમાર જી;
મૃતક યજ્ઞમંડપમાં નાખીને, બ્રાહ્મણી કરતી પોકાર જી. ૧
ત્યારે રાય યુધિષ્ઠિર પૂછે તેને, બાઈ તું કોણ ક્યાંથી આવી જી;
સાચું કહે કયમ રૂદન કરે છે, આ શબને ક્યાંથકી લાવી જી. ૨
સુણો રાય અમો વિપ્ર છું, મારો સર્પે ડશ્યો ભર્તાર જી;
મૃત્યુ પામ્યો તેમાટે લાવી છું, જીવાડવા આ ઠાર જી. ૩
જો નહિ જીવાડો તો હું હમાણા, પાડીશ મારૂં તન જી;
યજ્ઞ તમારો પૂરણ થાશે, જો જીવશે મુજ સ્વામિન જી. ૪
વાત સાંભળી વિનતાકેરી, તે સર્વે પામ્યા શોક જી;
દુર્જન સર્વે હસવા લાગ્યા, દુખિયા થયા પુણ્યશ્લોક જી. ૫
મુનિવર સર્વે વિસ્મય પામ્યા, સ્વાહા શબ્દ નવ બોલે જી;
કેટલા દુઃખમાં મગ્ન થઇને, મુનિવર મસ્તક ડોલે જી. ૬
ત્યારે મુનિવર પ્રત્યે કર જોડીને, બોલ્યા ધર્મ નરેશ જી;
કો તપને બળે જીવાડો એને, ટાળો મારો ક્લેશ જી. ૭
વચન સાંભળી ધર્મતણાં, ત્યારે મુનિવર લાજ્યા મન જી;
કોઇએ પાછો ઉત્તર નવ આપે, દુખિયો થયો રાજન જી. ૮
રંગમાં ભંગ થયો એ વેળા, જ્યમ દૂધમાં સિંધવ પડિયો જી;
વિવાહ જેવો હર્ષ હતો તેમાં, વિરોધ આવી નડિયો જી. ૯
કર્ણ દુઃશાસન હાસી કરે છે, શકુનિ દુર્યોધન જી;
ભલું થયું જે વિઘ્નજ આવ્યું, રહેશે અધૂરો યજ્ઞ જી. ૧૦
સભા સર્વને માઠું લાગ્યું, દુખિયા થયા મુનિજન જી;
શિશુપાળ આદિ દુષ્ટ હતા તે, સુખ પામ્યા ઘણું મન જી. ૧૧
રાય યુધિષ્ઠિર મન વિચારે, શું જાદવનાથ રીસાવ્યા જી;
આંખે આંસુ ધારા ચાલે, રાય હરિની પાસે આવ્યા જી. ૧૨

---

૧ મૃતક–મુડદું. ૫ પુણ્યશ્લોક–યુધિષ્ઠિર.

કર જોડીને પાયે લાગ્યા, ગદ ગદ નવ બોલાય જી;
પાહિ પાહિ શરણાગત વત્સલ! શ્રીપતિ! શ્રીજદુરાય જી! ૧૩
મોટું વિઘ્ન યજ્ઞમાં પડિયું તે, કરો નિવારણ નાથ જી;
તમો તમારો યજ્ઞ સાચવો, ને સંતોખો સહુ સાથ જી. ૧૪
હું તો નથી યજ્ઞનો કરતા, નથી વળી દુઃખનો ધીર જી;
તમો અમારા સ્વામી સમરથ, વિપત્તિ સમેના વીર જી. ૧૫
બ્રાહ્માણીએ મૃત દ્વિજ લેઈ નાખ્યો, યજ્ઞકુંડની પાસે જી;
તે બ્રાહ્માણ જીવે જો, ત્યારે યજ્ઞ ચાલતો થાશે જી. ૧૬
જ્યમ કો પુરૂષ પરદેશથી આવ્યો, કમાઇને નિજ ઘેર જી;
ગામગાંદરે તે લુંટાણો, થઈ એવી મુજ પેર જી. ૧૭
તેમાટે ત્રિકમજી તમને, કહું છું મસ્તક નામી જી;
યજ્ઞ અધૂરો રહેશે ત્યારે તમને, લાજ લાગશે સ્વામી જી. ૧૮
ધર્મતણાં એવાં વચન સાંભળી, બોલ્યા શ્રીભગવાન જી;
અરે યુધિષ્ઠિર ચિંતા મૂકો, આપું અભયનું દાન જી. ૧૯
પરમારથને કાજે તપ કોઇ, પોતાનું નવ આપે જી;
સ્વાર્થમાટે ભીડ પડે તો, કાચું કાંચન કાપે જી. ૨૦
હવે હું મારા તપબળથી, ઉઠાડું દ્વિજ એહ જી;
એવું સાંભળી શિશુપાળ આદિક, હસવા લાગ્યા તેહ જી. ૨૧
રાય ધર્મને ધીરજ આપી, ઉઠ્યા શ્યામળગાત્ર જી;
લટકંતા લક્ષ્મીવર ચાલ્યા, ક્ષીરસાગરના જામાત્ર જી. ૨૨
પીત વસન મકરાકૃતિ કુંડળ, મુકુટ શ્રીવત્સ વનમાળ જી;

---

૧૩ ગદ ગદ–ગદ ગદ કંઠે થઈ ગયા. પાહિ પાહિ–રક્ષણ કરો રક્ષણ કરો. ૨૦ કાચું કાંચન–કાચું સોનું ( જેમાંથી સોનું મળે એવી જણશો ).

૨૨ ક્ષીરસાગરના જામાત્ર–લક્ષ્મીના પતિ–( લક્ષ્મી ક્ષીરસાગરમાંથી નીકળી છે માટે તેની પુત્રી કહેવાય છે, અને તેથી લક્ષ્મીપતિ તેના જમાઈ થાય છે).

અંગવસ્ત્ર એક ઓઢયું પોતે, ચાલ્યા લટકતી ચાલ જી. ૨૩
મધુર હાસ્ય કરી માધવ આવ્યા, બ્રહ્માકેરા બાપ જી;
શબની પાસે તતક્ષણ આવી, અચ્યુત ઉભા આપ જી. ૨૪
તેણે સમે જે પાપી રાજા, દ્વેષી હરિના જેહ જી;
શિશુપાળ. શાલવ, દુર્યોધન, કહેવા લાગ્યા તેહ જી. ૨૫
એ કૃષ્ણે શું પુણ્ય કર્યું છે, જન્મતણો પશુપાળ જી;
ચોર, જાર, કપટી, ધૂતારો, જૂઠો છે ગોવાળ જી. ૨૬
શે પુણ્યે કરી જીવાડશે દ્વિજ, પાપી એ કહેવાય જી;
માંહો માંહે એમ વાત કરેછે, દુષ્ટ ને દુર્જન રાય જી. ૨૭
ત્યારે ભક્ત ભૂપતિ કહેછે ભાઇઓ, કૌતુક મૂકો દૂર જી;
જુઓ વિચારી કૃષ્ણ શું કહેછે, સાંભળો સર્વે શૂર જી. ૨૮
તેણે સમે શ્યામળિયો આવી, ઉભા શબની પાસ જી;
સર્વ સભા સાંભળતાં પોતે, બોલ્યા શ્રીઅવિનાશ જી. ૨૯
જન્મથકી તે આજ લગી મેં, શુદ્ધ મને કરી તેહ જી;
બ્રહ્મચર્ય વ્રત પાળ્યું હોય તો, જીવજો બ્રાહ્મણ એહ જી. ૩૦
બ્રહ્મચર્યનો સંકલ્પ કરી જળ, મેલ્યું દ્વિજમુખ માંય જી;
સજીવ થયો તે વેળા તતક્ષણ, ઉઠયો બ્રાહ્મણ ત્યાંય જી. ૩૧
જયજયકાર થયો તે વેળા, દૂધે વરશ્યા મેહ જી;
સભા સર્વ તે આનંદ પામી, જીવ્યો બ્રાહ્મણ જેહ જી. ૩૨
પુષ્પવૃષ્ટિ વનમાળી ઉપર, દેવદુંદુભિ વાજે જી;

---

૨૩ પીત વસન–પીળું વસ્ત્ર. મકરાકૃતિ–મગરના જેવા આકારનાં. શ્રી-વત્સ–એ નામે ચિન્હવાળા. ૨૪ બ્રહ્માકેરા બાપ–નારાયણની નાભિમાં ઉપજે-લા. કમળમાં બ્રહ્મા પ્રકટયા છે માટે તેના બાપ નારાયણ, અને તે નારાયણ એ-જ શ્રી કૃષ્ણ છે માટે કૃષ્ણને બ્રહ્માના બાપ કહ્યા છે. અચ્યુત–અખંડ (કૃષ્ણ).

૨૫ શાલવ (શાલ્વ)–એ નામનો દુર્યોધનપક્ષી રાજા. ૨૬ પશુપાળ–ગોવાળ.

વેદઘોષ જયશબ્દ ગાન ધ્વનિ, એકે કાળે સહુ ગાજે જી. ૩૩
મુનિવર સરવે આનંદ પામ્યા, સાધુ રાજા જેહ જી;
શ્યામ થયાં મુખ દુર્જનકેરાં, હાસી કરતા તેહ જી. ૩૪
યજ્ઞમાં આહુતી થઇ ચાલતી, હુતદ્રવ્ય હોમાય જી;
સ્વાહા શબ્દ વિપ્રવર બોલે, વેદતણી ધ્વનિ થાય જી. ૩૫
રાય યુધિષ્ઠિરે બ્રાહ્મણ પૂજ્યો, પત્નીશુ તેણીવાર જી;
આભૂષણ પેહેરાવ્યાં બેઉને, વસ્ત્ર અનુપમ સાર જી. ૩૬
ધર્મે ધન ઘણું આપ્યું તેને, રાજાએ પ્રણમ્યા પાય જી;
રથમાં બેસાર્યાં બેહુ જણને, વળતાં કર્યા વિદાય જી. ૩૭
સુણ જનમેજય કૃષ્ણ કથા જશ, વિસ્તરી ચૌદે લોક જી;
શ્રવણ મંગળ હૃદય સુખદાતા, કળિમળ શમન વિશોક જી. ૩૮
એવો એક સંવત્સર સુધી, યજ્ઞ પાંડવનો થાય જી;
પાવન યશ પુરૂષોત્તમકેરા, નારદાદિ મુનિ ગાય જી. ૩૯

વલણ.

નારદ આદે મુનિવર મોટા તે, ગોવિંદના ગુણ ગાય રે;
ચાર પદારથ પામે સુણતાં, પાપી પાવન થાય રે. ૪૦

## કડવું ૩૫ મું.

## રાગ સામેરી.

સૂત પુરાણી વદે વાણી, સુણો શૌનક આદે મુનેશ;
વૈશંપાયન કહે જનમેજય, સાંભળ પાંડુ નરેશ. ૧
યુધિષ્ઠિરના યજ્ઞમાં, આનંદ અદકો થાય;
શ્રીકૃષ્ણચરિત્ર સોહામણાં, નરનારી નિત્યે ગાય. ૨

---

૩૩ ઘોષ—અવાજ. ધ્વનિ—અવાજ. ૩૮ શ્રવણ મંગળ ઇ૦—કૃષ્ણની કથા અને જશ શ્રવણ (કાન)ને મંગળ (શુભ) આપનારી, હૃદયને સુખ આપનારી, કળિના મળ (પાપ)ને શમન (શમાવનારી) અને વિશોક (શોક રહિત) કરનારી છે. ૪૦ ચાર પદાર્થ—ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ.

બ્રાહ્મણને જીવાડયો હરિએ, કર્યું અદ્ભુત કાજ;
ત્યાર પછી એક થયું કૌતુક, સુણો કહું મહારાજ. ૩
તે યજ્ઞમાં એક જંબૂક આવ્યો, સૌ દેખતાં પ્રકાશ;
યજ્ઞમંડપમાં આવી બેઠો, કુંડકેરી પાસ. ૪
તે ભવિષ્ય વાણી બોલિયો, સહુ સાંભળતાં ઉંચે સ્વરે;
આ યજ્ઞમાં એક ભૂપતિનું, શિર છેદાશે તે ખરે. ૫
વળી આજથી તેરમે વર્ષે, વીર રહિત ધરા થશે;
વિરોધે કરી મર્ણ સહુનાં, જીવ તે યુદ્ધમાં જશે. ૬
આ યુધિષ્ઠિરના યજ્ઞમાં, ભૂપતિ આવ્યા જેટલા;
તે સમે સહુનાં મર્ણ થાશે, અટવાઈ જાશે તેટલા. ૭
સુણ જનમેજય એ કાળ પોતે, તે સમે ત્યાં આવિયો;
ચેતાવવા સહુ ભૂપતિને, વેષ જંબૂક લાવિયો. ૮
ભવિષ્યાર્થ વાણી કહી જંબૂક, ત્યાંથકી ઉડી ગયો;
મહીપતિ મુનિ સહુ વિસ્મય પામ્યા, સૌને સંદેહ થયો. ૯
સર્વે મળી પછી વિચાર્યું, એ ઇચ્છા ઇશ્વરની હશે;
જે સમે હોનાર ભાવિ, તે સમે તેવું થશે. ૧૦
પછી યજ્ઞમાં આહુતિ આલી, હુતદ્રવ્ય હોમે અતિઘણું;
શ્રીકૃષ્ણ જેને સહાય કરતા, મહાભાગ્ય એ પાંડવતણું. ૧૧
જેને કમળોદ્ભવના પિતા કહીએ, પાર્થના જે સારથી;
મનોરથ પૂરણ દ્રૌપદીના, દુષ્ટછેદન મહારથી. ૧૨
શ્રીનંદનંદન જગતવંદન, ખળનિકંદન સેવ;
ભક્તરંજન રિપુગંજન, સાધુસજ્જન સેવ. ૧૩

---

૪ જંબૂક–શિયાળ. ૮ ભવિષ્યાર્થ–જે અર્થ બનવાનો છે તે અર્થવાળી. ૧૨ કમળોદ્ભવના–બ્રહ્માના. પાર્થ–અર્જુન.

૧૩ નંદનંદન–નંદના પુત્ર. જગતવંદન–જગત્ જેને વંદન કરેછે એવા. ખળનિકંદન–દુષ્ટનો નાશ કરનાર. રિપુગંજન–શત્રુઓનો પરાજય કરનાર. સાધુ સજ્જન સેવ–સાધુ અને સજ્જન જેની સેવા કરેછે એવા. અથવા સાધુ અને સજ્જનનું કામ કરનાર.

વસુદેવસુત દેવકીનંદન, રૂક્મિણીપ્રિયપ્રાણ;
યદુકુળકમળરવિ શીતરશ્મિ, સાક્ષી સહુના જાણ. ૧૪
ઉત્પત્તિ પાલ સંહાર કરતા, ત્રિગુણાત્મ માયાઇશ;
શિવતણી જે ગુપ્ત થાપણ, લક્ષ્મીપતિ જગદીશ. ૧૫
જેની આજ્ઞા માની કાળ ચાલે, જે કર્મફળદાતાર;
તે યજ્ઞલીલા કરે છે, યુધિષ્ઠિરતણે દરબાર. ૧૬
જેણે ધર્મકેરા યજ્ઞમાં, શબ ઉઠાડ્યું તતખેવ;
તે કરે પાંડવતણાં કારજ, દેવના જે દેવ. ૧૭
ઋત્વિજ આદિ ઋષિ રાજા, સુખી થાય અપાર;
ભોજન કરી સંતોષ પામે, સ્વાદનો નહિ પાર. ૧૮
ભગવાનનું નિરમાણ કીધું, મધુર સુગંધી અન્ન;
પ્રદક્ષિણા તેની પૂઠે ફરતો, વસંત ઋતુ પાવન. ૧૯
અન્ન જમે તે સહુ વિપ્ર આદિ, નિત્ય નવાં ભોજન;
હરિનામની ગર્જના કરતા, તૃપ્તિ થઇ મુનિજન. ૨૦
દધિ મધુ પય સુગંધીનાં, સરોવર ભરિયાં અતિ;
તે વર્ણવ્યામાં કેમ આવે, જે પૂરે છે કમળાપતિ. ૨૧
ચંદ્રકાન્ત મણિના ગિરિ જેવો, ભાતનો ઢગલો થયો;
સુવર્ણ સરખી દાળ શોભે, સ્વાદ તેમાં બહુ રહ્યો. ૨૨
અમૃત રસનું ભરેલું, પકવાન, પંચ પ્રકારનું;
ઘૃતપકવના પર્વત પડ્યા, શું વર્ણવું તે વારનું. ૨૩

---

૧૪ રૂક્મિણી ૦-રૂક્મિણીના પ્રિય (વાહાલા) પ્રાણ જેવા. યદુકુળકમળ રવિ-યાદવકુળ રૂપી કમળને ખીલાવનાર રવિ (સૂર્ય) જેવા. શીતરશ્મિ-ચંદ્ર જેવા (સ્વજન રૂપ પોયણીના). સાક્ષી ૦-સહુના અંતરના સાક્ષી ચૈતન્ય રૂપ અને જાણનારા અથવા એવા તમે જાણો.

૧૫ ઉત્પત્તિ ૦-ઉત્પત્તિ, પાલન અને સંહાર કરવા રૂપ ત્રિગુણાત્મા ત્રણ ગુણ રૂપી માયાના ઇશ-સ્વામી.] શિવ ૦-વળી જે શિવની ગુપ્ત થાપણ (પરમ છાની પ્રિય વસ્તુ રૂપ) તે એ લક્ષ્મીપતિ જગદીશ છે.

૧૯ ભગવાનનું નિર્માણ કીધું—ભગવાને નિર્માણ કરેલું. ૨૧ દધિ-દહીં. મધુ—મધ. પય-દૂધ. સુગંધી-સુગંધવાળા પદાર્થ. ૨૩ ઘૃતપકવ-ઘીમાં પકવેલું-તળેલું. તે વારનું-તે સમયનું.

સર્કરા યુક્ત સુગંધી ભેળી, દૂધપાક ઘણો કર્યો;
ઉજ્જવળ મધુર સ્વાદિષ્ઠ જાણે, ક્ષીર સમુદ્ર પૂરણ ભર્યો. ૨૪
શાક નાના ભાતનાં, ભજીઆં મઠા ને રાયતાં;
કઢી ઊની ઉકળી અહીં, અથાણાં મન ભાવતાં. ૨૫
એ પ્રકારે ભોજન બહુ વિધ, ભાવતાં સર્વ કરે;
દ્રૌપદી પીરસે એકલાં, શ્રીકૃષ્ણ મૂર્ત્તિ હૃદય ધરે. ૨૬

## વલણ.

શ્રીકૃષ્ણ મૂર્તિ ધરી હૃદયમાં, પીરસે દ્રુપદકુમારી રે;
તે સમે શોભા થાય ઘણેરી, તેહને કહું વિસ્તારી રે. ૨૭

## કડવું ૩૬ મું.

## રાગ સોરઠ.

દ્રુપદસુતાની શોભા તે હું શી કહું જો,
યજ્ઞ મધ્યેથી જેનો છે અવતાર જો;
કોટિક રંભા રૂપ ઉપર જાઉં વારણે જો,
વર્ણન કરતાં શેષ ન પામે પાર જો.
દ્રુપદસુતાની શોભા તે હું શી કહું જો. ટેક. ૧
તે યજ્ઞમાં પીરસે યાજ્ઞસેની ત્યાં એકલી જો,
કરમાં ગ્રહ્યું છે કંચનકેરૂં પાત્ર જો;
અખૂટ અન્ન તેમાંથી ક્યારે ખૂટે નહિ જો,
ભોજન કરતા ભૂપતિ મુનિવર માત્ર જો. દ્રુપદસુતાની૦ ૨
ભક્તશિરોમણિ પ્રિય ભગિની શ્રીકૃષ્ણની જો,
પાંડવની પટરાણી દ્રુપદકુમારી જો;

---

૧ રાગ સોરઠ—ગરબીને રાગે ગવાય છે—૪, ૪, ૪, ૪, ૫, ૨, તથા ૪, ૪, ૪, ૪, ૫; એ પ્રમાણે પેહેલા તથા બીજા ચરણમાં માત્રા કરવી. પાંચ માત્રાને ઠામે ૨ ગણુ કરવો અને બે માત્રાને ઠામે એક ગુરૂ આણવો. તાળ ૧–૫–૯–૧૩–૧૭–૨૦ તથા ૨૨ માત્રા ઉપર બન્ને ચરણમાં આણવી.

૨ યાજ્ઞસેની—દ્રૌપદી.

તે ભગવતી અન્નપૂર્ણા પૂરે સર્વને જો,
શું રે વખાણું સ્વરૂપે નવોઢા નારી જો. દ્રુપદ૦ ૩
કરમાં કનકનાં કંકણ ચૂડો ચળકતો જો,
મણિજડિત્ર આભૂષણ ઓપે અંગ જો;
ઉજ્વળ મોતીની માળા ઉર પર રાજતી જો,
બ્રહ્મલોકથી આવી જાણે ગંગ જો. દ્રુપદ૦ ૪
શરદ પુનમ શશિ જેવું મુખ સોહામણું જો,
કમળ નેત્રમાં ઝીણી અંજન રેખ જો;
હીરા જેવી ઝળકે દંતની પંગતિ જો,
રંગે રાતા વિદ્યુત બીજ વિશેક જો. દ્રુપદ૦ ૫
ચારૂં ચિબુક ગલ્લસ્થળ લીલું છુંદણું જો,
નીલમણિના જેવું ઝળકે તેજ જો;
મધુર હાસ્ય છબી અધર અરૂણ સોહામણા જો,
શીશફૂલ રાખડલી રત્ન સુહેજ જો. દ્રુપદ૦ ૬
ભાળ વિશાળે કીધો કુંકુમ ચાંદલો જો,
સર્વ અંગ શુચિ સુંદરી ભીનેવાન જો;
કોશ કોશ લગી ચાલે સુગંધી અંગની જો,
મુગ્ધા મૂકાવે માનુનીઓનું માન જો. દ્રુપદ૦ ૭
અંગતણાં આભૂષણ ઝળકે અતિ ઘણાં જો,
ગજગતિ ચાલે ચપળા ચમકે અંબ જો;
ચારે પાસે પીરસે ચપળતાએ કરી જો,
પંક્તિઓ ઉપર પડતાં પ્રતિબિંબ જો. દ્રુપદ૦ ૮

---

૩ ભકત શિરોમણિ–(દ્રૌપદી). ભગવતી અન્નપૂર્ણા—(રૂપ દ્રૌપદી). ૫ રંગે ઇ૦–વિદ્યુત (વીજળી) જેવા અથવા બીજ (દાડિમનાં બીજ) જેવા. વિશેક (વિશેષ) રાતા દાંત.

૬ ચારૂ–સુંદર. ચિબુક–હડપચી. ગલ્લસ્થળ–ગાલની જગો. તેજ–છૂંદણાનું તેજ. મધુર હાસ્ય છબી–મધુર હાસ્યયુક્ત છબી. અરૂણ–રાતા. રાખડલી ઇ૦–રાખડીમાં રત્ન સુહેજ (શોભેજ).

૮ ગજગતિ—હાથીના જેવી ચાલવાળી સ્ત્રી. ચપળા-વીજળી. અંબ

ભૂપતિ જદુપતિ જોતા દૂર ઉભા રહી જો,
અતિ આનંદે પીરસે દ્રુપદકુમાર જો;
ક્ષણ ક્ષણ પ્રત્યે હરિનું મુખ અવલોકતી જો,
કૃષ્ણ રૂપમાં કૃષ્ણા થઇ તદાકાર જો. દ્રુપદ૦ ૯
એમ હરિરસ રંગી પ્રેમ ઘણો શ્રીરંગમાં જો,
ચોદિશ જોતી ચાલે દ્રુપદજાત જો;
સતી શિરોમણિ પીરસે પૂરણ પ્રેમશું જો,
જેની કીર્તિ ત્રિભુવનમાં વિખ્યાત જો. દ્રુપદ૦ ૧૦
કોટિક બ્રાહ્મણ કોટિક રાયની પંગતિ જો,
સૌને આપે પોતે પૂરણ અન્ન જો;
તે શ્રમ સઘળા પહોચ્યે છે શ્રીનાથને જો,
સ્વેદતણા થાય બિંદુ હરિને તન જો. દ્રુપદ૦ ૧૧
હરિના મુખ ઉપર શ્રમકણ સોહામણા જો,
તે જોઈ દ્રુપદસુતા મન પામે ખેદ જો;
મારૂં કષ્ટ સકળ લે છે શ્રીકૃષ્ણજી જો,
પુરૂષોત્તમને અંગે થયો પરિસ્વેદ જો. દ્રુપદ૦ ૧૨
એવું વિચારી પાસે આવી ઉભી રહી જો,
ગદ ગદ કંઠે બોલ્યાં દીન વચન જો;
દામોદરજી દુઃખ પામો છો મુજથકી જો,
એવું સુણીને બોલ્યા જગજીવન જો. દ્રુપદ૦ ૧૩

---

(અંબુ)–પાણી [ અહીં 'અંબ' ને ઠામે અંબર (આકાશ) જોઇએ, કેમકે વીજળીનું ચમકવું આકાશમાં શોભવે છે. પણ ઉત્તરાર્ધના અનુપ્રાસ પ્રતિબિંબનો પ્રાસ મળવામાટે 'અંબર' ને ઠામે 'અંબ' લખેલા હશે]. અથવા અંબ–માતારૂપ દ્રૌપદી.

૯ તદાકાર—તદ્રૂપ. ૧૦ હરિરસ રંગી—હરિ રૂપી રસમાં રંગ (પ્રીતિ) વાળી. શ્રીરંગ–કૃષ્ણ. દ્રુપદજાત—દ્રૌપદી. ૧૨ શ્રમકણ–મેહેનતથી વળેલા પરસેવાના મોતીઓ. પરિસ્વેદ—પરસેવો.

હા બાઇ તારે પ્રેમતણે વશ હું થયો જો,
એકાન્ત ભક્તિ અનન્ય રહિત વ્યભિચાર જો;
બેની તમારો ઋણીયો તે હું નહીં મટું જો,
કોટિ વર્ષ લગી જો કરૂં પ્રત્યુપકાર જો. દ્રુપદ૦ ૧૪

(એવા) સંકટભંજન ભક્તવત્સલ શ્રીનાથજી જો,
સદા નિરંતર પાળે ભક્તનાં લાડ જો;
જે કપટ રહિત કરે ભકિત અખંડ ઉપાસના જો,
પુરૂષોત્તમ માને છે તેનો પાડ જો. દ્રુપદ૦ ૧૫

(માટે) ભજન કરો નરનારી સર્વે ભાવશું જો,
જેને શાસ્ત્ર નિગમ ઉપનિષદ ગાય જો;
(એવી) અનંત લીલા યજ્ઞમાંહે જદુનાથની જો,
ગિરિધારી ગુણ ગાતાં તૃપ્ત ન થાય જો. દ્રુપદ૦ ૧૬

## વલણ.

તૃપ્તિ ન થાયે હરિગુણ ગાતાં, એવી યજ્ઞતણી રચનાય રે;
ભાવે ભોજન કરે સર્વે, બેઠા છે મુનિરાય રે. ૧૭

## કડવું ૩૭ મું.

## રાગ સામેરી.

વૈશંપાયન બોલિયા તું, સાંભળ સુત પરીક્ષિતતણા;
રાય યુધિષ્ઠિરના યજ્ઞમાં છે, ગોવિંદના ગુણ અતિ ઘણા. ૧
સૌ વિપ્ર ભોજન કરે ભાવે, પાંચાળી પિરસે ઘણું;
ક્ષણું જોતી શ્રમ ખોતી, મુખ મન મોહનતણું. ૨

---

૧૪ એકાન્ત ભક્તિ-- એક હરિનીજ ભક્તિ, અથવા અત્યન્ત ભક્તિ. અનન્ય ભકિત--ફક્ત એકનીજ ભક્તિ—બીજાની નહિ. વ્યભિચાર રહિત-- એક સ્થાનમાં નિશ્ચળ. ઋણી-દેવાદાર. પ્રત્યુપકાર---ઉપકારના સામો ઉપકાર કરવો. ૧૬ નિગમ-વેદ.

૧ રાગ સામેરી-૩ ૪ ૩ ૪ ૩ ૪ ૩ એવા માત્રાના ગણ દરેક અર્ધમાં કરવા.

પીત પટ, કટિમેખળા, કર કડાં. કનક હીરે જડચાં;
કર્ણે કુંડળ મણિખચિત, પ્રતિબંબ ગલ્લસ્થળે પડચાં. ૩
શ્રીવત્સ ઉર, વનમાળ, કૌસ્તુભ, હાર મુક્તાફળતણા;
મણિમાળ, અંગદ, મુદ્રિકા, શિરકેશ ખીંટાળી સોહામણા. ૪
કોટિ કંદર્પ જગત મોહન, કમળનેત્ર કૃપા ઝરે;
અખિલભુવનબ્રહ્માંડનાયક, ભોજનશાળામાં ફરે. ૫
સહુ મુનિ ભોજન કરી ઉઠચા, તે સમે જદુનાથ;
ઉચ્છિષ્ટ પાત્ર મુનિતણાં તે, કાઢે શ્રીહરિ હાથ. ૬
પાટલી પીતાંબરતણી, લેઇ છેડો ખોશ્યો કટિવિષે;
અંગવસ્ત્ર ઉપર બાંધિયું, તે ચપળતા કોઇ નવ લખે. ૭
અંબોડો વાળ્યો કેશનો, કટિ વસ્ત્રને સંભાળતા;
ઉચ્છિષ્ટ પાતલ કર ગ્રહીને, ચપળ ચરણે ચાલતા. ૮
અન્ન રસના રંગ નાના, અંગમાં બિંદુ પડચા;
તે શ્યામ અંગે શોભતા, બહુ રંગ મણિ જાણે જડચા. ૯
શ્વેત પીળા રક્ત રસના, દુધપાક દાળ કઢીતણા;
બહુ રંગના બુંદ્ર પડચા, હરિ અંગ માંહ્ય સોહામણા. ૧૦
મણિ પદ્મક હીરા હાર મુક્તા, વૈજયંતી માળ;

---

૩ મણિખચિત—મણિથી જડેલાં.—ગલ્લસ્થળે—ગાલે ગાલ ઉપર કાનનાં કુંડળમાં પ્રતિબિંબ પડચાં છે.

૪ શ્રીવત્સ—એ નામે ચિન્હ. કૌસ્તુભ—એ નામે મણિ. અંગદ—બાજુબંધ, મુદ્રિકા-વીંટીઓ. ખીંટાળી—ખુંટળીઆળા.

૫ કોટિ ઇ૦—કોટિ કંદર્પ (કામદેવ)ની પેઠે જગતને મોહન (મોહ પમાડનારા). કમળનેત્ર ઇ૦—કમળ સરખાં નેત્રમાંથી કૃપા રૂપી અમૃત ઝરે છે—(**ઉપમાનલુપ્તા**). અખિલ ઇ૦—અખિલ (તમામ) ભુવન (લોક) અને બ્રહ્માંડના નાયક (ધણી) શ્રીકૃષ્ણ ભોજનશાળામાં ફરે છે.

૭ નવ લખે—જુએ. તેમના જેવી ચપળતા કોઈ બીજામાં જુએ નહિ એવો ભાવ છે.

તે ફેરવીને પૃષ્ઠ નાખ્યા, તે સમે ગોપાળ. ૧૧
કર કડાં ઊંચાં ચઢાવી, શ્રીકૃષ્ણ કરતા કાજ;
સહુ દેવ મુનિ આશ્ચર્ય પામે, જોઇને મહારાજ. ૧૨
નિગમ નેતિ કહે જેને, ધ્યાનમાં જોગી ધારતા;
બ્રહ્મવેત્તા સર્વ મળી, જે આત્મતત્વ વિચારતા. ૧૩
અગાધબોધ અખંડ ઇશ્વર, ઇંદ્રિયાતીત જગતપતિ;
નિયંતા માયાતણા, જેને આરાધે મોટા જતી. ૧૪
સહુ લોકપતિ કંપે કટાક્ષે, કાળને જે તાડતા;
તે પ્રભુ પાંડવ યજ્ઞમાં, ઉચ્છિષ્ટ દ્વિજનાં કાઢતા. ૧૫
ઉત્પત્તિ સ્થિતિ સંહાર કરતા, કળા કોને નવ જડે;
તે પ્રભુ પોતે કાજ કરતા, ભક્ત વત્સળતાવડે. ૧૬
પાંડવ ઉપર કૃપા જેવી, હરિ થયા આધીન;
તેવી કૃપા કોઇને નથી, સુણ જનમેજય રાજન. ૧૭
ક્ષણ માત્ર માંહે સ્વચ્છ કીધી, ભૂમિકા ભગવાન;
સ્નાન કરી શુદ્ધ થયા પોતે, પહેર્યું પીત વસન. ૧૮
પ્રથમ મુનિવર કરે ભોજન, પછી સહુ રાજન;
તે સમે જૂદા ખંડમાં, ત્યાંહાં જમે સ્ત્રીજન. ૧૯
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય આદિ, થયા તૃપ્ત સર્વ જન;
ત્યારપછી પાંડવ નિત્યે, કરેછે ભોજન. ૨૦
પાંચ પાંડવ શ્રીકૃષ્ણ સાથે, કુંતી દ્રૌપદી નાર;
એ આઠ ભોજન કરે છેલ્લાં, રાત્રીએ નિરધાર. ૨૧
નિત્યમેવ એવું આચરે, યજ્ઞમાં શ્રીજદુરાય;
દ્રૌપદીને એક સંકટ આવ્યું, કહું તેહ કથાય. ૨૨

---

૧૧ પદ્મક-પદ્મરાગ મણિ. પૃષ્ઠ-પીંઠ. ૧૩ નેતિ-તને અમે જાણી શકતા નથી એ પ્રમાણે. ૧૪ અગાધ-અપાર. બોધ-જ્ઞાન. ઇંદ્રિયાતીત-ઇંદ્રિયોના જાણ્યામાં જે આવતા નથી.

૧૫ લોકપતિ-લોકપાળ-દેવ. કટાક્ષે-ક્રોધ દ્રષ્ટિથી. ૧૮ વસન-વસ્ત્ર.

## વલણ.

કથા કહું જે થયું સંકટ, દ્રૌપદીને નિરધાર રે;
શ્રોતાજન સહુ સાંભળો, તે નિવાર્યું જગદાધાર રે. ૨૩

## કડવું ૩૮ મું.

## રાગ કેદારો.

એક સમે સહુ બ્રાહ્મણ ઊઠ્યા, ભોજન કરી નિરધાર;
ત્યાર પછી સહુ ભૂપતિ બેઠા, આરોગવા તેણીવાર. ૧
શિશુપાળ આદિ બેઠા સર્વે, પંક્તિમાં રાજન;
કૌરવ મંડળ સર્વે બેઠું, રાજા દુર્યોધન. ૨
પીરસવાને દ્રૌપદી આવ્યાં, ભાત્યે ભાત્યનાં અન્ન;
સત્વર મૂકે ચંચળ ચાલ્યે, ધીરજ રાખી મન. ૩
એકે કાળે મૂકે સહુને, જ્યમ અખંડ મેઘની ધાર;
માગવું ના પડે ફરી કોઇને, સાગર લહેર અપાર. ૪
પંક્તિમાં ફરતાં ક્ષણ ક્ષણમાં, માધવનું મુખ જોતી;
કરૂણા અમૃત પાન કરીને, શ્રમ સઘળો તે ખોતી. ૫
ત્યારે કૃપા કરી કેશવજી બોલ્યા, સાંભળ બેની મારી;
હે માણસખે હું પાસે ઉભો, પીડા હરૂં છું તારી. ૬
એવું કહી સચ્ચિદાનંદ પૂરણબ્રહ્મ સનાતન ઇશ;
પાસે આવીને પૂઠ થાબડી, પોતે શ્રીજગદીશ. ૭
હસતું વદન હરિનું નિરખી, દ્રૌપદી બોલ્યાં વાણી;
શો ઉપકાર કરીશ હું તમને, સાંભળો શારંગપાણિ. ૮
ત્યારે કૃપા કરી કરૂણાનિધિ બોલ્યા, પાસે આવ્યા ધાઇ;
હું સદા તમારી સહાય કરૂં છું, સાંભળો કૃષ્ણાબાઇ. ૯
એહેવું કહી શ્રીકૃષ્ણ ગયા, કંઇ કારજ આવ્યું ત્યાંય;
તે સમે પીરસતાં હતાં દ્રૌપદી, કૌરવ મંડળ માંય. ૧૦
શ્રીકૃષ્ણે કહ્યું હે માણસખે, મુજ બેહેની કૃષ્ણાબાઈ;

---

૭ સચ્ચિદાનંદ–સત્, ચિત્ અને આનંદ રૂપ કૃષ્ણ.

તે સાંભળીને પ્રેમ ઉછળ્યો, ઉપર આવ્યો ધાઈ. ૧૧
તે પ્રેમે કરીને દ્રૌપદીકેરૂં, થયું પ્રફુલ્લિત અંગ;
છૂટયા બંધ કંચુકીકેરા, વિખરાયા સહુ ઢંગ. ૧૨
શીશથકી તે ચીરનો પાલવ, ખશિયો તેણીવાર;
કટિ લગણ અંગ થયું ઉઘાડું, લજ્જા પામી અપાર. ૧૩
કૌરવ સર્વે હાસી કરે, એક એકની સામું જોઈ;
દ્રૌપદીને મનમાં ચિંતા થઇ, યહાં મારૂં મળે નહીં કોઈ. ૧૪
ઉચ્છિષ્ટ હસ્તમાં પાત્ર ગ્રહ્યું તે, પૃથ્વી નવ મૂકાય;
ચોળીને ચીર ખશ્યાં તેણીવેળા, તે સંભાળ્યું નવ જાય. ૧૫
શકુનિ કર્ણ દુઃશાસન આદિ, દુર્મતિ દુર્યોધન;
તે કરતા ચેષ્ટા હાસી સર્વે, બોલે વ્યંગ વચન. ૧૬
ચંચળ નેત્રે ચારે પાસે, જોતી દ્રુપદકુમારી;
હરિ આવે તો મુજને ઢાંકે, ક્યાં ગયા દેવ મુરારિ. ૧૭
નારાયણ નવ દીઠા ત્યારે, થઇ ગાભરી નાર;
તેણે સમે ત્યાં કૌરવ સર્વે, કરવા લાગ્યા હોકાર. ૧૮
કો કહે મારે ભાત જોઇયે છે, કો કહે મુજને શાક;
કઢી મૂકની હમણા મુજને, કોઇ કહે દૂધપાક. ૧૯
કો કૌરવ પકવાનજ માગે, કો માગે છે દાળ;
એમ જૂદી જૂદી વસ્તુ માગી, સર્વે એકે કાળ. ૨૦
એક કહે તું લાવ ઉતાવળી, શું થઇ ઉભી બેહાલ;
ત્યારે બીજો બોલ્યો એના ઘરમાં, અન્નતણો છે કાળ. ૨૧
ત્યારે ત્રીજો કહે મારે ભાત જોઇએ, શું ઊભી વિચારે મન;
ત્યારે ચોથો કહે આજ અન્ન શું માગે, એકાદશીનો દન. ૨૨
ત્યારે પાંચમો કહે ભાઇ પાંચ પુરૂષ મળી, ભોગવેછે એક નાર;

---

૧૧ ઉપર આવ્યો ધાઇ–પ્રેમ ઉપર ધાઈ આવ્યો–પ્રેમ છલકાઈ ગયો.

૧૬ વ્યંગ વચન–મર્મવચન. ૨૨ એકાદશીનો દન ( દિન ) આજ તો એકાદશી છે માટે ઉપવાસ કરવો જોઈએ, અત્યારે તું અન્ન કેમ માગેછે ! ( વક્રોક્તિ ).

તેણે કરી તન ક્ષીણ થયું, નથી જાતમાં જોર લગાર. ૨૩
એવાં વક્ર વચન દુર્જન બોલે છે, કરતા સોરબકોર;
દ્રૌપદી સાંભળતાં ભય પામી, ને ભાગ્યું સર્વે જોર. ૨૪
સહસ્ર સિંહ જ્યમ કરે ગર્જના, હરિણીના કંપે પ્રાણ;
સહસ્ર વીંછી જ્યમ દંશ કરે, એક બાળકને નિરવાણ. ૨૫
વળી પશુની પુઠે ચાંદુ હોય, ઘણા વાયસ કોચે જ્યમ;
( એમ )દુર્જન વચનથકી દુઃખ પ્રકટ્યું, દ્રુપદસુતાને ત્યમ. ૨૬
પછે થઇ ગાભરી ગદગદ કંઠે, નેત્રે આંસુ ધાર;
અંગ ઉઘાડું લજ્જાથી કર્યો, આરત નાદ પોકાર. ૨૭
હા ! હા ! નાથ સખા પ્રિયબંધુ, વિઠલજી મુજ વીર;
ક્યહાં ગયા તમો વેહેલા આવો, આપો મુજને ધીર. ૨૮

## વલણ.

ધીર આપો વીર મારા, ક્યાં ગયા આણી વાર રે;
પાંચાળી એમ આર્ત્તનાદ, મનમાં કરતી પોકાર રે. ૨૯

## કડવું ૩૯ મું.

## રાગ ધવળ ધન્યાશ્રી.

વૈશંપાયન કહે સુણ રાજા, જનમેજય ભૂપાળ જી;
ચારે પાસે જોતી ચતુરા, ક્યહાં ગયા શ્રીગોપાળ જી. ૧
દ્રુપદસુતાએ સ્મરણ કર્યું ત્યારે, આવ્યા જાદવ રાય જી;
ઉતાવળા અલબેલો ચાલે, પીતામ્બર ભૂમિ રોળાય જી. ૨
દૂરથકી દામોદર બોલ્યા, બીક ન ધરશ્યો બાઈ જી;

---

૨૬ વાયસ—કાગડા. ૨૭ આરત ( આર્ત )—પીડાયુક્ત.

૧ રાગ ધવળ ધન્યાશ્રી–૩, ૪, ૩, ૪, ૩, ૪, ૩, ૨ એવા માત્રાગણ દરેક અર્ધમાં કરવા.

---

* આ કડવામાં જે પ્રસંગ વર્ણવ્યો છે તે તેવોજ પૂર્વે વર્ણાયો છે. વિશેષમાં કૃષ્ણ અને દ્રૌપદીનાં બહુ રૂપનું દર્શન છે. એકલી દ્રૌપદી એવા અવિનીત રાજાઓને પીરસવા નીકળે વગેરે બાબતો એવી અસંભવિત લાગે છે કે કવિએ તે પ્રસંગ કોઇ બીજીજ રીતે ચીતર્યો હોત તો ઠીક દેખાત.

યજ્ઞસેની હું તારો વીરો, સંકટે આવ્યો ધાઇ જી. ૩
અંતરજામી પ્રવેશ્યા અંતર, દ્રૌપદીના તન માંય જી;
ચારભુજા પાંચાળી કીધી, ત્રીકમજીએ ત્યાંય જી. ૪
દ્રૌપદી ચતુર્ભુજ થયાં ત્યારે, સંભાળ્યું નિજ ગાત્ર જી;
બે હસ્તે કરી ચીરજ ઓઢયો, બે કરમાં ગ્રહ્યું પાત્ર જી. ૫
ચોળીકેરા બંધજ બાંધ્યા, મસ્તક ઓઢયો ચીર જી;
એટલે પાસે આવી ઉભા, બોલ્યા જાદવ વીર જી. ૬
બેની મારી પીરસો સહુને, ધીરજ રાખી મન જી;
જે વસ્તુ જેણે માગી હોય તે, આપો તેને અન્ન જી. ૭
દુષ્ટ દુર્જન લંપટ કામી, બેઠા હતા જે રાય જી;
દ્રૌપદીને ચતુર્ભુજ દેખી, મન પામ્યા લજ્જાય જી. ૮
નીચું જોઇ રહ્યા તે સર્વે, શ્યામ થયાં છે મુખ જી;
સજ્જન સહુને હર્ષ થયો ને, દુર્જન પામ્યા દુઃખ જી. ૯
પાંચાળીએ પીરસવા માંડયું, સત્વર તેણીવાર જી;
એક પાત્રથી સર્વ નીકળે, વસ્તુ ભિન્ન અપાર જી. ૧૦
જેણે જે માગ્યું તે મૂક્યું, એકે કાળે અન્ન જી;
પૂર્ણ પાત્ર ભરાયાં સહુનાં, અકળાયા રાજન જી. ૧૧
તેણે સમે એક અદ્‌ભુત લીલા, કીધી લક્ષ્મીનાથ જી;
અનેક રૂપ ધર્યાં ધરણીધર, અનેક દ્રૌપદી સાથ જી. ૧૨
જેટલા રાજા ભોજન બેઠા, તેટલાં ધરિયાં રૂપ જી;
પાત્રે પાત્રે કૃષ્ણ ને કૃષ્ણા, કોટિક મૂર્ત્તિ અનુપ જી. ૧૩
પાંચાળીને પીરસતાં કાંઈ, શ્રમ ન પહોંચે તન જી;
જ્યમ પૃથ્વીકેરો ભાર ઘણો, પણ શેષ ન લેખવે મન જી. ૧૪
જ્યમ અનેક પાપના ઓઘ હોય, હરિ નામે થાયે દૂર જી;
અંધકાર સહુ નાશજ પામે, જ્યારે ઉગે સૂર જી. ૧૫
જ્યમ હનુમાન્ દ્રોણાચળ લાવ્યા, શ્રમ ન પહોંચ્યો લગાર જી;
ત્યમ પાંચાળી પીરસે અતિ પ્રેમે, મુદિત મને તેણીવાર જી. ૧૬
જ્યમ શક્તિએ પૂર્વે શુંભ નિશુંભને, મારીને કીધું કાજ જી;

---

૪ ચાર ભુજા—ચાર હાથ વાળી.— ૧૬ દ્રોણાચળ—એ નામે પર્વત. મુદિત મને—હર્ષ પામેલા મનથી.

એમ કૌરવકેરો ગર્વ ઉતાર્યો, વિસ્તારી કીર્તિ રાજ જી. ૧૭
કૌરવને સહુ એમ કહે, તમો બોલ્યા વચન બહુ ગર્વ જી;
જો કંઇ કોપ ભવાની કરશે, તો ક્ષય થાશે કુળ સર્વ જી. ૧૮
પણ લજ્જા પામી કોઇ નવ બોલે, બેશી રહ્યા નિરધાર જી;
સહુના પાત્ર વિષે પડિયા છે, અન્નના ઓઘ અપાર જી. ૧૯
તેણે સમે ત્યાં ભીમજ આવ્યા, ફરતા પંક્તિ માંય જી;
અલ્યા ક્યમ ભર્યાં છે પાત્ર અન્નનાં, બેશી રહ્યા છો ક્યાંય જી. ૨૦
પાત્ર વિષે જો અન્નજ રહેશે, તો દઇશ સહુને દંડ જી;
શિખા ઉપાડીશ શીશ વિષેથી, બોલ્યા ભીમ પ્રચંડ જી. ૨૧
તે વચન સાંભળી કૌરવ સર્વે, પામ્યા અતિશે દુઃખ જી;
નીચું નિહાળી લજ્જા પામી, ઉત્તર નવ આપે મુખ જી. ૨૨
પછે ભોજન કરી ઉઠ્યા સહુ રાજા, કૃષ્ણા ગયાં ઘર માંય જી;
રૂદન કરવા માંડ્યું પોતે, કુંતીજી છે જ્યાંય જી. ૨૩
માતા મુજને કષ્ટ પમાડી, કૌરવ સર્વે આજ જી;
વક્ર વચન બોલ્યા મુજ સાથે, હરિએ રાખી લાજ જી. ૨૪
એવે સમે શ્રીકૃષ્ણ પધાર્યા, પાંચે પાંડવ સાથ જી;
'ઊઠો આપણ ભોજન કરીએ, દ્રૌપદી કુંતી માત જી.' ૨૫
પછી આઠ જણ એકાન્તે બેશી, કરિયું ત્યહાં ભોજન જી;
એમ પાંડવની પ્રતિપાળ કરેછે, પોતે જગજીવન જી. ૨૬
એવા પાવન યશ પુરૂષોત્તમકેરા, વખાણે સહુ મુનિજન જી;
ક્ષણ ક્ષણ પુષ્પની વૃષ્ટિ કરતા, દેવ કહે ધન્ય ધન્ય જી. ૨૭

## વલણ.

ધન્ય ધન્ય કહેછે દેવતા, પાવન ગુણ સહુ ગાય રે;
યુધિષ્ઠિરના યજ્ઞ માંહે, એવો નિત્ય નિત્ય આનંદ થાય રે. ૨૮

---

૧૭ રાજ—યુધિષ્ઠિરની. ૨૦ અલ્યા છ૦—ભીમનાં વચન —સ્પષ્ટ છે.

---

* પંક્તિમાં સભ્ય થવામાટે તથા ગર્વ તજવા માટે હવે ભીમને શીખામણ મળી છે તેમ છતાં તે આવાં વચન બોલે અને તે વળી ભાઇઓમાં અને તે વળી પોતાને ઘેરજ કાર્ય હોય ત્યારે, એ સઘળું ઠીક દેખાતું નથી—ભીમ એમ બોલે તો દુર્યોધન આદિ સહન કરી રહે એ પણ છાજતું નથી.

## કડવું ૪૦ મું.

## રાગ અશાવરી.

વૈશંપાયન કહે જનમેજય, સાંભળ પરીક્ષિત તંન;
એક સમે શ્રીકૃષ્ણની પ્રત્યે, બોલ્યા ધર્મ વચંન. ૧
આપણા યજ્ઞ વિષે યદુનંદન, દિન પ્રત્યે મુનિરાય;
શું જાણું જે જમે કેટલા, તે સંખ્યા નવ થાય. ૨
(વળી) યજ્ઞ પૂર્ણ થયો કયમ જાણિયે, તેનું શું એંધાણ;
યજ્ઞપુરૂષ જ્યારે તૃપ્તિ પામે, તે કયમ થાયે જાણ. ૩
શ્રીકૃષ્ણ મુજને કહો સમજાવી, એ બે પ્રશ્નનો ભાવ;
યુધિષ્ઠિરનાં એવાં વચન સાંભળી, બોલ્યા રૂક્મિણીનાવ. ૪
શંખ પાંચજન્યકેરૂં સ્થાપન, કરો યુધિષ્ઠિર રાય;
જ્યારે એની મેળે શંખ બોલશે, યજ્ઞ એ પૂરણ થાય. ૫
ત્યારે રાયે શંખનું સ્થાપન કીધું, પાંચજન્ય જેનું નામ;
પછી ઇંદ્રને ત્યાં તેડાવ્યો તત્ક્ષણ, કહેછે સુંદરશ્યામ. ૬
સુણો ઇંદ્ર આ યજ્ઞવિષે, કોટિ બ્રાહ્મણ તૃપ્ત થાય;
ત્યારે ઘંટનાદ એક ફેરા કરજો, સ્વર્ગ વિષે સુરરાય. ૭
તે કારજ પોતે ઇંદ્રિ કરે છે, ઘંટનાદ એકવાર;
યજ્ઞ સંપૂરણ જાણ થવાને, શંખતણો આધાર. ૮
નિત્યે બ્રાહ્મણ યજ્ઞવિષે, એક કોટિ કરે ભોજન;
ત્યારે ઘંટનાદ એકવાર થાય, તે જાણ પડે ત્રિભુવન. ૯
તે ઘંટનો નાદ સુણીને યુધિષ્ઠિર, સંતોષ પામે મન;
કર જોડી શ્રીકૃષ્ણની પ્રત્યે, કહે છે નિત્ય વચંન. ૧૦
હે જગન્નાથ વિશ્વેશ વિશ્વંભર, ચૌદ લોકના ઇશ;

---

૧ આશાવરી-ચોપાયા છંદ. ૫ પાંચજન્ય-એ નામનો શંખ. ૯ ત્રિભુવન-ત્રણ લોકમાં.

આજ થાય જે તુજને અર્પણ, તુજ અર્થે જગદીશ. ૧૧
દિન દિન પ્રત્યે એવું કહેતા, પોતે રાજા ધર્મ;
શ્રીકૃષ્ણાર્પણ કરતા સર્વે, યજ્ઞતણું જે કર્મ. ૧૨
એહ પ્રકારે યજ્ઞ મહોત્સવ, દિન દિન અદકો થાય;
પાંડવના ઘરમાં જે કારજ, કરતા જાદવરાય. ૧૩
પીતાંબરના છેડા ઉંચા, ખોશી શ્રીભગવાન;
વિપ્રતણાં ઉચ્છિષ્ટ કાઢતા, મૂકી પ્રભુતા માન. ૧૪
અન્ન બ્રહ્મમય પૂર્ણબ્રહ્મ, એક રૂપ થાય તેણીવાર;
વેદ પુરાણ વખાણે જેને, અનુપમ કીર્ત્તિ અપાર. ૧૫
એક સમે સહુ બ્રાહ્મણ ભોજન, કરીને ઊઠ્યા જ્યારે;
ત્યાર પછી સહુ ભૂપતિ ભોજન, કરવા બેઠા ત્યારે. ૧૬
તેણે સમે શુકદેવ પધાર્યા, વ્યાસતણા જે કુમાર;
જોગી મધ્યે મુકુટમણિ જાણે, સૂર્યનો અવતાર. ૧૭
સુખ સમુદ્ર શાંતિ રસ પૂરણ, ઈંદ્રિયજીતના ઇંદ્ર;
ચૈતન્ય આકાશતણા ચંદ્રમા, અપરોક્ષ જ્ઞાન સમુદ્ર. ૧૮
એવા શુકજી આવી ઉભા, યજ્ઞ મંડપની બહાર;
માંહે પેસવાનો અવકાશ જડ્યો નહીં, થઇ છે ભીડ અપાર. ૧૯
યજ્ઞ મંડપનો જે દરવાજો, તેની બહાર એવ;
ઉચ્છિષ્ટ પાત્રનો પર્વત પડિયો, ત્યાં ઊભા શુકદેવ. ૨૦

---

૧૧ આજ ઇ૦—આજે જે બ્રાહ્મણ ભોજન વગેરેનું ફળ થાય તે તમને-(હરિને) અર્પણ કરીએ છીએ.

૧૫ અન્ન ઇ૦—અન્ન બ્રહ્મ છે માટે બ્રહ્મમય અન્ન અને પૂર્ણ બ્રહ્મ જે વિષ્ણુ તે તેવારે (ઉચ્છિષ્ટ) કાઢતાં એક રૂપ થાય–યુક્ત થાય.

૧૮ સુખ ઇ૦—તે શુક શાંતિ રસથી પૂર્ણ ભરેલા સુખ રૂપી સમુદ્ર જેવા હતા. તથા ઇંદ્રિયજિત યોગીઓના ઇંદ્ર (પ્રભુ) હતા. અર્થાત્ મહાન ઇંદ્રિયજિત હતા. ચૈતન્ય ઇ૦—ચૈતન્ય રૂપી આકાશમાં ચંદ્ર સરખા શોભતા હતા. અર્થાત્ ચૈતન્ય માત્રમાં જ્ઞાન રૂપે વિરાજતા હતા. ( આત્મા રૂપે સર્વના અંતર્યામી હતા ). અપરોક્ષ ( પ્રત્યક્ષ ) જ્ઞાનના સમુદ્ર રૂપ હતા. ( એમને આત્મજ્ઞાન પ્રત્યક્ષ હતું ).

ભીડ ભાગી તે બારણે ઉભા, કીધો મન વિચાર;
આ યજ્ઞતણાં ઉચ્છિષ્ટ પાત્ર તે, કાઢે જગદાધાર. ૨૧
શ્રીકૃષ્ણતણો પરમ ભક્ત છે, રાય યુધિષ્ઠિર એહ;
(માટે) અહીંથી કાંઇ પ્રસાદ જડે તો, પાવન થાયે દેહ. ૨૨
એવું જાણી આનંદ આણી, વાત વિચારી અભેવ;
પતરાળાંના પર્વત પાસે, બેઠા શ્રીશુકદેવ. ૨૩
મહાપ્રસાદની કણિકા વીણી, મૂકે છે મુખ માંય;
ત્યારે થયો સ્વર્ગમાં ઘંટનાદ ઘણો, અખંડ ધારા તાંય. ૨૪
ઘણઘણાટ જ્યારે ઘંટા બોલી, ઘોર થયો છે અપાર;
શ્રવણે સુણતાં અચરજ પામ્યા, યુધિષ્ઠિર તેણીવાર. ૨૫
કર જોડીને પૂછે રાજા, સાંભળો શ્રીભગવાન;
આવડી કેમ થાય ઘંટ ગર્જના, મૂકી પોતાનું માન. ૨૬
જ્યારે કોટિ વિપ્ર ભોજન કરે ત્યારે, ઘંટ વાજે એક વાર;
આપણે એવી બાંધી આમન્યા, કેમ થાય છે શબ્દ અપાર. ૨૭
ધર્મતણાં એવાં વચન સુણીને, કહે છે કમળાકાંત;
આ યજ્ઞ વિષે ભોજન કરે કોઇ, બ્રહ્મવેત્તા મહાંત. ૨૮
તે બ્રહ્મનિષ્ઠની કરે વંદના, બ્રહ્મા શંકર શેષ;
તેની અધિકતા કહું હું તમને, સાંભળો ધર્મ નરેશ. ૨૯
સદાચારી શત બ્રાહ્મણ તુલ્યે, એક વિપ્ર વિદ્વાન;
એવા વિપ્ર શતની તુલનાએ, ક્રિયાવંત અનુષ્ઠાન. ૩૦
એવા અનુષ્ઠાની શત એકની તુલ્યે, તપસ્વી નિરહંકાર;
એવા તપસ્વી શત તુલ્યે, ઇંદ્રિયજિત રહિત વિચાર. ૩૧

---

૨૩ અભેવ-(ભેવ-પ્રકૃત સ્વભાવ)પ્રકૃત સ્વભાવ તજીને. ૨૪ અખંડ ધારા-(ઘંટ નાદની). ૨૭ આમન્યા-મર્યાદા-નિયમ.

૩૦ ક્રિયાવંત અનુષ્ઠાન—અનુષ્ઠાનની ક્રિયાવાળો. ૩૧ નિરહંકાર—અહંકાર રહિત. રહિત વિચાર—કલ્પના જેણે શમાવી છે એવો.

ઇંદ્રિયજીત શત એકની તુલ્યે, બ્રહ્મનિષ્ઠ નિર્માણ;
ભેદાભેદ રહિત નિર્મત્સર, સઘળે દૃષ્ટિ સમાન. ૩૨
અસંગ એક અખંડ અનામય, અગાધ બોધ અપાર;
પૂર્ણબ્રહ્મ વિચારમાં ડોલે, વૃત્તિ સ્વરૂપાકાર. ૩૩
એવા જ્ઞાની ઘેર તમારે, તૃપ્તિ પામ્યા આજ;
આ પૃથ્વી મધ્યે ચાર પુરૂષ છે, બ્રહ્મવેત્તા મહારાજ. ૩૪
કપિલ, યાજ્ઞવલ્ક્ય ને શુકજી, ચોથા દત્તાત્રેય;
પૂર્ણજ્ઞાનતણા એ સૂરજ, મહિમા અમિત શ્રુતિગેય. ૩૫
ત્યારે પાયે લાગી યુધિષ્ઠિર બોલ્યા, સાંભળો શ્રીમહારાજ;
જ્યાં બ્રહ્મવેત્તા ભોજન કરે તે, દેખાડો મુને આજ. ૩૬
ત્યારે ધર્મનો હાથ ઝાલી હરિ ચાલ્યા, આવ્યા મંડપ બહાર;
જુએ તો શુકજી રૂપ પાલટી, બેઠા તેણે ઠાર. ૩૭
પાતળમાંથી ઉચ્છિષ્ટ પ્રસાદી તે, વીણી વીણીને ખાય;
ધર્મને હરિએ દેખાડયા તત્ક્ષણ, જઈને લાગ્યા પાય. ૩૮
ત્યારે શુકસ્વામીએ ઊંચું જોયું, દીઠા શ્રીભગવાન;
જગતમોહન મૂર્તિને મળવા, ઊઠયા થઇ સાવધાન. ૩૯
ગદગદ કંઠે સજળ નેત્ર થયા, શુકજી તેણીવાર;
ભૂધરજીને ભૂજ ભરી ભેટયા, પ્રેમતણો નહિ પાર. ૪૦
હરિએ હૈયા સાથે ચાંપ્યા, શુકને આણી હેત;
કમળનેત્રમાં આંસુ આવ્યાં, બોલ્યા પ્રેમ સમેત. ૪૧

---

૩૨ નિર્માણ–(બ્રહ્મનિષ્ઠનું) નિર્માણ થયેલું છે. ભેદાભેદ રહિત–ભેદ અને અભેદ (આ મારાથી ભિન્ન છે અને આ મારાથી ભિન્ન નથી) એવી બુદ્ધિ વિનાનો. નિર્મત્સર—અદેખાઇ વિનાનો.

૩૩ અસંગ—કોઇની સોબત વિનાનો. એક—એકલો. અખંડ અનામય—નિરંતર વિકાર રહિત અગાધ (મપાય નહિ એવો) અપાર બોધ (જ્ઞાન) વાળો. વૃત્તિ સ્વ૦–સ્વરૂપાકાર (આત્મરૂપ)માં લીન થયેલી જેની વૃત્તિ છે એવો.

૩૪ બ્રહ્મવેત્તા—બ્રહ્મને જાણનારા. ૩૫ અમિત–અપાર. શ્રુતિગેય–વેદેગાન કરવા જેવો. ૩૯ જગતમોહન—જગતને મોહ પમાડે એવી.

અહો ધન્ય આ મહાપુરૂષને, વિચરે નિમળ મન;
અખિલ લોકને પવિત્ર કરવા, તીરથ પદ પાવન. ૪૨
એવું કહી જમણો કર ઝાલ્યો, શુકજીનો તેણીવાર;
ડાબે પાસે રાય યુધિષ્ઠિર, આવ્યા યજ્ઞ મોઝાર. ૪૩
શુકને જોઇ સભા સહુ ઉઠી, આનંદ્યા મુનિ રાય;
વ્યાસની પાસે બેસાડીને, ધર્મે કરી પૂજાય. ૪૪

## વલણ.

પૂજા કરી શુકદેવની, પધરાવ્યા મુનિરાય રે;
એમ યુધિષ્ઠિરના યજ્ઞમાં, મહોત્સવ અદકો થાય રે. ૪૫

## કડવું ૪૧ મું.

## રાગ સારંગ.

વૈશંપાયન બોલિયા, તું સુણ જનમેજય રાય;
એક સંવત્સર લગી યજ્ઞમાં, આનંદ અદકો થાય. ૧
નિત્ય નવી લીલા કૃષ્ણની, નિત્ય નવ નવાં ભોજન;
સહુ ભૂપતિ આનંદ પામ્યા, મન મુદિત સહુ મુનિજન. ૨
એક વર્ષે યજ્ઞ પૂરણ, થયો શોભામાન;
નિર્વિઘ્નથી પૂર્ણાહુતી, થઈ કૃપા શ્રીભગવાન. ૩
ત્યારે ભીષ્મ પિતામહ બોલિયા. યુધિષ્ઠિરની પ્રત્યે વાણ;
હવે સર્વની પૂજા કરો, ભૂપતિ મુનિવર જાણ. ૪
તેડો સહુને સભા વિષે, બેસાડો આદરમાન;
શિરપાવ આપો રાયને, અલંકાર પટ દ્યુતિમાન. ૫
એવું સાંભળી ભીષ્મનું વાયક, યુધિષ્ઠર મહીપાળ;
સભા વિષે સહુને બોલાવ્યા, ભૂપતિ તત્કાળ. ૬
મયદાનવે જે રચી ઉતમ, સભાની રચનાય;
ત્રૈલોક્યની શોભા ત્યહાં, તે વર્ણવી નવ જાય. ૭

---

૪૨ તીરથ ઈ૦–તેના પદ રૂપી પવિત્ર તીર્થ છે. ૫ દ્યુતિમાન–તેજસ્વી.

જ્યહાં દિવસ રાત જાણાય નહીં, મણિસ્થંભ જ્યોત પ્રકાશ;
જેને શેષ વર્ણવી નવ શકે, અનુદિન એક વિલાસ. ૮
તે સભામાં સર્વને તેડચા, બેસાડચા આસન;
યથાયોગ્ય સન્માન કીધું, યુધિષ્ઠિર રાજન. ૯
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય બેઠા, જ્યાં જેનો અધિકાર;
એક પાસે સ્ત્રીઓ ચકમાં, બેઠી છે નિરધાર. ૧૦
યુધિષ્ઠિરે પૂજા સિદ્ધ કીધી, આપવા શિરપાવ;
અલંકાર વસ્ત્રના કર્યા પર્યંત, વિવિધ રંગ બનાવ. ૧૧
એક સિંહાસન સોનાતણું, મણિ જડિત ઉંચું સાર;
તે સભા મધ્યે મૂકિયું, સહુથી અધિક વિસ્તાર. ૧૨
જે ભૂપ સૌથી હોય મોટો, બેસાડવો તેણીવાર;
પ્રથમ પૂજા તેતણી, કરવી ઘટે નિરધાર. ૧૩
ગાંગેય કહે છે ધર્મને, સૌનાં કરો પૂજન;
આચાર્ય ઋત્વિજ ને ઋષિવર, પૃથ્વીના રાજન. ૧૪
સ્ત્રીઓને (ને) પુરૂષને પંચ, પંચ આપો વસ્ત્ર;
આભૂષણ બહુ ભાત્યનાં, તે કરો અર્પણ સ્વસ્થ. ૧૫
ત્યારે યુધિષ્ઠિર કહે પ્રથમં પૂજા, કરૂં કોની આજ;
તે પિતામહ મુજને કહો, સર્વજ્ઞ છો મહારાજ. ૧૬
ત્યારે ભીષ્મ કહે હો ધર્મસુત, સાક્ષાત શ્રીભગવાન;
શ્રીકૃષ્ણની પૂજા કરો, કો નથી એહ સમાન. ૧૭
બ્રહ્માંડનાયક બ્રહ્મ પૂરાણ, અખિલ જીવનિકાય;
એમતણી તુલના કો નથી, તમો સુણો યુધિષ્ઠિર રાય. ૧૮

---

૮ અનુદિન ઇ૦—જે સભામાં અનુદિન (નિત્ય નિત્ય) એક સરખો વિલાસ (ચાલી રહ્યો છે). ૧૧ સિદ્ધ—તૈયાર. વિવિધ ઇ૦—જે વસ્ત્રાલંકારમાં વિવિધ (અનેક પ્રકારના) રંગના બનાવ (રચના) હતી.

૧૨ વિસ્તાર—વિસ્તાર (વિશાળતા) વાળું. ૧૪ ગાંગેય—ગંગાપુત્ર ભીષ્મ. ૧૫ સ્વસ્થ—સ્વસ્થ થઈને. ૧૮ જીવનિકાય—જીવ સમૂહ રૂપ. (નિકાય—સમૂહ—જથો).

તે પિતામહના પિતા કહીએ, શિવતણા આધાર;
જેની કૃપાએ ભોગવે સહુ, લોકપતિ અધિકાર. ૧૯
જે મૂળકંદ જગતતણા, ત્રૈલોક્યના જે સ્તંભ;
જે વિશ્વંભર આનંદમૂર્ત્તિ, સૃષ્ટિના આરંભ. ૨૦
ઇષ્ટદેવ બ્રહ્મા શિવતણા જે, સનકાદિકનું ધ્યાન;
મૂળમાયાતણા સ્વામી, નથી અન્ય એહ સમાન. ૨૧
કૈવલ્યપદ ભંડારની જે, દ્રવ્ય થાપણ રૂપ;
તે ભક્તમાટે સગુણ થઇ, લીલા કરે છે ભૂપ. ૨૨
વેદ શાસ્ત્ર પુરાણમાં જેના, કરે અર્થ વિચિત્ર;
તે જાણો એ ઘનશ્યામ સુંદર, શ્રીરંગ રાજીવનેત્ર. ૨૩
જે ત્વંપદ તત્‌પદ અર્થ કરી, મેળવે અસિપદ માંય;
વેદાંત શુદ્ધ અગાધ કહે છે, તે બેઠા છે હરિ આંય. ૨૪
મીમાંસક જે આચરે છે, ધર્મ કર્મ સમાજ;
તે પુરૂષોત્તમ ઉચ્છિષ્ટ કાઢે, તમારે ઘેર આજ. ૨૫
ન્યાયશાસ્ત્ર તો એવું કહે છે, કર્ત્તા ઇશ્વર એક;
જે મુક્ત બંધન થાય તે, જીવનાં રૂપ અનેક. ૨૬
પ્રકૃતિ પુરૂષતણો કરે, સાંખ્ય શાસ્ત્ર વિવેક;
તત્વાતીત સ્વરૂપ જેનું, કરે નિશ્ચય એક. ૨૭

---

૧૯ પિતામહ–બ્રહ્મદેવ. ૨૦ મૂળકંદ–આદિ ઉત્પત્તિ સ્થાન. સ્તંભ–થાંભલા રૂપ. વિશ્વંભર–વિશ્વનું ભરણ કરનાર.

૨૧ ધ્યાન–ધ્યાન ધરવાનું પાત્ર–ધ્યેય. ૨૨ કૈવલ્ય ઇ૦–કૈવલ્યપદ (મોક્ષ) રૂપી ભંડારના દ્રવ્યની થાપણ રૂપ. સગુણ–ગુણવાળા. (નિર્ગુણ છતે).

૨૩ જેના–જેને વિષે. રાજીવનેત્ર–કમળ જેવી આંખોવાળા. ૨૪ વેદના મહાવાક્ય તત્વમસિના અર્થ રૂપે વર્ણે છે: જે ઇ૦–ત્વં (જીવ)પદનો અને તત્ (બ્રહ્મ)પદનો અર્થ કરીને તેને જે અસિ (તું છે) પદમાં મેળવે છે–ત્વં પદ તથા તત્‌પદની અસિપદવડે જે એકતા પ્રતિપાદન કરેછે–અર્થાત્ "તું (જીવ) તે (બ્રહ્મ) છે' એમ જેને વેદાંત શુદ્ધ અને અગાધ(અમાપ) કહે છે તે બ્રહ્મરૂપ હરિ આંય (અહીં) બેઠા છે.

૨૫ સમાજ–સમુદાય. ૨૬ મુક્ત બંધન ઇ૦–જેને બંધ મોક્ષ છે એવા જીવનાં અનેક રૂપ છે. ૨૭ પ્રકૃતિ ઇ૦–પુરૂષ (ઇશ્વર)માંથી પ્રકૃતિ થઇ તેમાંથી

તે સારથી અર્જુનતણા, શ્રીધર થયા સાક્ષાત;
દ્રૌપદીના સહાય કરતા, ક્ષીરસિંધુજામાત્ર. ૨૮
સપ્ત વિભક્તિએ કરીને, વ્યાકરણ શાસ્ત્ર અનૂપ;
નાના પ્રકારે શુચિ નામે, ધ્યાયછે જે રૂપ. ૨૯
તે કંસરિપુ જદુપતિ જાણો, જગતપતિ સાક્ષાત;
જેણે ચારી ગાયો નંદના ઘરતણી તે વિખ્યાત. ૩૦
પાતંજલ અષ્ટાંગયોગે કરી કહે છે પ્રસિદ્ધ;
જેના ચરણકેરૂં શરણ પામ્યે, થાય સાધન સિદ્ધ. ૩૧
જે લોક સર્વે પૃથક્ ભાવે, ઉપાસના કરે જેહ;
તે ઇષ્ટ ઉપાસકતણા, શ્રીકૃષ્ણ જાણો એહ. ૩૨
જે જગતભૂષણ સંતજીવન, અગોચર મન ધ્યાન;
તે તમારી દૃષ્ટિ આગળ, દેખોછો ભગવાન. ૩૩
જે દુરાત્મા દુર્જન પામર, મલિન કપટી મન;
તે દોશ આરોપણ કરે હરિમાં, બોલે કઠિણ વચન. ૩૪
શ્રીકૃષ્ણ જાદવપતિ મોટા, સર્વથી એ જાણ;
( માટે ) પ્રથમ પૂજા કરો હરિની, યુધિષ્ઠિર નિરવાણ. ૩૫

---

તત્વ થયાં અને તેમાંથી જગત્ થયું તથા બ્રહ્મ તે સૌથી પર છે, એમ કહેનારા સાંખ્ય મતના પુરુષો જેનો એક નિશ્ચય કરે છે તે આ કૃષ્ણ છે.

૨૮ શ્રીધર- લક્ષ્મીપતિ. ક્ષીરસિંધુજામાત્ર (જામાતૃ)-ક્ષીર સમુદ્ર (દૂધના સમુદ્ર)ના જમાઇ. ૨૯ સપ્ત ઇ૦—સાત વિભક્તિઓએ કરીને અનુપમ વ્યાકરણ શાસ્ત્ર નાના (જૂદા જૂદા) પ્રકારથી અને શુચિ (પવિત્ર) નામે કરીને જે રૂપ ધ્યાયછે—જેના રૂપનું ધ્યાન કરેછે, (તે આ હરિ છે). વિભક્તિનાં રૂપ લેતાં राम, हरि, कर्त्ता, भगवान्, आत्मा, વગેરે શબ્દો વપરાય છે તે પ્રસિદ્ધ છે.

૩૧ પાતંજલ-પતંજલિ મુનિનું રચેલું યોગશાસ્ત્ર અષ્ટાંગયોગે કરી-આઠ અંગવાળી યોગ ક્રિયાએ કરી. (યમ, નિયમ. આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, એ યોગનાં આઠ અંગ છે).

૩૨ પૃથક્ભાવે-જૂદી જૂદી ભાવનાથી. ૩૩ અગોચર મન ધ્યાન-મન અને ધ્યાનને અગોચર-મનના વિચારમાં કે ધ્યાનવડે દીઠામાં ન આવે એવા.

સર્વમાં એ અધિક કહાવે, સાત્વતપતિ પરમેશ;
સહુ રાય એનાં રૂપ છે, વળી દેવના દેવેશ. ૩૬
એવાં ગંગાસુતનાં વચન સુણીને, ધર્મ સમજ્યા મર્મ;
સાહિત્ય સર્વે કર્યું તત્પર, પૂજવા પરબ્રહ્મ. ૩૭

## વલણ.

પરબ્રહ્મની પૂજા કરતા, યુધિષ્ઠિર તેણીવાર રે;
દેવ મુનિવર હર્ષ પામ્યા, કરતા જયજયકાર રે. ૩૮

## કડવું ૪૨ મું.

## રાગ ગોડી.

શાંતનુસુતનાં વચન સુણી, આનંદશુ રે.
ઊઠ્યા યુધિષ્ઠિર રાય; અતિ આનંદશુ રે.
પૂજા કરે પરબ્રહ્મની, આનંદશુ રે.
હૈડે હરખ ન માય. અતિઆનંદશુ રે. ૧
બાજઠ હીરા હેમનો, આનં૦
મૂક્યો મધ્ય સભા મોઝાર; અતિ૦
ઉજ્વળ વસ્ત્ર ઉપર પાથર્યું, આનં૦
માંહે અષ્ટદળ કમળાકાર. અતિ૦ ૨
યુધિષ્ઠિરે હરિને વિનવ્યા, આનં૦
બેસો બાજઠે શ્રીમહારાજ; અતિ૦
શ્રીકૃષ્ણે આગ્રહ કરાવ્યો નહિ, આનં૦
વિચાર્યું શિશુપાળવધનું કાજ. અતિ૦ ૩

---

૩૬ સાત્વતપતિ–સાત્વત (યાદવ)ના પતિ. ૩૭ ગંગાસુત-ભીષ્મ. મર્મ-રહસ્ય–ભેદ.

૧ રાગગોડી–માપ. ૪, ૪, ૫,(ગણ) ૨, ૪, ૨; ૨, ૪, ૪, ૪, (ગણ) ૪, ૪, ૨. તાળ ૧, ૫, ૯, ૧૬, ૨૦; ૩-૭-૧૧-૧૫-૧૯- ૨૩. શાંતનુસુત–શાંતનુ રાજાનો પુત્ર–ભીષ્મ. આનંદશુ–આનંદ સહિત.

૨ અષ્ટદળ કમળાકાર–આઠ પાંખડીના કમળનો આકાર.

તતે ઉઠ્યા શ્રીભુવનપતિ, આનં૦
બેઠા ચોકી ઊપર તેણીવાર; અતિ૦
પૂજા સામગ્રી કર ગ્રહી, આનં૦
પાસે ઊભા પાંડુકુમાર. અતિ૦ ૪
ચંદનપાત્ર સુગંધનું, આનં૦
લેઇ ઊભો વાયુનો તન; અતિ૦
પુષ્પના હાર સુવાસના, આનં૦
કર ગ્રહીને રહ્યા અર્જુન. અતિ૦ ૫
પાંચ પુત્ર દ્રૌપદીતણા, આનં૦
તે કરતા ચમ્મર છત્ર; અતિ૦
હીરાની ડાંડીના વીંજણા, આનં૦
નાખે વાયુ સુગંધી તત્ર. અતિ૦ ૬
અભિમન્યુ સુત સુભદ્રાતણો, આનં૦
ઉભો પાદુકા ઝાલી પાણ; અતિ૦
કનકકળશ જળનો ભર્યો, આનં૦
તે નકુળે ગ્રહ્યો નિરવાણ. અતિ૦ ૭
સહદેવ લઇને ઊભા રહ્યા, આનં૦
દિવ્ય વસ્ત્ર આભૂષણ સાર; અતિ૦
મોતીની થાળ અને આરતી, આનં૦
લેઇ ઉભાં દ્રુપદકુમાર. અતિ૦ ૮
પુરૂષોત્તમને પૂજતા, આનં૦
ત્યહાં રાય યુધિષ્ઠિર જાણ; અતિ૦
ષોડશ ઉપચારે કરી, આનં૦
જે શાસ્ત્ર વિધિ પ્રમાણ. અતિ૦ ૯
વિદુરાદિક વૈષ્ણવ મળ્યા, આનં૦

---

૪ ચોકી–બાજઠ. ૯ ષોડશ–સોળ. પૂજાના સોળ ઉપચાર–આવાહન (બોલાવવું), આસન, પાદ્ય (પગ ધોવા), અર્ઘ્ય, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, આરતી, પુષ્પાંજલિ, પ્રદક્ષિણા, નમસ્કાર.

તે કરે મંગળ ગાન; અતિ૦
અતિ વાદિત્ર વાજે અતિ ઘણાં, આનં૦
જુએ દેવ ચઢી વૈમાન. અતિ૦ ૧૦

પુષ્પની વૃષ્ટિ થાયે ઘણી, આનં૦
સહુ બોલતા જયજયકાર; અતિ૦
વળી વર્ણવતા જદુવંશને, આનં૦
બંદીજન કીર્તિ અપાર. અતિ૦ ૧૧

સનકાદિક મુનિ બક આદ મુનિ, આનં૦
સહુ પ્રેમે ગદગદ થાય; અતિ૦
નારદ વીણા વજાડતા, આનં૦
નાચે અપ્સરા ગંધર્વ ગાય. અતિ૦ ૧૨

ષોડશ ઉપચારે કરી, આનં૦
પૂજ્યા ધર્મે દેવ મોરાર; અતિ૦
ચંદન અક્ષત ધૂપ દીપ, આનં૦
ધર્યા બહુ વિધિના અલંકાર. અતિ૦ ૧૩

સ્વસ્તિવાચન બોલતા, આનં૦
પાસે બેઠા વિપ્ર વિશોક; અતિ૦
આશિષ દેતા અતિ ઘણી, આનં૦
વેદમંત્રે કરે અભિષેક. અતિ૦ ૧૪

પાંચાળીયે કરી આરતિ, આનં૦
વધાવ્યા ભરી મૌક્તિકની થાળ; અતિ૦
પ્રદક્ષિણા કરી પ્રેમશું, આનં૦
પછી પાય લાગ્યા ભૂપાળ. અતિ૦ ૧૫

જે પદથી ગંગા થયાં, આનં૦
જે પદ શિવનું ધ્યાન; અતિ૦
જે પદ લક્ષ્મી સેવતાં, આનં૦
તજી સકળ અભિમાન. અતિ૦ ૧૬

---

૧૨ બક-મુનિનું નામ. ૧૫ મૌક્તિક-મોતી.

જે પદ વૃંદાવન વિષે, આનં૦
વ્રજમાં વિચર્યા આપ; અતિ૦
જે પદ ગોપી હૃદયસ્પરશી, આનં૦
શમવ્યો મદન પરિતાપ. અતિ૦ ૧૭
તે પદ ઉપર પાંડુસુતે, આનં૦
પ્રેમે કરીને મૂક્યું શીશ; અતિ૦
હર્ષ આંસુએ કરી તદા, આનં૦
સિંચ્યા ચરણ જગદીશ. અતિ૦ ૧૮
યુધિષ્ઠિરના પૂજવાથકી, આનં૦
શોભે અદ્‌ભુત શ્રીભગવાન; અતિ૦
કિરીટ મુકુટ સોહામણો, આનં૦
મકરાકૃતિ કુંડળ કાન. અતિ૦ ૧૯
નેત્ર કૃપારસનાં ભર્યાં, આનં૦
મધુર મંદ મુખ હાસ્ય; અતિ૦
રક્ત અધર દ્વિજ પંકતિ, આનં૦
જાણે ચંદ્ર કિરણ પરકાશ. અતિ૦ ૨૦
કેસર તિલક સોહામણું, આનં૦
ભૃકુટી ધનુ ભાળ વિશાળ; અતિ૦
ચારૂ ચિબુક વર ગ્રીવા બની, આનં૦
તેની મધ્ય ત્રિરેખ રસાળ. અતિ૦ ૨૧
હૃદય વિશાળ શ્રીવત્સ ભૃગુ, આનં૦
શોભે લાંચ્છન પર્વતમાળ; અતિ૦

---

૧૭ જે પદ—જે પદ વડે. મદન પરિતાપ—કામથી ઉપજેલો પરિતાપ. ૧૯ કિરીટ મુકુટ—કિરીટ આકૃતિનો મુકુટ. મકરાકૃતિ—મગરની આકૃતિ જેવાં.

૨૦ કૃપારસ—કૃપા રૂપી રસથી ભરેલાં નેત્ર. દ્વિજ–દાંત. અધર—નીચલો હોઠ. ૨૧ ભૃકુટિ ઇ૦—ભૃકુટિ (ભ્રમર) ધનુ (ધનુષ્ય) જેવી વાંકી છે અને ભાળ (કપાળ) વિશાળ છે. ચિબુક–હડપચી. ગ્રીવા—ડોક. ત્રિરેખ–ત્રણ રેષાઓ. રસાળ–રસ ઉપજે એવી.

કૌસ્તુભ કંઠે વૈજયંતી, આનં૦
માંહે તુળસી પુષ્પ રસાળ. અતિ૦ ૨૨
રળિયામણી માળા મુક્તાતણી આનં૦
સોના સાંકળી પદક જડાવ; અતિ૦
સ્કંધ પુષ્ટ આજાનભુજા, આનં૦
મણિ અંગદ કનક મઢાવ. અતિ૦ ૨૩
બાજુ પોંચી કડાં મુદ્રિકા, આનં૦
હેમ હીરા ખચિત નિધાન; અતિ૦
રત્ન જડિત કટિમેખળા, આનં૦
કટિ ઉપર શોભાયમાન. અતિ૦ ૨૪
નાભિ ગંભીર ત્રિવલી પડી, આનં૦
કોમળ ઉદર અતિ ઉદાર; અતિ૦
નખમણિ ચળકે ચંદ્રમા, આનં૦
જાણું જંઘા પદ સકુમાર. અતિ૦ ૨૫
પીળું પીતામ્બર પહેરિયું, આનં૦
ચળકે કુંદન રાતીકોર; અતિ૦
ઓઢ્યું ઉત્તરીય વસ્ત્ર સોહામણું, આનં૦
ધર્યું ઉપવીત નંદકિશોર. અતિ૦ ૨૬

---

૨૨ હૃદય ઇ૦—વિશાળ હૃદય ઉપર શ્રીવત્સ અને ભૃગુ નામનાં લાંછન શોભેછે તથા પર્વતમાળ (વનમાળા?) પણ શોભે છે. કૌસ્તુભ એ નામનો મણિ. વૈજયંતી—પગ સુધી લાંબો હાર—એ નામની માળા.

૨૩ મુક્તા—મોતી. સોના સાંકળી ઇ૦—સોનાની સાંકળીમાં પદક (જડાવનું ચગદું) જડેલું છે. સ્કંધ—ખભા. આજાનભુજા—જાનુ (ઘુંટણ) સુધી પોહોંચે એવા હાથ. મણિ ઇ૦—કનકના મઢાવવાળું મણિ જડેલું અંગદ (બાજુબંધ) તે હાથ ઉપર છે.

૨૪ મુદ્રિકા—વીંટી. ખચિત— જડિત. નિધાન—નિધાન (ભંડાર ૨૫. ૨૫ ત્રિવલી—ત્રણ કરચલી. નખમણિ ઇ૦—નખ રૂપી મણિ તે જાણે ચંદ્રમા ચળકે છે! ૨૬ ઉત્તરીય—ઉપરણો.

અદ્‌ભુત શોભા શ્રીકૃષ્ણની, આનં૦
કોટિ સૂરજ શોભે અંગ; અતિ ૦
જગત મોહન મૂર્તિ બની, આનં૦
જોતાં લાજે કોટિ અનંગ. અતિ ૦ ૨૭
એકી દૃષ્ટે સર્વ જુએ, આનં૦
તે સુરપતિ ભૂપ મુનીંદ્ર; અતિ ૦
ભક્તનાં નેત્ર ચકોર થયાં, આનં૦
જોવા હરિમુખ ચંદ્ર. અતિ ૦ ૨૮
જ્ઞાની તપસ્વી વૈરાગી, આનં૦
પંડિત જોગી સંલગ્ન; અતિ ૦
તદાત્મ સૌનાં ચિત્ત થયાં, આનં૦
ડોલે બ્રહ્માનંદમાં મગ્ન. અતિ ૦ ૨૯
કોટિ કંદર્પ લાવણ્યતા, આનં૦
સુંદરતાના સમુદ્ર; અતિ ૦
ધર્મે પૂજા કરી નિરખિયા, આનં૦
નખશિખ જાદવઇંદ્ર. અતિ ૦ ૩૦
એમ કૃષ્ણ પૂજા કરી પાંડુસુતે, આનં૦
ત્યારે હરખ્યા ચૌદ લોક; અતિ ૦
કૌરવાદિ દુરબુદ્ધિને, આનં૦
શિશુપાળને પડિયો શોક. અતિ ૦ ૩૧

## વલણ.

શોક પડિયો શિશુપાળને, જે પૂજ્યા પ્રથમ જદુરાય રે;
હૃદય ધુરકે અધર ભરખે, ક્રોધે રાતો થાય રે. ૩૨

---

૨૮ સુરપતિ--ઈંદ્ર. ભૂપ (બીજા) રાજાઓ. મુનીંદ્ર—મોટા મુનિઓ.

૨૯ સંલગ્ન છં૦-(જોવામાં સંલગ્ન—યુક્ત) થયા. તદાત્મ—તદ્રૂપ (હરિરૂપ). ૩૦ જાદવઈંદ્ર—જાદવોના સ્વામી (કૃષ્ણ).

૩૨ ધુરકે-ધરકિયાં કરે-ધબકે. ભરખે-ફરકે (ઓઠ ફરકે).

## કડવું ૪૩ મું.

### રાગ મારૂ.

વૈશંપાયન કહે સુણ ધીર, ધર્મે પૂજ્યા શ્રીજદુવીર;
તે જોઈને દુષ્ટ નરેશ, કૌરવ આદિક કરતા દ્વેષ. ૧
શિશુપાળની આદ્યે સર્વ, જેના મનમાં ઘણો છે ગર્વ;
નથી જાણતો હરિનું રૂપ, એવા દુષ્ટ દુરિજન ભૂપ. ૨
તે પામ્યા મનમાં ખેદ, એક એકને કહેતા ભેદ;
સ્તુતિ સાંભળી શિવની સ્પષ્ટ, શિવદ્વેષી પામે જમ કષ્ટ. ૩
જોઈ વિષ્ણુતણી અર્ચાય, કપાળી જંગમને દુઃખ થાય;
જોઇ વૈષ્ણવ પૂજા અશેષ, જૈન આણે મનમાં દ્વેષ. ૪
દેખી પતિવ્રતાનો ધર્મ, વ્યભિચારણી નિંદે પર્મ;
જોઈ રાજહંસનું ચિન્હ, ત્રાસ પામે કાગ કરૂપ. ૫
સુણી ગર્જના પંચાનન, ભય પામે જંબૂક જન;
જોઇ પંડિતનો પરતાપ, થાય મૂરખને સંતાપ. ૬
સુણી ગર્જના ગોવિંદનામ, ભૂત પ્રેત મૂકે તે ઠામ;
તે પ્રકારે દેખી હરિ રૂપ, દુઃખ પામ્યા દુર્જન ભૂપ. ૭
કૌરવ મનમાં બળીને રહ્યા, તેણે બોલ કશા નવ કહ્યા;
ચેદી દેશ તણો ભૂપાળ, દમઘોષનો સુત શિશુપાળ. ૮
તે બોલ્યો ધરીને ક્રોધ, હરિ સાથે છે મૂળ વિરોધ;
ઉઠી બોલ્યો ગર્વ વચન, અલ્યા ધર્મ તું મૂરખ મન. ૯
નીચ બુદ્ધિ થઇ આ કાળ, અગ્રપૂજા કરી ગોવાળ;
જે ચર્ણતણા ઉપાન, ચઢાવ્યા શિર દઇને માન. ૧૦

---

૧ રાગ મારૂ—(તાળ—૩, ૭, ૧૧મી માત્રાએ—માપ. ૨, ૪, ૪, ૪.) ૨ શિશુપાળની આદ્યે—શિશુપાળને આદિ (પ્રથમ) લેઇને—શિશુપાળ વગેરે. દુરિજન—દુર્જન.

૪ અર્ચા—પૂજા—પ્રતિમા. કપાળી—ભૈરવ શિવના ઉપાસક. જંગમ—એ મતના ઉપાસક. ૬ પંચાનન—સિંહ. જંબૂક—શિયાળ. જંબૂકજન—શિયાળ. અથવા જંબૂક અને જન. ૧૦ અગ્ર ૯૦—કેમકે તે ગોવાળ (કૃષ્ણ)ની અગ્રપૂજા (પ્રથમ પૂજા) કરી. ઉપાન (ઉપાનહ)—જોડા.

મૂઢ યોગ્ય અયોગ્ય ન જાણે, તને યજ્ઞ કરાવ્યો કાણે;
તમો પામર પાંડુકુમાર, પહેલો પૂજ્યો સભા મોઝાર. ૧૧
એ ગોવાળીયાને બે બાપ, પંચ તાત તમારે આપ;
મળી સરખા સરખી જોડ, પૂજી તસ્કર પહોચ્યા કોડ! ૧૨
ગંગાપુત્ર થયો છે ભ્રષ્ટ, એણે ગોપ પૂજાવ્યો સ્પષ્ટ;
ધૃતરાષ્ટ્ર વૃદ્ધને મૂકી, પૂજ્યો ગોવિંદ ચાલ્યા ચૂકી. ૧૩
જે દ્રુપદ પોતાનો શ્વશુર, બીજા રાજા મોટા શૂર;
મૂકી ઋત્વિજ તેજપ્રકાશ, વળી સત્યવતીસુત વ્યાસ. ૧૪
યાજ્ઞવલ્ક્ય કપિલ બ્રહ્મનિષ્ઠ, વળી બ્રહ્માના પુત્ર વસિષ્ઠ;
દ્રોણ ને કૃપાચારજ સત્ર, અશ્વત્થામા ગુરૂનો પુત્ર. ૧૫
વળી કર્ણ સૂર્યનો તન, પૃથ્વીપતિ દુર્યોધન;
શલ્ય એકલવ્ય ભગદત્ત, ભીમક બાલ્હિક શકુનિ જયદ્રથ. ૧૬
એવા મૂકી મોટા મહાનંત, પૂજ્યો તસ્કર યજ્ઞને અંત;
ભૂપ ઝાંખા કર્યા અપમાને, એ અપૂજ્યને પૂજ્યો શાને. ૧૭
તારી કીર્તિ યશ ને પુણ્ય, આજ ભ્રષ્ટ થયું રાજન;
એ કૃષ્ણે શો પાળ્યો ધર્મ, નહિ જપ તપ સાધન કર્મ. ૧૮
એણે શું કર્યું વ્રત અનુષ્ઠાન, નહિ વેદ વિધાને દાન;
નથી રાજ્યતણો એને ભોગ, નથી છત્ર સિંહાસન યોગ. ૧૯
નથી બ્રાહ્મણ આચારજ, એ નથી વળી ભૂપતિ ધ્વજ;,
કુળ શાપ્યું યયાતિએ ધારી, નથી રાજ્યતણો અધિકારી. ૨૦

---

૧૧ તમો ઇ૦–તમો પાંડુના કુમારે એ પામરને સભામાં પહેલ્યો પૂજ્યો. અથવા, તમો પાંડુના કુમાર પામર છો કે જેથી એને તમોએ સભામાં પહેલો પૂજ્યો.

૧૩ ગંગાપુત્ર–ભીષ્મ. ૧૫ કૃપાચારજ–કૃપાચાર્ય. સત્ર–સરળ સ્વભાવના. ૧૬ એકલવ્ય–એક નિષાદ રાજા. ૧૭ મહાનંત–મહાન્ત (મોટા). અપૂજ્ય–નહિ પૂજવા લાયક.

૨૦ ધજ (ધ્વજ)–શ્રેષ્ઠ. કુળ ઇ૦–યયાતિ રાજાના મોટા પુત્ર યદુએ પિતાની આજ્ઞા માની ન હોતી માટે તેના કુળને યયાતિએ શાપ દીધો હતો કે 'તારા કુળમાં રાજ્યગાદી મળે નહિ.'

થયો યજ્ઞ મધ્યે અનરથ, એ ભ્રષ્ટ પૂજ્યો વ્યર્થ;
તમો પાંડવ છો અપવિત્ર, તજ્યા ભૂપતિ વીર્ય વિચિત્ર. ૨૧
મૂકી સિંહને પૂજ્યો વરાક, છેદ્યાં સર્વ રાજાનાં નાક;
પૂજતો અમંગળ જ્યારે, શિદ અમને તેડાવ્યા ત્યારે. ૨૨
તારો મિથ્યા ગયો આ જગ્ન, કર્યા ભૂપ સહુ મન ભગ્ન;
તુને દીન ગરીબ પ્રમાણી, કર આપ્યો અમો એવું જાણી. ૨૩
યુધિષ્ઠિરનો યજ્ઞજ થાશે, આપણું ધન ત્યાં વવરાશે;
પુણ્ય મારગ જાણી મન, અમે આપ્યું તમને ધન. ૨૪
શું જાણે એમ નીચ નરેશ, પૂજ્યો ગોપ અમંગળ વેશ;
જે યજ્ઞતણો પુરોડાશ, તે છૂટી પડ્યો વનવાસ. ૨૫
તે જંબૂકે ખાધો નેષ્ટ, ના થયા સિંહથી શ્રેષ્ઠ;
રાજ્યકન્યા સુંદર ભાવી, તો ષંઢને લેઇ પરણાવી. ૨૬
જ્યમ અંત્યજને ગૌદાન, જન્માંધને દર્પણ માન;
એમ ગોપને પૂજ્યો પ્રથમ, અમથી ન થયો એ ઉત્તમ. ૨૭
એણે કૃષ્ણે શું પરાક્રમ કીધું, ગોપનું મહી ચોરી પીધું;
એણે વેશ વિપ્રનો ધાર્યો, જરાસંધને કપટે માર્યો. ૨૮
એવાં નિંદક વચન તે કાળ, બોલ્યો નીચબુદ્ધિ શિશુપાળ;

---

૨૧ વીર્યવિચિત્ર ઈ૦–વિચિત્રવિર્યના કુળના ભૂપતિઓને તજ્યા અથવા વિચિત્ર જેમનાં વીર્ય (પરાક્રમ) છે એવા ભૂપતિઓને તજ્યા. ૨૨ વરાક–અધમ. ૨૩ મન ભગ્ન–મન ભંગ.

૨૫ પુરોડાશ ઈ૦—જેમ યજ્ઞનો પૂરોડાશ ( હોમવાનો પદાર્થ )વનવાસમાં છૂટી પડયો હોય અને તે નેષ્ટ ( નઠારા ) જંબૂકે ( શિયાળે ) ખાધો હોય તેથી તે સિંહથી શ્રેષ્ઠ થયો એમ કહેવાય નહિ. તેજ પ્રમાણે કૃષ્ણની તેં પ્રથમ પૂજા કરી તેથી તે અમારાથી શ્રેષ્ઠ છે એમ કહેવાય નહિ. ( ૨૭ મી કડી સાથે અન્વય ).

૨૬ નેષ્ટ–(જંબુકનું વિશેષણ) ભાવી–ગમતી. ષંઢ–બાયલો. ૨૭ જન્માંધ–જન્મથી આંધળો.

તે સમે ખળ રાજા જેહ, થયા ઊભા સભામાં તેહ. ૨૯
સર્વે બોલવા લાગ્યા ક્રોધે, થયો શોર ઘણો તે વિરોધે;
કોલાહલ થયો અતિકાળ, ઉઠ્યો ખડ્ગ ઝાલી શિશુપાળ. ૩૦
ત્યારે રાય યુધિષ્ઠિરે ઝાલ્યો, શિશુપાળને બાથમાં ઘાલ્યો;
બોલ્યા દીન વચન ત્યહાં ધર્મ, ભાઈ આ નો'ય તારૂં કર્મ. ૩૧
સુણ બંધુ મારા વીર, શાને ક્રોધ કરેછે ધીર;
આ તારો સર્વે યજ્ઞ, તું શાને કરે રસભગ્ન. ૩૨
મેં કૃષ્ણ પૂજ્યા તજી ગર્વ, તેણે આનંદ પામ્યું સર્વ;
શિવ બ્રહ્મા દેવ ને ઇંદ્રિ, સુખ પામ્યા રાય મુનીંદ્ર. ૩૩
તે કૃષ્ણ જગત્પ્રતિપાળ, શાને નિંદા કરે શિશુપાળ;
આદરે કરી થા હરિભક્ત, થા અનન્ય તજી આસક્ત. ૩૪
ભીષ્મપિતાનું માની વચન, કર્યું કૃષ્ણતણું પૂજન;
સહુ પંડિત રૂડું કહે છે, તેમાં તું શીદ દૂષણ દે છે. ૩૫

## વલણ.

દૂષણ દેછે વિના સમજે, નથી જાણતો કૃષ્ણ મહિમાય રે;
એમ ધર્મ સમજાવે શિશુપાળને, ત્યારે બોલ્યા ભીષ્મપિતાય રે. ૩૬

## કડવું ૪૪ મું.

### રાગ આશાવરી

ભીષ્મપિતામહ બોલ્યા વાણી, સાંભળ ધર્મ નરેશ;
આ ખળને શું કરવા સમજાવે, નહીં માને ઉપદેશ. ૧
પરમ દુષ્ટ એ દમઘોષનંદન, શાંતિ એને નહીં થાય;
માણ આવ્યું છે એને માથે, માટે નહિ પ્રીછાય. ૨
સમાધાન શું કરશો એનું, એ નહિ માને વચન;
જેમ મૃતકને વસ્ત્ર આભૂષણ સર્વે, શોભે નહિ તે તન. ૩

---

૨૯ નીચબુદ્ધિ-(બહુવ્રીહિ). ૩૦ અતિકાળ-બહુ વાર સુધી. ૩૪ થા ૪૦-વિષયની આસક્ત (આસક્તિ) તજીને અનન્ય ભક્ત થા.

૧ રાગ આશાવરી-અર્ધનું માપ. ૪, ૪, ૪, ૪, ૪, ૪, ૩. તાળ ૧થી ૬૨ ચોથી માત્રાએ). મૃતક-મુડદું.

મતિમંદની આગળ જેવાં, શાસ્ત્ર મૂકિયે વ્યર્થ;
નારી આપીએ નપુંસકને પણ, તેનો સરે નહિ અર્થ. ૪
મંડપ કરીએ મશાણમાં જ્યમ, કાયર કર હથિયાર;
ઊંટને કદળીફળનું ભોજન, વાયસ અમૃત અહાર. ૫
જ્યમ રાસભને મૃગમદનું લેપન, શૂકર ગંગાસ્નાન;
જ્યમ ચકોરને સાકર ખાવા, મૂર્ખને વિદ્યાદાન. ૬
કાચા પાત્રમાં જળ જ્યમ ભરવું, દૂધમાં દૂર્વાપાક;
હિંસક આગળ ધર્મશાસ્ત્ર, તે જાય અવરથા વાક. ૭
તેમાટે ખળને બોધ ન લાગે, રૂચે નહિ સદવાત;
જ્યમ ચંદ્રતણું અજવાળું ન ગમે, તસ્કરને તે રાત. ૮
અમો જેનું ભજન કરાવ્યું, તે પરમેશ્વર પરમાણ;
ઇશાન બ્રહ્મા ધ્યાન ધરે, જેને શેષ ભજે નિરવાણ. ૯
જેનું શરણ સનકાદિક આદિ, માગે મોટા મુનિજન;
તે જગત ગુરૂ ઇંદિરાવર, એનું ના કરે કોણ પૂજન. ૧૦
કોટિક રૂપ સ્વરૂપ કોટિ, સૂર્ય પ્રતાપ છે જેનો;
એવો કોણ અભાગી હોય જે, કરે અનાદર તેનો. ૧૧
જે ભગવાન ભવગજ વિદારક, પંચાનન મહાશૂર;
તેના નામથી પાપના પર્વત, ક્ષણમાં થાયે ચૂર. ૧૨
જે જગવંદન નિષ્કલંક પ્રભુ, પુરૂષોત્તમ પાવન;
પશુ પામર તેની નિંદા કરે છે, કહેછે કઠિણ વચન. ૧૩
જ્યમ સિંહની પૂઠે ગર્ધવ ભૂંકે, હસ્તિ પાછળ શ્વાન;
ત્યમ શિશુપાળ બોલે છે એવું, સાન્નિધ્ય શ્રીભગવાન. ૧૪

---

૫ કદળીફળ–કેળું. વાયસ–કાગડો. ૬ રાસભ–ગધેડો. મૃગમદ–કસ્તુરી. શૂકર–ભૂંડ. ૭ દૂર્વા–દરો–ઘાસ. અવરથા–વૃથા(મિથ્યા). વાક–વાણી. ૯ ઇશાન -શિવ. ૧૦ ઇંદિરાવર–લક્ષ્મીપતિ–કૃષ્ણ.

૧૧ કોટિક ઇ૦–જેનાં દેવ, મનુષ્યાદિક કોટિક રૂપ અને બાળ, યુવા, ગોવાળ, રાજા, ઇત્યાદિ કોટિક સ્વરૂપછે, તેમજ જેનો પ્રતાપ કોટિ સૂર્યના સમાન છે.

૧૨ ભવગજ વિદારક ઇ૦—ભવ (સંસાર )રૂપી ગજ (હાથી)ને વિદારક (નાશ કરનાર) મહાશૂર પંચાનન (સિંહ) જેવા. ૧૪ સાન્નિધ્ય–સમીપ.

ત્યારે તેણે સમે ત્યાં સહદેવ બોલ્યા, ક્રોધ કરી તેણીવાર;
અલ્યા અમો યથારથ પૂજા કીધી, કૃષ્ણતણી નિરધાર. ૧૫
તેને અયોગ્ય જે માને છે, દુષ્ટ દુર્જન રાજ;
તેના પૂર્વજ પગની હેઠળ, ચાંપી નાખીશ આજ. ૧૬
સિંહ જેવા શ્રીકૃષ્ણતણી જે, નિંદા કરેછે વરાક;
મુખથી જીહ્વા ખેંચી કાઢીશ, છેદીશ તેનું નાક. ૧૭
સહદેવનાં એવાં વચન સાંભળી, દેવ કહે ધન્ય ધન્ય;
માદ્રીસુતની ઉપર કરતા, પુષ્પ–વૃષ્ટિ પાવન. ૧૮
ત્યારે નારદજી તે સભામાં બોલ્યા, સાંભળો સહુ મુનિ દેવ;
હમણા આ ઠેકાણે મોટો, અનર્થ થાશે એવ. ૧૯
એણે દ્વારિકાનાથની નિંદા કીધી, મરણ આવ્યું છે માથે;
એ પાપીએ એની મેળે, માગી લીધું હાથે. ૨૦
નારાયણની નિંદા સુણતાં, જો કાયા નવ કાંપી;
સુણી સચેત થઇ રહે ઉભો, નરક પડે મહાપાપી. ૨૧
શ્રીહરિકેરી નિંદા કરતો, જે કો નર દુર્જન;
તે તજવો કે ત્યાંથી જાવું, મુનિવર ધરજો મન. ૨૨
માદ્રીસુત ગાંગેય નારદનાં, વચન સુણી શિશુપાળ;
દુષ્ટ પક્ષપાતી પોતાના, ઉઠાડચા ભૂપાળ. ૨૩
મંડળ એક કર્યું પોતાનું, યુદ્ધ કરવા તેણીવાર;
શિશુપાળ મુખથી બોલ્યો છે, કઠિણ વચન અપાર. ૨૪
અલ્યા યાદવ સહિત કૃષ્ણ પાંડવને, ભીષ્મને મારો આજ;
એમ કાગની પેરે કોલાહલ કરતા, દુષ્ટ દુર્જન રાજ. ૨૫
ત્યારે ધર્મ ઘણું ત્યાં બીવા લાગ્યા, તે જોઇ બોલ્યા ગાંગેવ;
ચિંતા શાને કરો યુધિષ્ઠિર, બેઠા છે હરિદેવ. ૨૬
ધીરજ રાખી રહો ક્ષણ એક, એના શા છે ભાર;

---

૧૭ વરાક– નીચ. ૨૧ સચેત–ચેતનવાળો (જીવતો). ૨૩ માદ્રીસુત–નકુલ. ૨૬ ગાંગેવ–ભીષ્મ.

જ્યમ અગસ્ત્ય ઋષિને સાગર તરવા, ચિંતા નથી લગાર. ૨૭
કૃશાનુ રૂપી કૃષ્ણ છે, એ દુર્જન સૂકું વન;
પતંગની પેરે તે બળશે, માંહે પાતકરૂપ પવન. ૨૮
શિશુપાળ એવું સાંભળતાં, મુખથી દેતો ગાળ;
રાતો તાતો થઇને બોલે, જેવો ક્રુધિત વ્યાળ. ૨૯
અલ્યા ભીષ્મ તજી તેં, કાશીરાજાની કન્યાય;
તેણે પ્રાણ તજ્યા તુજ ઉપર, બેઠી સ્ત્રી હત્યાય. ૩૦
તારૂં વાંઝિયાનું કોઇ મુખ જુએ નહીં, મિથ્યા કરેછે કર્મ;
મૂર્ખ અધરમ મારગ ચાલે, લોકને શીખવે ધર્મ. ૩૧
નપુંસક તારૂં સ્નાન સધ્યા તપ, દાન દયા યજ્ઞ કર્મ;
દેવતા અર્ચન અનુષ્ઠાન તે, મિથ્યા થયો સહુ ધર્મ. ૩૨
અલ્યા ભીષ્મ તું વૃદ્ધ થયો પણ, બુદ્ધિ તારી મંદ;
તું કપટી કૃષ્ણની પક્ષ કરે, તેં પૂજાવ્યો ગોવિંદ. ૩૩
એ કૃષ્ણે શું પરાક્રમ કીધું, તે મુજને દેખાડ;
એક વૃદ્ધ પુતના નારી મારી, ચીરી બગની ડાઢ. ૩૪
વટોળિયો એક ભૂત પછાડયો, ગાડું ભાગ્યુ જેણે;
કાળી નાથ્યો મંત્રથકી, બાજીગર થઇને એણે. ૩૫

---

૨૭ અગસ્ત્ય ઈ૦—અગસ્ત્ય મુનિ સમુદ્રને અંજલીમાં લેઇને પી ગયા હતા તો તેમને સમુદ્ર તરવો એ કાંઇ મોટી વાત નથી, તેમ શિશુપાળને હણવો એ એવુંજ સેહેલુ કામ છે. ૨૮ કૃશાનુ—અગ્નિ ૨૯ ક્રુધિત—કોપેલો.

૩૦ તજી ઈ૦—કાશિરાજાની અંબા, અંબિકા અને અંબાલિકા એ ત્રણ કન્યાઓ સ્વયંવરમાંથી હરણ કરીને ભીષ્મ આણ્યા પછી તેમાંની છેલ્લી બેને ચિત્રવીર્ય અને વિચિત્રવીર્ય સાથે પરણાવી, અંબાએ પોતે શાલ્વને પરણવાની મરજી બતાવ્યાથી તેને ત્યાં જવા દીધી પણ શાલ્વે તેનો અંગીકાર ન કર્યો માટે પાછી આવી ભીષ્મની સાથે પરણવા તેણે આગ્રહ કર્યો. ભીષ્મે તેનો સ્વીકાર ન કર્યો માટે તેણે તપ કરી આયુષ્ય પૂરૂં કર્યું. એ વાતને ઉદ્દેશીને શિશુપાળ મેહેણું દેછે કે, તજી ઈ૦—સ્પષ્ટ છે.

કેશી અશ્વ અઘાસુર માર્યો, વત્સને મર્દન કીધો;
ઉપઈ રાફના જેવો ગોવર્ધન, ઉખેડી કર પર લીધો. ૩૬
ગોપકન્યાને નગ્ન કરીને, ચોર્યાં ચીર અધર્મ;
રાસ રમી મૂકાવ્યા એણે, પતિવ્રતાના ધર્મ. ૩૭
મલિન વિદ્યાએ દાવાનળ પીધો, કપટે માર્યો કંસ;
કાળયવન મુચુકુંદની પાસે, મરાવ્યો તે અવતંસ. ૩૮
તસ્કર કર્મ કર્યું વ્રજમાં રહી, કુત્સિત રહિત વિચાર;
કાકની પેરે ઉચ્છિષ્ટ ખાતો, ગોપતણાં નિરધાર. ૩૯
જારબુદ્ધિએ વ્યભિચાર રમ્યો, એણે ભોળવી ગોપની બાળ;
દ્વિજઅન્ન ભિક્ષા માગી ખાધું, ભ્રષ્ટ થયો ગોપાળ. ૪૦
ઇત્યાદિક અણઘટતાં વાયક, શિશુપાળે જે ભાખ્યાં;
શિવાશબ્દને સિંહ સાંખે, ત્યમ શ્રીશામળિએ સાંખ્યાં. ૪૧
નિંદા જે શિશુપાળે કીધી, સ્તુતિ પક્ષે પરમાણો;
એનાં લેઈ વાયક સઘળાં, અન્યત અર્થે આણો. ૪૨
ગો જે પૃથ્વી તેનો પાળક, ગોપાળક નિરધાર;
કુત્સિત વલય તો કુવલય કહીએ, તેનો મારણહાર. ૪૩
કે તે સુખ એ કે તે દુઃખ, એ બેથી કાકજ થાય;

---

૩૬ વત્સને—વત્સાસુરને ૩૮ મલિન વિદ્યા—વેતાળ સાધનાદિક મેલી વિદ્યા. અવતંસ—અવતંસ (ઘરેણા રૂપ). અથવા પોતાના પિતાંબર રૂપી અવતંસ (અલંકાર)ને બાહાને. (મુચુકુંદ ઊંઘતો હતો તેના પર કૃષ્ણે પિતાંબર ઓઢાડ્યું તેથી કાળયવને મુચુકુંદને કૃષ્ણ જાણી લાત મારતાં તે જાગ્યો અને તેની દૃષ્ટિએ પડતાં કાળયવન ભસ્મ થયો એવી કથા છે. ( ભાગવત ).

૩૯ કુત્સિત—નિંદવા યોગ્ય. ૪૦ દ્વિજ અન્ન—બ્રાહ્મણનું અન્ન. (યજ્ઞ કરતા ઋષિઓની પત્નીઓ પાસેથી.—ભાગવત. ૪૧ શિવાશબ્દને—શિયાળના શબ્દને. ૪૨ અન્યત (અન્યત્) અર્થે—જૂદા અર્થમાં.

૪૩ કૃષ્ણે કંસના કુવલયાપીડ હાથીને માર્યો તેનો સ્તુતિરૂપે અર્થ કરે છે: કુ ( નિંદિત ) એવું વલય ( કંકણ—ચક્ર—માયા રૂપી ) તેનો મારણહાર કૃષ્ણ છે.

સુખદુઃખવર્જિત જે કો કહાવે, અકાક તે કહેવાય. ૪૪
ઇત્યાદિક વ્યાકરણે કીધા, બીજા કીજે અર્થ;
તો શ્રીહરિની શિશુપાળે કરી તે, નિંદા થાયે વ્યર્થ. ૪૫
શિશુપાળે એમ નિંદા કીધી, બોલ્યો વચન અપાર;
ત્યારે ગદા લેઇને ઉઠ્યો વૃકોદર, ક્રોધ કરી તેણીવાર. ૪૬
ખેરતણા અંગારા જેવાં, લોચન રાતાં ચોળ;
અધર દંત પીસે ઘણું રીસે, ક્રોધે રક્ત કપોળ. ૪૭
અરે મૂરખ ઘણી વાર થઇ તું, નિંદા કરેછે ભૂર;
ગદાતણે પ્રહારે હું હમણા, કરીશ મારી ચૂર. ૪૮
ત્યારે ભીમતણો કર ભીષ્મે ઝાલ્યો, બોલ્યા હસીને વચન;
અરે ભીમ તું બેશનીં ક્ષણએક, ધીરજ રાખી મન. ૪૯
યુધિષ્ઠિરે એને બહુ દીધી, શિક્ષા તે નિરવાણ;
ઔષધ તેને ગુણ નવ લાગે, જેનું મૃત્યુ આવ્યું જાણ. ૫૦
ગાળો એ ગોવિંદ ગણેછે, બેઠા શ્રીઅવિનાશ;
શત અપરાધ થશે પરિપૂરણ, ત્યારે કરશે નાશ. ૫૧
હમણા હરિ મારશે એને, આપશે પોતાનું શર્ણ;
પૂરવનું વરદાન છે એને, કૃષ્ણને હાથે મર્ણ. ૫૨

## વલણ.

મર્ણ એનું માધવને હાથે, મોક્ષ આપશે જાદવરાય રે;
ત્યારે શિશુપાળ એવું સાંભળીને, ક્રોધે રાતો થાય રે. ૫૩

## કડવું ૪૫ મું.

## રાગ મારૂ.

સુણી ભીષ્મપિતાનાં વચન, બોલ્યો ક્રોધ કરી દુર્જન;
જેવી જાજ્વલ્ય અગ્નિ જ્વાળ, તેમાં તેલ હોમે તત્કાળ. ૧

---

૪૪ કૃષ્ણને શિશુપાળે 'અકાક' કહ્યો હશે તેનો અર્થ સ્તુતિપરત્વે ક-કરે છે: કે ૪૦ સ્પષ્ટ છે.

૪૫ ઇત્યાદિક ઇ૦—ઇત્યાદિ (ઉપર અર્થ કર્યા છે તે પ્રમાણે) વ્યાકરણે (વ્યાકરણના પ્રયોગથી) કીધા (કર્યા છે) તેવા બીજા અર્થ કીજે (કરીએ તો, શ્રીહરિની શિશુપાળે જે નિંદા કરી છે તે વ્યર્થ થાયછે. (અર્થાત્ તેની નિંદા એ સ્તુતિ રૂપ થાય છે). ૪૭ કપોળ—ગાલ. ૪૮ ભૂર—(ભૂરિ)બહુ. ૫૧બેઠા—બેઠા બેઠા.

૧ જાજ્વલ્ય(જાજ્વલ્યમાન)—પ્રદિપ્ત.

થયો રાતો તે રીસે ચઢિયો, શિશુપાળ ક્રોધે ગડગડિયો;
હે નપુંસક લાજ ન આણે, શું બંદીજન કીર્ત્તિ વખાણે. ૨
કૃષ્ણ કેવળ કપટી જાર, તેનું સ્તવન કરે વારંવાર;
એણે શું કર્યું રૂડું કર્મ, જાણું ગોપતણો હું ધર્મ. ૩
કર્યો ગોકુળમાં વ્યભિચાર, એ અમંગળ ભ્રષ્ટ અપાર;
જશોદાનું પયપાન કીધું, તેને નેટ મૂકી દુઃખ દીધું. ૪
વ્રજનારીઓ મૂકી રોતી, તે સદા રહી વાટડી જોતી;
નીચ કુબ્જા કંસની દાસી, તેની સંગ રમ્યો વ્રજવાસી. ૫
આદ્ય અંતનાં એનાં કર્મ, હું જાણું છું સર્વે મર્મ;
વૃંદા ઝાલી ઘરની નારી, તે સતી શિરોમણ સારી. ૬
તેને બોલાવતો કહી બહેન, જો જો લંપટકેરાં ચેહેન;
કરી તેની સાથ દુર્મત્ય, રમ્યો જાર મૂકાવ્યું સત્ય. ૭
ન કરે કો ત્રિલોકમાં કર્મ, એવો આચર્યો એણે ધર્મ;
નાઠો રણથી ઉઘાડે ચરણે, રહ્યો સાગરકેરે શરણે. ૮
તેની કીર્ત્તિ શું મુખ આણે, શું ભાટની પેર વખાણે;
મારી પક્ષમાં રાય જે હોય, ઉઠો આ વેળા સહુ કોય. ૯
સહુ પહેલો ભીષ્મને મારો, પછે કૃષ્ણ પાંડવને સંહારો;
જ્યારે એવું બોલ્યો શિશુપાળ, ત્યારે ભીષ્મને ચઢિયો કાળ. ૧૦
અલ્યા શું બોલે છે ચૂકી, આ સભામાં લજ્જા મૂકી;
બોલ્યું જો નહીં પાળે વરક, તારા પૂર્વજ પડશે નરક. ૧૧
મૂઢ મિથ્યા બોલે જૂઠ, જ્યમ શિવા બોલે સિંહ પૂઠ;
મેરૂ ડોલાવું કહેછે મૂષક, વજ્ર તોડીશ કહેછે વૃશ્ચિક. ૧૨
કીડી કહેછે દિગપાળ ઉખેડું, કહેછે આગિયો હું સૂરજ તેડું;

---

૨ ગડગડિયો–ગડગડાટ કરીને બોલ્યો. બંદીજન–બંદીજન (ભાટચારણ વગેરે)ની પેઠે. ૪ નેટ–નક્કી. મૂકી–તજી (ગોકુળમાં પડી મૂકી)ને.

૮ સાગરકેરે શરણે–સમુદ્રના બેટમાં. ૧૧ વરક (વરાક)–નીચ. ૧૨ શિવા–શિયાળ. મૂષક-ઉંદર. વૃશ્ચિક–વીંછી.

કહે મૂષક વાસુકિ ઝાલું, મીણસ્ત્રી કહે અગ્નિમાં ચાલું. ૧૩
કહે ગંધર્વ હું કરૂં ગાન, એ મિથ્યા સર્વે માન;
એમ તું બોલે ઉત્પાત, મરણકાળે થયો સન્નિપાત! ૧૪
સુણી ભીષ્મનાં ક્રોધ વચન, બોલ્યો દમઘોષકેરો તન;
અલ્યા ઉઠય નપુંસક ષંઢ, શું બેશી રહ્યો થઇ રંડ. ૧૫
ઉઠ્ય કૃષ્ણ હવે તુને મારૂં, તારાં કર્ત્તવ્ય મન વિચારૂં;
અલ્યા રૂકિમણી મુજ ઉચ્છિષ્ટ, તેને ભોગવે તું પાપીષ્ટ. ૧૬
પાત્ર પીરશી મૂક્યું ભોજન, તેને તાણી ગયો કોઈ જન;
તેણે ખાધું થઇને નિષ્ટ, પણ જાણવું તે ઉચ્છિષ્ટ. ૧૭
એવું ધર્મશાસ્ત્રમાં બોલે, કો અધર્મી નહીં તુજ તોલે;
તુને કોણે ન આપી કન્યા. ત્યારે કરતો ફરે છે અન્યા. ૧૮
એવું કહીને ઉઠયો શિશુપાળ, કરમાં ખડ્ગ ગ્રહ્યું તતકાળ;
આવ્યું મરણ થયો ઉન્માદ, શિશુપાળે કર્યો સિંહનાદ. ૧૯
થયા અપરાધ પૂરણ જ્યારે, પછે શ્રીકૃષ્ણ બોલ્યા ત્યારે;
અલ્યા મૂરખ શાને મરે, અગ્રપૂજાની ઇચ્છા કરે. ૨૦
પૂજા આપું તું થા સાવધાન, એવું કહીને કોપ્યા ભગવાન;
ભદ્રાસનનો દીપક જેહ, હરિએ કરમાં લીધો તેહ. ૨૧
કરી કૃષ્ણે ભ્રુકુટિ વક્ર, તતકાળ થયું છે તે ચક્ર;
ધગધગતું જેવો કૃશાનુ, જેવો પ્રલય સમયનો ભાનુ. ૨૨
તે મૂક્યું શ્રીજગદીશ, શિશુપાળનું છેદ્યું શીશ;
મુખે ગર્જના કરતું ઘોર, ઉછળ્યું તે કરીને જોર. ૨૩
માથે મુકુટ કુંડળ કર્ણ, પડ્યું આવી હરિને ચર્ણ;
મુખમાંથી નીકળ્યું તેજ, જેવું બાર સૂરજનું હેજ. ૨૪

---

૧૩ દિગ્પાળ–દિશાઓમાં રહેલા દેવો. વાસુકિ–એ નામે મોટો નાગ. મીણસ્ત્રી–મીણની બનાવેલી સ્ત્રી. ૧૪ ઉત્પાત–ઉત્પાત થવા જેવું–અનિષ્ટ સૂચક મરણ ૯૦—જાણે મરતી વખતનો સન્નિપાત થયો હોય તેમ તું બોલે છે!

૧૫ રંડ- રાંડ જેવો. ૧૬ ઉચ્છિષ્ટ–એઠું. (મેં મનથી ઇચ્છીને પડી મૂકેલી માટે). ૧૭ નિષ્ટ–કનિષ્ઠ કે નેષ્ઠ (નીચ–નઠારો). ૨૦ અગ્રપૂજા–સર્વથી પ્રથમ પૂજન.

૨૧ ભદ્રાસન–ભદ્ર દેવનું સ્થાપન. ૨૨ કૃશાનુ–અગ્નિ.

સહુ દેખતાં તેણીવાર, પ્રવેશ્યું હરિમુખ મોઝાર;
તે પીધું કમળાપત્ય, શિશુપાળ પામ્યો સદગત્ય. ૨૫
જ્યમ લવણ સમુદ્રની માંય, જળરૂપ થાયે વળી ત્યાંય;
આવી ગગનમધ્યેથી અદ્‌ભુત, જ્યમ પૃથ્વીમાં પેસે વિદ્યુત. ૨૬
દીઠું સર્વ મુનિ ભૂપાળ, શિશુપાળ થયો ગોપાળ;
જેવું તત્‌પદ ત્વંપદ છેક, અસિપદમાં થાયે એક. ૨૭
હરિએ જાણી પૂર્વનો ભક્ત, તેને આપી સાયુજ્ય મુક્ત;
તે સમે હરિ ઉપર એવ, પુષ્પવૃષ્ટિ કરતા દેવ. ૨૮
થાય દુંદભિના બહુ નાદ, ગાય ગુણી જન શરવે સાદ;
મુનિ કરતા જયજયકાર, કર્યું કારજ જગદાધાર. ૨૯
શિશુપાળને હરિએ માર્યો, પાંડવનો યજ્ઞ સધાર્યો;
તે સમે દુષ્ટ રાજા જેહ, દંતવક્રને આદ્યે તેહ. ૩૦
શિશુપાળતણા પક્ષપાતિ, તે તો નાશી ગયા દુર્મતિ;
કૌરવાદિક દુર્યોધન, બેઠા ભય પામીને મન. ૩૧
સંકોચાયા અન્ય ભૂપાળ, એમ હરિએ માર્યો શિશુપાળ;
શિશુપાળતણો જે તન, ઘણું ડાહ્યો ને નિર્મળ મન. ૩૨
તેના નગરતણું જે રાજ, સોંપ્યું પોતે શ્રીમહારાજ;
પછે પારથ પ્રત્યે વચન, બોલ્યા યુધિષ્ઠિર રાજન. ૩૩
શિશુપાળતણું તન જેહ, જઈ દહન કરો ભાઈ તેહ;
સુણી અર્જુને તેણીવાર, કર્યો રાયને અગ્નિ સંસ્કાર. ૩૪
પછી આનંદ પામ્યું સર્વ, મૂક્યો દુષ્ટ રાજાએ ગર્વ;
હરખ્યા પાંડવ તેણીવાર, થયો યજ્ઞમાં જયજયકાર. ૩૫

---

૨૫ પ્રવેસ્યું-પેઠું. પત્ય-પતિ. સદગત્ય-સદ્‌ગતિ. ૨૭ ગોપાળ-ગોપાળરૂપ. (સાયુજ્ય મુક્તિ પામ્યો). જેવું ઇ૦—જેમ તત્ (બ્રહ્મ)પદ અને ત્વં (જીવ)પદ અસિ (છે)પદમાં મળીને એક થાય છે તેમ (પાછળ ટીકા પૃષ્ઠ ૧૪૨ ની જેવી).

૨૯ શરવે સાદ-શરવા સાદથી. (શરવું-મીઠું). ૩૦ દંતવક્રને આદ્યે—દંતવક્ર વગેરે.

## વલણ.

જેજેકાર થયો યજ્ઞમાં, આનંદ અંગ ના માય રે;
વૈશંપાયન પ્રત્યે વળતા, પૂછે જનમેજય રાય રે. ૩૬

## કડવું ૪૬ મું.

### રાગ— *

જનમેજય રે, વૈશંપાયન પ્રત્યે ઉચ્ચરે;
એક સંદેહ રે, મુનિવર કહો મુજને ખરે. ૧
શિશુપાળે રે, અપરાધ હરિનો બહુ કર્યો;
તેને મારી રે, પોતાને શરણે ધર્યો. ૨
એવો પાપી રે, શે પુણ્યે કરી પામિયો;
હરિ શરણે રે, જન્મ મરણ દુઃખ વામિયો. ૩
એણે પૂર્વે રે, સુકૃત શું એવું આચર્યું;
ક્યમ પામ્યો રે, વૈર હરિ સાથે કર્યું. ૪
તે કથા કહો રે, ધરથી વિસ્તારી કરી;
એ અસંભવ રે, તેજ પિધું જેનું શ્રીહરિ. ૫
ઋષિ બોલ્યા રે, સાંભળ જનમેજય યથા;
શિશુપાળની રે, જન્મ કર્મકેરી કથા. ૬
વૈકુંઠમાં રે, જય વિજય પાર્ષદ હરિતણા;
મહાબળિયા રે, માધવના માનીતા ઘણા. ૭
તે રહેતા રે, દ્વારપાળ થઇને તહીં;
એક સમે રે, આવ્યા સનકાદિક વૈકુંઠ મહીં. ૮
તેણે ખાળ્યા રે, મુનિને જવા દીધા નહિ;
મુનિ કોપ્યા રે, જય વિજયને શાપ્યા તહીં. ૯

---

૧ રાગ–(અસલ પ્રતમાં નામ આપ્યું નથી). માપ–૪, ૪; ૪, ૪. ૫. એમ ૮ તથા ૧૩ માત્રાનું એક ચરણ એવાં બે ચરણ કરવાં. તેમાં વિરામને અંતેગુરૂ લાવવો. તાળ. ૩, ૭; ૧, ૫, ૯, માત્રાએ તાળ. કહો–સમાધાન કહો. ૫ ધરથી–આરંભથી.

તે પડિયા રે, સનકાદિકને શાપે કરી;
ત્રણ જન્મે રે, અવતાર પામ્યા આસુરી. ૧૦
પહેલે જન્મે રે, અસુર મહાબળના ભર્યા;
હિરણ્યાક્ષજ રે, હિરણ્યકશિપુ બે અવતર્યા. ૧૧
વરાહ રૂપે રે, હિરણ્યાક્ષ હરિએ મારિયો;
થયા નૃસિંહ રે, હિરણ્યકશિપુ સંહારિયો. ૧૨
બીજે જન્મે રે, રાવણ કુંભકરણ થયા;
હરિ સીતા રે, લંકામાં લઇને ગયા. ૧૩
શ્રીરામે રે, યુદ્ધ કરીને માર્યા તદા;
કુળ સહિતજ રે, કર્યું નિકંદન સર્વદા. ૧૪
આ ત્રીજો રે, જન્મજ છેલ્લો અવતર્યા;
શિશુપાળજ રે, દંતવક્ર મદના ભર્યા. ૧૫
દંતવક્રજ રે, અન્ય ઠામ જનમ્યો જથા;
શિશુપાળના રે, જન્મતણી હું કહું કથા. ૧૬
ચેદિ દેશનો રે, દમઘોષ રાજા મહાપતિ;
તેની સ્ત્રી રે, સાત્વતી નામે મહામતિ. ૧૭
તે રાણી રે, વસુદેવની ભગિની તદા;
તેના ઉદરથી રે, મૂઢમતિ પ્રકટ્યો યદા. ૧૮
તેણે સમે રે, શિશુપાળ જ્યારે અવતર્યો;
તન વિરૂપ રે, કુત્સિત કારણનો ભર્યો. ૧૯
એના હાથની રે, ઉપર કર બે લજામણો;
ત્રીજું નેત્રજ રે, ડોળો કપાળે મોટો ઘણો. ૨૦
એવો શિશુપાળ રે, પાપમતિ પેદા થયો;
જોઇ લોકે રે, અમંગળ એને કહ્યો. ૨૧

---

૧૦ પડિયા—ભૂલોકમાં જન્મ પામ્યા. ૧૯ વિરૂપ—બેડોળ. ૨૦ એના હ૦—એના હાથની ઉપર બે કર (હાથ) ફૂટેલા હતા, એવો એ લજામણો દેખાતો હતો. ત્રીજું હ૦—તેને કપાળે ત્રીજું નેત્ર હતું તેનો ડોળો ઘણો મોટો હતો.

દાસી પ્રત્યે રે, માતા બોલી તે કારણ;
એ સુતને રે, લેઇ નાખી દ્યો બારણે. ૨૨
તેણે સમે રે, આકાશ વાણી એવી થઇ;
એ પુત્રને રે, કોઇએ નાખી દેશો નહીં. ૨૩
મોટો ભૂપતિ રે, મહા બળિયો સુત એ થશે;
બળ પરાક્રમે રે, મહારથી યોધા જીતશે. ૨૪
વળી કહું છુ રે, મરણતણું કારણ તદા;
તેજસ્વી રે, પુરૂષ કોઈ આવશે જદા. ૨૫
તે પુરૂષને રે, પુત્ર તમારો દેખાડજો;
તેના ખોળામાં રે, સુતને લેઇ બેસાડજો. ૨૬
જેના ગોદમાં રે, બે હાથ ને ત્રીજી આંખડી;
તત્કાળજ રે, પડશે જ્યારે ઊખડી. ૨૭
તેની સાથે રે, વૈર ઘણું એ વધારશે;
નિશ્ચે જાણજો રે, તે નર એને મારશે. ૨૮
એવુ કહીને રે, આકાશ વાણી છાની રહી;
સુણી સાત્વતી રે, માતા મન વિસ્મય થઇ. ૨૯
એક સમે રે, બન્ને બંધવ સાથ જી;
કૃષ્ણ બળદેવ રે, આવ્યા દ્વારકાનાથ જી. ૩૦
બંધુસુતને રે, જોઇને હરખ્યાં સાત્વતી;
કૃષ્ણ ખોળામાં રે, લેઇને બેસાડ્યો દુર્મતિ. ૩૧
બે હાથજ રે, ત્રીજું નેત્ર ઉખડી પડ્યુ;
ત્યારે તતક્ષણ રે, ઓધાણ માતાને જડ્યુ. ૩૨
ખોળા પાથરી રે, કૃષ્ણની પાસે કરગરે;
માહારા પુત્રને રે, તમો મારશો નહિ એમ ઉચ્ચરે. ૩૩
કૃષ્ણ બોલ્યા રે, સાંભળો ફોઈ કહું અમો;
એ શું બોલ્યાં રે, મારવાની વાતો તમો. ૩૪
શત અપરાધ રે, મારા કરશે જ્યહાં લગી;

---

૩૦ આવ્યા– (દમઘોષને ઘેર). ૩૧ સાત્વતી—શિશુપાળની માતા. બંધુસુત -ભત્રીજો.

હું સાંખીશ રે, નહિ મારૂં એને ત્યાં લગી. ૩૫
તેથી અધિકા રે, અપરાધ જ્યારે પૂરા થશે;
નિશ્ચે મારીશ રે, મર્ણ મારે હાથે હશે. ૩૬
એવું કહીને રે, શ્રીકૃષ્ણ દ્વારિકામાં ગયા;
ત્યાર પૂઠે રે, દિવસ કેટલા વહી ગયા. ૩૭
કર્યો ભીમકે રે, કન્યાસ્વયંવર જ્યહાં;
પાપી ધાયો રે, રૂક્મિણી વરવા ત્યહાં. ૩૮
તેણે સમે રે, રૂક્મિણી પરણ્યા નાથ જી;
પડ્યો ફીકો રે, ઘસવા લાગ્યો હાથ જી. ૩૯
પક્ષપાતિ રે, જરાસંધ આદે આવિયા;
પામ્યા પરાજય રે, કૃષ્ણ સાથે નવ ફાવિયા. ૪૦
તે દિવસથી રે, શિશુપાળે દ્વેષ રાખ્યો ઘણો;
નિત્ય સંભારે રે, પ્રસ્તાવ જે રૂક્મિણીતણો. ૪૧
રાખી દ્વેષજ રે, શ્રીકૃષ્ણતણી નિંદા કરિ;
એના અપરાધ રે, પોતે ગણિયા શ્રીહરિ. ૪૨
જ્યારે અપરાધ રે, એકસો એક પૂરા થયા;
ત્યારે માર્યો રે, શ્રીકૃષ્ણ સમર્થ કોપિયા. ૪૩
એ પ્રકારે રે, શિશુપાળને હરિએ હણ્યો;
રાખ્યો શરણે રે, પાર્ષદ જાણી પોતાતણો. ૪૪
દંતવક્રને રે, આગળ શ્રીહરિ મારશે;
ત્રણ જન્મજ રે, મુક્ત કરીને તારશે. ૪૫
સુણ જનમેજય રે, જન્મ કર્મ શિશુપાળનાં;
કહ્યાં તુજને રે, સકળ ચરિત્ર ગોપાળનાં. ૪૬

## વલણ.

ચરિત્ર સકળ મેં કહ્યાં તુજને, સુણ જનમેજય મહિમાય રે;
હવે દેવ મુનિવર ભૂપતિની, કરે પૂજા યુધિષ્ઠિર રાય રે. ૪૭

---

૪૧ પ્રસ્તાવ–બાબત–પ્રસંગ.

## કડવું ૪૭ મું.

### રાગ સોરઠ.

વૈશંપાયન કહે સુણ રાજા, જનમેજય પાવન કથા;
તારા પૂર્વજતણાં પરાક્રમ, કહું બુદ્ધિમાનો યથા. ૧
શિશુપાળને માર્યો હરિએ, શાપનું દુઃખ વામિયો;
ત્રીજે જન્મે પદ પોતાનું, કૃષ્ણ કૃપાએ પામિયો. ૨
પછી ભીષ્મની આજ્ઞાથકી, ગુરૂ ધૌમ્યની પૂજા કરી;
ત્યાર પૂઠે ચાર ઋત્વિજ, રાયે પૂજ્યા હિત ધરી. ૩
વ્યાસ બ્રહ્મા વસિષ્ઠ ચોથા, યાજ્ઞવલ્કય ઋત્વિજ વર્યા;
એ ચાર જાણીને પ્રથમ પૂજ્યા, યુધિષ્ઠિર હરખે ભર્યા ૪
પછે મુનિ સર્વની યથાયોગ્યે પૃથક્ પૃથક્ પૂજા કરી;
મુદિત મન પૂજી તદા, મુનિપત્નીઓ હરખે ભરી. ૫
વસ્ત્ર નાના ભાતનાં, અલંકાર આભૂષણ ઘણાં;
તે કર્યાં અર્પણ ધર્મપુત્રે, પ્રસન્ન મન મુનિતણાં. ૬
દક્ષિણા દ્વિજને અપાવી, ગુરૂ ધૌમ્ય પાસે રહી તદા;
અધિકાર પ્રમાણે ઘટે તેવી, રીત યજ્ઞતણી સદા. ૭
શિવ ઇંદ્ર લોકપતિ સહુ, ગણદેવની પૂજા કરી;
ગાંધર્વ ચારણ સિદ્ધ પૂજ્યા, હેત મનમાંહે ધરી. ૮
એમ મુનિ સહુ સંતોષ પામ્યા, ભૂપતિ પૂજા કરી;
જાદવ કૌરવ આદિ સર્વે, પૃથ્વીપતિ ભાવે ધરી. ૯
સહુ રાયને સન્માન કરીને, વસ્ત્ર પહેરાવ્યાં ઘણાં;
મુકુટ કુંડળ માળ મુક્તા, કનક રત્ન મણિતણાં. ૧૦

---

૨ પદ–સ્થાન. ૫ મુદિત મન–હર્ષ પામેલા મનથી. ૮ લોકપતિ–લોકના અધિષ્ઠાતા દેવો. ગણદેવ–આઠ વસુઓ, નવ દુર્ગા, દશ દિક્પાળ, એકાદશ રૂદ્ર, દ્વાદશ સૂર્ય, ત્રયોદશ પક્ષ, ઓગણપચાસ વાયુ, વગેરે સમૂહથી ઓળખાતા દેવો. ગાંધર્વ, ચારણ, સિદ્ધ.–એ નામે દેવો.

૧૦ મુકુટ ઇ૦—મુક્તા (મોતી), કનક અને મણિના મુકુટ, કુંડળ, અને માળાઓ.

રૂક્મિણી આદિ સર્વ પૂજ્યાં, શ્રીકૃષ્ણની પટરાણીઓ;
ચંદ્રવદની સર્વ શોભે, અન્ય રાયની રાણીઓ. ૧૧
શણગાર સોળે સર્વને વળી, ચરણા ચોળી અંગમાં;
નારીકુંજરતણાં શોભે, ચીર નાના રંગમાં. ૧૨
એમ ઋષિપત્ની રાજપત્ની, વૈશ્ય શૂદ્રતણી ત્રિયા;
ગુણકા સહિત દાસીઓને, વળી લોક સહુ જે આવિયા. ૧૩
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્રને, સેવક ચાકર જે સદા;
તે સર્વને યુધિષ્ઠિરે, આપ્યાં વસ્ત્ર આભૂષણ તદા. ૧૪
માગધ બંદી ભાટ ગાયક, યાચક જે કો આવિયા;
યુધિષ્ઠિરે બહુ દ્રવ્ય આપ્યું, હેત કરી બોલાવિયા. ૧૫
હસ્તિનાપુર ને ઈંદ્રપ્રસ્થની, પ્રજા સર્વે જે મળી;
તે સર્વને આદરે આપ્યાં વસ્ત્ર આભૂષણ વળી. ૧૬
એમ યજ્ઞમાં સહુ પૂજિયા, તે થયો જેજેકાર;
મુદિત બેઠા સભા માંહે, મુનિ રાજ્યકુમાર. ૧૭
રાજસૂયયજ્ઞ કર્યો યુધિષ્ઠિર, તાપ સર્વે વામિયા;
શાશ નમાવ્યું સર્વને, સોમરાજ પદ તે પામિયા. ૧૮
સભામાં સહુ મળી બેઠા, રાય મુનિ વાતો કરે;
વખાણ કરતા યજ્ઞનું, તે યુધિષ્ઠિર શ્રવણે ધરે. ૧૯
રાજસૂયયજ્ઞ કર્યો વરૂણે, વળી, ચંદ્રમાએ તે જદા;
તેથકી રાય યુધિષ્ઠિરનો, યજ્ઞ શોભ્યો સર્વદા. ૨૦
પાતાળમાં વરૂણે કર્યો, વળી ચંદ્રમા સ્વર્ગે રહ્યા;
મૃત્યુ લોકમાં કર્યો યુધિષ્ઠિરે, ત્રણે લોક પૂરા થયા. ૨૧
પ્રતાપ એ પરબ્રહ્મનો, હરિએ કર્યું સહુ કાજ;
ભક્તવત્સલ બિરદ પાળ્યું, એવા શ્રીમહારાજ. ૨૨
સહુ મુનિતણા પગ ધોયા હરિએ, સેવા બહુ વિધિએ કરી;

---

૧૨ નારીકુંજરતણાં ચીર—જે વસ્ત્રમાં પૂતળીઓ અને હાથી કાઢેલા હોય તે વસ્ત્ર. ૧૮ સોમરાજ પદ સોમવંશના રાજાનું પદ.

ભક્તશેષ ઉચ્છિષ્ટ પાત્ર તે, કાઢયાં પોતે શ્રીહરિ. ૨૩
હરિએ ઘણું માન્યા મુનિ, તેણે ગર્વ મનમાં આવિયો;
મોટા અમો તેમાટ માને, બ્રહ્મપૂરણ કા'વિયો. ૨૪
માધવે મનમાં વિચાર્યું, થયું માન મુનિવર સર્વને;
એ ઘટે નહીં સંજ્ઞ મુનિને, ઉતારૂં એ ગર્વને. ૨૫
શિશુપાળ માર્યો તેણે કરીને, ગર્વ ભૂપતિનો હણ્યો;
એક ચરિત્ર અદ્દભુત કરી, હવે ગર્વ ટાળું મુનિતણો. ૨૬
વનમાળીએ એમ વિચાર્યું, સુણ જનમેજય રાજન;
આખ્યાન કહું છું શંખનું તે, રાય ધરજો મન. ૨૭

## વલણ.

તે રાય ધરજો મન વિષે, કહું શંખનું આખ્યાન રે;
શ્વપચ ભક્તને યુધિષ્ઠિર પાસે, પૂજાવ્યો શ્રીભગવાન રે. ૨૮

## કડવું ૪૮ મું.

## રાગ મેવાડો.

વૈશંપાયન કહે સુણ રાજા, પરીક્ષિતસુત પાવન જી;
પાંડવે પૂજા કરી રાયની, સંતોષ્યા મુનિજન જી. ૧
ત્યાર પછી યુધિષ્ઠિર બોલ્યા, શ્રીહરિ પ્રત્યે વાણ જી;
તમો કહ્યું જ્યારે શંખ વાજે, ત્યારે યજ્ઞ પૂરણ થયો જાણ જી. ૨
તે પૂર્ણાહુતિ યજ્ઞની થઇ પણ, શંખ ના બોલ્યો ક્યમ જી;
તમાટે કરૂણાનિધિ કેશવ, કહો મુજને એ ભ્રમ જી. ૩
ત્યારે સભા સર્વ સાંભળતાં પોતે, બોલ્યા પૂરણબ્રહ્મ જી;
સાંભળો રાય યુધિષ્ઠિર તમને, સમજાવી કહું ભ્રમ જી. ૪
યજ્ઞ તમારામાં સહુ રાજા, મુનિ સંતોષ્યા સોય જી;

---

૨૩ ભક્તશેષ–ભક્તે જમતાં છાંડેલું. ૨૮ શ્વપચ–ચાંડાળ. ૩ પૂર્ણાહુતિ–યજ્ઞ સમાપ્ત કરતી વખતે નાખવાની આહુતિ.

પણ અનન્ય ભક્ત મારો નિષ્કિંચન,પૂજાયો નહિ કોય જી. ૫
યોગી તપસ્વી ને સંન્યાસી, જ્ઞાની કેવળ વેદવક્ત જી;
એ સાધનવંત સકળથી અદકો, માનું મારો ભક્ત જી. ૬
લોભીને જ્યમ દામજ વહાલો, કામીને જ્યમ કામ જી;
એમ ભક્તને હું છું વહાલો, નિષ્કામી નિર્મામ જી. ૭
તન મન ધન મુજ અર્થે જેનો, ઉદ્યમ ને વ્યવહાર જી;
અખંડ વૃત્તિ આરોપી મુજમાં, પ્રેમે કરી તદાકાર જી. ૮
એવો ભક્ત નવ સંતોષાયો, યજ્ઞ તમારા માંય જી;
તેમાટે એ શંખ ના બોલ્યો, સાચું કહુ છું આંય જી. ૯
વિઠ્ઠલજીનાં વચન સાંભળી, વિસ્મય પામ્યું સર્વ જી;
મુનિવર મોટા ચિત્ત વિચારે, મૂકી મનનો ગર્વ જી. ૧૦
ત્યારે યુધિષ્ઠિર કહે જાદવપતિ, મુજને દેખાડો તે દાસ જી;
ભાવે ભક્તિ કરૂં હું તેની, સંતોષુ શ્રીઅવિનાશ જી. ૧૧
ત્યારે કૃષ્ણ કહે આ તમારા નગરમાં, ભક્ત શ્વપચ એક મારો જી;
તે મુજ રૂપ થયો હું તેનો, તેડવા રાય સધારો જી. ૧૨
તમો જઈને તેડી લાવો, વિનય વચન નિઃશંક જી;
દ્રૌપદી પાક કરીને પીરસે, ત્યારે બોલે શંખ જી. ૧૩
એવું સુણી રાય તેડવા ચાલ્યા, પાંચે બાંધવ સાથ જી;

---

૫ અનન્ય—કૃષ્ણ વિના બીજાને ન પૂજનાર નિષ્કિંચન—દ્રવ્યાદિ પરિગ્રહ રહિત. ૬ વેદવક્ત—વેદવક્તા. એ ઇ૦—એ (યોગી વગેરે) સાધનવંત (સાધન દશાવાળા) સકળથી મારો ભક્ત હું અદકો (અધિકો) માનું છું.

૭ કામ—(કામિની). નિષ્કામી ઇ૦—જે ભક્તો વિષયની કામના (ઇચ્છા) વિનાના તથા નિર્મામ—મામ (મમતા) વિનાના છે. અથવા નિષ્કામી અને નિર્મામ એવો હું ભકતને વહાલો છું.

૮ તન ઇ૦—તન, મન અને ધનથી. અખંડ વૃત્તિ ઇ૦—મનની વૃત્તિ એક સરખી અને નિરંતર મારામાં આરોપીને પ્રેમે કરીને તે તદાકાર (હરિ રૂપ) થઇ રહે છે.

હરિભક્તને હેતે મળિયા, જોડીને જુગ હાથ જી. ૧૪
પાંડવ નિરઅભિમાન થયા, નવ નીચની સંખ્યા આણી જી;
પોતાના જનકેરી અહંતા, ટાળે શારંગપાણિ જી. ૧૫
હરિભક્તશુ હેતે બોલ્યા, યુધિષ્ઠિર દીન વચન જી;
માનુભાવ પધારો મારૂં, મંદિર કરો પાવન જી. ૧૬
ત્યારે શ્વપચ ભક્ત કહે હું નહિ આવું, યજ્ઞ વિષે સુણો સ્વામી જી;
નીચ જાત છે મારી માટે, તમને લાગે ખામી જી. ૧૭
ત્યારે યુધિષ્ઠિર કહે પધારો પ્રીતે, અમને શંક ન થાય જી;
ખપ કરીને તેડાવ્યા તમને, ઇચ્છે જાદવરાય જી. ૧૮
ત્યારે ભક્તરાજ આસનથી ઉઠ્યા, સંકોચે મન અપાર જી;
શોભાએ વાજીત્ર વાજતે, આવ્યા રાજદ્વાર જી. ૧૯
યુધિષ્ઠિરે પૂજા બહુ કીધી, અતિશે આદરમાન જી;
દ્રુપદસુતા પીરસે અતિ પ્રેમે, શાક પાક પકવાન જી. ૨૦
કનકથાળ પૂરિને મૂક્યાં, જળઝારી સુવાસ જી;
ભક્તરાજ ભોજન કરે, સહુ પાંડવ ઊભા પાસ જી. ૨૧
હરિભક્ત મન ધ્યાન ધરીને, અર્પ્યું શ્રી અવિનાશ જી;
અન્ન સર્વ એકત્ર કરીને, ભોજન કરતા દાસ જી. ૨૨
શ્રીકૃષ્ણ ઊભા શંખની આગળ, મુનિવર સર્વે પાસ જી;
હરિભક્તે હરિને અર્પીને, મુખમાં મૂક્યો ગ્રાસ જી. ૨૩
ત્યારે શંખનાદ ઘૂઘવતો બોલ્યો, પંચ વરાં નિરધાર જી;
દ્રૌપદીએ મોઢું મચકોડ્યું, બંધ થયો તેણીવાર જી. ૨૪
ત્યારે શંખને પદનો પ્રહાર કરીને, કોપ્યા પૂરણબ્રહ્મ જી;
મારો ભક્ત ભોજન કરે છે, તું નથી બોલતો કેમ જી. ૨૫
ત્યારે મનુષ્યની પેરે શંખજ બોલ્યો, શામાટે મુને મારો જી;
દ્રૌપદીકેરો વાંક છે એણે, નિંદ્યો દાસ તમારો જી. ૨૬
પાંચાળીને પૂછ્યું પ્રભુએ, કહો બાઇ સત્ય વચન જી;

---

૧૫ સંખ્યા ( શંકા )—કંટાળો—છીટ. અહંતા—હુંપદ. ૧૬ માનુભાવ—મહાનુભાવ—મોટા પ્રતાપવાળા.

શ્રી કૃષ્ણને કૃષ્ણા કહે છે, મુને સંખ્યા આવી મન જી. ૨૭
મેં નાના પ્રકારે ભોજન પીરસ્યું, શાક પાક બહુ સ્વાદ જી;
એ નીચ જાત જમી શું જાણે, એટલો થયો અપરાધ જી. ૨૮
ત્યારે ભક્તરાજ મરજાદે બોલ્યા, સુણો સતિ ! કહું વાત જી;
મેં અણસમજે નથી કર્યું એકઠું, કહું તે કારણ માત જી. ૨૯
મેં સર્વ સામગ્રી અર્પણ કીધી, આરોગ્યા જદુરાય જી;
તે મધ્યેથી રહે કંઇ વસ્તુ, તો પ્રસાદ અવજ્ઞા થાય જી. ૩૦
સર્વે ભોજન મેં થાયે નહીં, દુર્લભ હરિનો પ્રસાદ જી;
કંઈ એક વસ્તુ અનામત રહે તો, મોટો પડે અપરાધ જી. ૩૧
તેમાટે સહુ એકત્ર કરીને, હું કરૂં છું ભોજન જી;
સર્વ પ્રસાદનો ભાગજ આવે, એમ વિચારી મન જી. ૩૨
શ્વપચ ભક્ત એણી પેર બોલ્યા, સહુ પામ્યા આનંદ જી;
શંખનાદ ઘણી વાર થયો ત્યારે, તૃપ્ત થયા ગોવિંદ જી. ૩૩
ભોજન કરીને ઊઠ્યા ત્યારે, વસ્ત્ર પહેરાવ્યાં અમૂલ જી;
દેવનાં દુંદુભિ વાગ્યાં બહુ વિધ, સુર નર વરસે ફૂલ જી. ૩૪
હરિદાસને હેતે વળાવ્યા, વિનવિયા બહુ પેર જી;
હરિને દંડપ્રણામ કરીને, ભક્ત ગયા નિજ ઘેર જી. ૩૫
પાંડવનો પંચાયણ વાગ્યો, પૂર્ણ થયોછે યજ્ઞ જી;
જેજેકાર થયો પુર સઘળે, સર્વે આનંદમગ્ન જી. ૩૬
મુનિવર સહુ મનમાંહે વિચારે, હરિની લીલા અપાર જી;
ભક્તનો મહિમા જોઇને સહુનો, ગર્વ ગયો નિરધાર જી. ૩૭
તેમાટે શ્રોતાજન સુણજો, ભક્તનો મહિમા અપાર જી;
ગાતાં સુણતાં વખાણતાં થાય, પાવન નરને નાર જી. ૩૮

## વલણ.

પાવન થાયે નરને નારી, ગાતાં ગુણ જદુરાય રે;
શ્રોતાજન સહુ સાંભળો કહું, અવભૃથકેરી કથાય રે. ૩૯

---

૩૧ અનામત–(અર્થાત્ ખાધા વિનાની બાકી ). ૩૬ પંચાયણ–પાંચજન્ય (શંખ ). ૩૯ અવભૃથ–યજ્ઞની સમાપ્તિએ કરવાનું સ્નાન.

## કડવું ૪૯ મું.

## રાગ ધન્યાશ્રી—ચોપાઈ.

વૈશંપાયન કહે સુણ ભૂપ, અદ્દભુત લીલા અકળ સ્વરૂપ;
અવભૃથ થાયે યુધિષ્ઠિર રાય, ગંગાજીમાં નહાવા જાય. ૧
મૃદંગ શંખ નફેરી નાદ, શરણાઈઓના સુંદર સાદ;
ઢોલ દદામાં દમકે વિચિત્ર, નાના વિધનાં વાજે વાજીત્ર. ૨
ધર્મતનય અતિ શોભામાન, કરવા જાયે અવભૃથ સ્નાન;
નૃત્યકારિણી નાચે તાન, બહુ ગાયક મળી કરતા ગાન. ૩
વીણા વેણુ જંત્ર ને તાલ, તેના શબ્દ બોલે છે રસાળ;
ચતુરંગિણી સેના નીસરી, ધ્વજા સહિત શોભિતા કરિ. ૪
રથે રથને ઘોડા ઘણા, વેશ વિરાજે શૂરાતણા;
નખશિખ સુધી સોને ભર્યા, રાજ્યકુંવર ના'વા નિસર્યા. ૫
જાદવ સંજય ને કાંબોજ, કુરૂદેશનું અદકું ઓજ;
કૈકેય કૌશલ ને પંચાળ, કુંતીભોજ ને વિરાટ ભૂપાળ. ૬
રાય યુધિષ્ઠિર આગળ જાય, પાછળ સઘળું સેન પળાય;
ઋત્વિજ ને દ્વિજવર પરવરે, વેદ ભણંતા ઉંચે સ્વરે. ૭
દેવઋષિ પિતૃ ગંધર્વ, જ્ઞાન કરંતા ચાલ્યા સર્વ;
નરનારી સજીને શણગાર, આભૂષણ અંબર ને હાર. ૮
નરનારી માંહોમાંહે રમે, લેપન જળ છાંટે તે સમે;
દધિ તેલ હળદર ને તોય, પુષ્પ તેની મધ્યે મર્ધા સોય. ૯
નૃત્યકારિણી નૃત્યજ કરે, ગાન કરંતી કોકિલસ્વરે;

---

૨ નફેરી-એક જાતનું વાદિત્ર. દમકે—વાગે. ૩ ધર્મતનય—ધર્મના પુત્ર. નૃત્યકારિણી—નાચનારી. તાન—તાન લઈને.

૪ વીણા—બે બાજુએ તુમડાંવાળું સતાર જેવું એક વાદિત્ર. વેણુ—વાંસળી. જંત્ર—એક જાતનું વાજું. બોલેછે—(અર્થાત્ શબ્દ થાય છે). કર—હાથી.

૬ ઓજ—તેજ. ૯ લેપન—ચંદન. ચંદન યુક્ત જળ તે સમયે પરસ્પર છાંટે છે. દધિ—દહીં. તોય—પાણી. મર્ધા—ચોળ્યાં.

આરૂ યોષિતા રમતી ઘણું, મુખલેપન કરે નરતણું. ૧૦
રાજાની રાણી જેટલી, ઉત્સવમાં આવી તેટલી;
રખવાળા તે પૂઠે ફરે, ચંદ્રમુખી મારગ સંચરે. ૧૧
ચઢી વિમાને દેવાંગના, એવી શોભે તે અંગના;
મોહોળાઇ ભાઈ ભગવાન, તેને મહિલા દેતી માન. ૧૨
માંહોમાંહે કરતાં હાસ્ય, વદન વિરાજે કમળ પ્રકાશ;
દયિતા દેવરને છાંટતી, કટિબંધન તાણી બાંધતી. ૧૩
જે આવી માધવની નાર, એક સો અષ્ટ ને સોળ હજાર;
કટિ ભારે ગજવરગામિની, કોમળ કેશવની કામની. ૧૪
પગ ઠમકે ઘમકે ઘૂઘરી, નખશિખથી મણિ સોને ભરી;
કુચ કોરાં કુંકુમ લેપાય, હાર હૃદયના રાતા થાય. ૧૫
મુખતણી મોટી મોહની, ઉપર અલકતણી સોહાણી;
કનક ઝાલ બે કાને ઝગે, વિદ્યુત વર્ણ દંત ઝગમગે. ૧૬
જળજંત્ર ઉડાડે તોય, અબળાના ઉચ્છવ સહુ જોય;
ભીનાં અંબર ભીનાં ગાત્ર, કર મધ્યે અક્ષતનાં પાત્ર. ૧૭
શિથિલ થયો સુંદરતાનો વેશ, પડે પુષ્પ ને છૂટા કેશ;
અબળા એ રીતે આવતી, કામીનાં મન કંપાવતી. ૧૮
રથ બેઠા પોતે જાદવ ધર્મ, સોમરાજ પદ પામ્યા પર્મ;
જેણે રથ રાજાજી ચઢ્યા, તે સઘળા રથ સોને મઢ્યા. ૧૯
નિજ નારીશું ધર્મસમાજ, ક્રિયા સહિત જાણે ક્રતુરાજ;

---

૧૦ યોષિતા–સ્ત્રી. મુખલેપન ઇ૦–પુરૂષોને મુખે ચંદન ચોપડતી. ૧૨ અંગના–સ્ત્રી. ૧૩ કમળ પ્રકાશ–પ્રકાશિત (ખિલેલા) કમળ જેવાં. દયિતા–સ્ત્રી. દેવર–દિયર.

૧૪ ગજવરગામિની–ઉત્તમ હાથીની પેઠે ગમન કરનાર. ૧૫ નખશિખથી—પગના નખથી તે માથાના ચોટલા સુધી. ૧૬ અલક—ચોટલો. સોહણી–શોભા. વિદ્યુત વર્ણ–વીજળીના જેવા રંગના.

૧૭ જળજંત્ર—ફુહારા વગેરે. ૧૮ શિથિલ—ઢીલો. ૧૯ સોમરાજ પદ—સોમરાજ એવું પદ. રાજસૂય યજ્ઞ કરે તેને એ પદ મળે છે. જેણે રથ જે રથે–રથમાં.

ઋત્વિજ રાજાજીને તદા, અવભૃથ સ્નાન કરાવે મૃદા. ૨૦
ભૂપતિની સાથે દ્રૌપદી, નાહાવા પેઠાં ગંગાનદી;
દેવ દુંદુભિ વાજે ઘણાં, વાજીત્ર મંગળ માનવતણાં. ૨૧
પિતૃ મુનિવર ને માનવા, પુષ્પવૃષ્ટિ સુર કરતા હવા;
વર્ણ ચાર ને આશ્રમ ચાર, સર્વ મળી નાહ્યા નિરધાર. ૨૨
મહાપાપી મૂકાયા ત્યાંય, સ્નાન કરતાં ગંગા માંય;
સ્નાન કરીને રાજા ધર્મ, નવાં પીતામ્બર પહેર્યાં પર્મ. ૨૩
નાના વિધે ધર્યા સાણગાર, અંગ વિલેપન આપે હાર;
ઋત્વિજ દ્વિજ પૂજ્યે તર્પતા, અવર આભૂષણ અર્પતા. ૨૪
બંધુ જ્ઞાતિ કુંટુબી ભૂપ, મિત્ર સહોદર પોતાનાં રૂપ;
તેની પ્રેમે પૂજા કરી, માધવરૂપ હૃદયમાં ધરી. ૨૫
લોક સકળ સ્નાને શોભતા, નિજ રૂપે સુરને ક્ષોભતા;
મુકુટ કુંડળ શોભે શણગાર, પાઘ પીતામ્બર વાગા હાર. ૨૬
નારીને ઝાલો ઝળકતી, શીશથકી વેણી ઢળકતી;
સુંદર મુખ પુનેમના ચંદ્ર, એવાં શોભે નારીનાં વૃંદ. ૨૭
કનકમેખળા ભૂષણ ભરી, સ્નાન કરી શોભે સુંદરી;
દાન અપરિમિત આપ્યાં રાય, શોભા સહિત નગરમાં જાય. ૨૮
અવભૃથ કીધું રૂડી પેર, રાય યુધિષ્ઠિર આવ્યા ઘેર;
સર્વ લોક જે આવ્યા હતા, તે આપ આપણે મારગ જતા. ૨૯

---

૨૦ નિજ ઇ૦—જાણે પોતાની સ્ત્રીઓ સહિત. ધર્મસમાજ—સકળ ધર્મનું મંડળ હોય, અથવા જાણે ક્રિયા રૂપી પત્નીઓ સહિત ક્રતુરાજ—યજ્ઞરાજ હોય, તેવી ત્યાં શોભા થઈ હતી. ઋત્વિજ—યજ્ઞમાં વરેલા એ પદવીના બ્રાહ્મણ. મૃદા—માટીવડે.

૨૨ માનવા—મનુષ્યો. ૨૪ પૂજ્યે—પૂજ્યાથી. ઋત્વિજ દ્વિજ (બ્રાહ્મણો) જે પૂજવાથી તૃપ્ત થતા હતા તેમને ધર્મરાજા અવર (બીજાં) આભૂષણ અર્પતા (આપતા) હતા.

૨૫ માધવરૂપ ઇ૦—તે સર્વને હરિ રૂપ માનીને પૂજ્યા. ૨૬ નિજ રૂપે ઇ૦—પોતાના રૂપવડે સુરને (દેવને) પણ ક્ષોભતા (ક્ષોભ પમાડતા હતા)-પ્રતીપ.

બ્રાહ્મણ ક્ષત્રી આવ્યા'તા જેહ, સ્વાગત કરીને વળાવ્યા તેહ;
વૈશ્ય શૂદ્ર વળાવ્યા સહુ, દેવઋષિ જે આવ્યા બહુ. ૩૦
ચારણ સિદ્ધ પિતૃ દિગ્પાળ, સહુને વળાવ્યા ધર્મ ભૂપાળ;
આજ્ઞા માગી યુધિષ્ઠિરતણી, ચાલ્યા સર્વે નિજ પુર ભણી. ૩૧
પૂજ્યા અર્ચ્યા ઉત્તમ પેર, આપ આપણે આવ્યા ઘેર;
રાય યુધિષ્ઠિર હરિનો દાસ, તેનો રાયસૂય યજ્ઞ વિલાસ. ૩૨
તે સુખ સંભારે છે બહુ, તૃપ્તિ પામે ભૂપતિ સહુ;
જ્યમ અમૃત પીતાં નવ ધરાય, એ વિધ યજ્ઞ વખાણે રાય. ૩૩
સુહૃદ સંબંધી બાંધવ બહુ, રાજા ધર્મે રાખ્યા સહુ;
કૌરવ આદે યાદવ જેહ, રાય યુધિષ્ઠિરે રાખ્યા તેહ. ૩૪
રાખ્યા સગા સહુ પ્રેમે કરી, રહ્યા કેટલાક દિન ત્યાં હરિ;
શાંબ આદે યાદવ કેટલા, દ્વારામતિએ તે મોકલ્યા. ૩૫
મનમાં એમ વિચારે રાય, રખે શ્રીહરિ હ્યાંથા જાય;
રાજાનું હિત કરવા હરિ, રહ્યા યુધિષ્ઠિર પાસે ઠરી. ૩૬
એણી રીતે રાજા ધર્મ, તર્યા મનોરથસાગર પર્મ;
દેખી પાંડવની સંપદા, દુર્યોધન દુઃખ પામ્યો તદા. ૩૭

## વલણ.

દુઃખ પામ્યો દુર્મતિ દેખી, વૈભવ જે પાંડવતણો;
હવે દુર્યોધનની કહું કથા, જે માનભંગ થયો ઘણો. ૩૮

## કડવું ૫૦ મું.

## રાગ સારંગ.

વૈશંપાયન કહે કથા, સુણ જનમેજય રાજેન;
માનભંગ દુર્યોધન પામ્યો, તેનું કરૂં વર્ણન. ૧
અવભૃથ કરીને આવ્યા પૂઠે, પોતે રાજા ધર્મ;
મય દાનવની રચી સભા તે, મધ્યે બેઠા પર્મ. ૨
સગા સંબંધી સુહૃદ સંબંધી, વીંટયા સજ્જન વૃંદ;

---

૩૦ સ્વાગત–સન્માન. ૩૩ રાય–બીજા રાજાઓ જે યજ્ઞમાં આવ્યા હતા તે. ૩૬ હ્યાંથા–અહીંઆંથી. ૩૭ સંપદા–સંપત્તિ.

સુરપતિ જેવા નરપતિ શોભે, સાન્નિધ્ય શ્રીગોવિંદ. ૩
ભીષ્મ દ્રોણ ગુરૂ પાસે બેઠા, અશ્વત્થામા મુન;
કૃપાચાર્ય ને કર્ણ દુઃશાસન, વિદુર ભક્ત પાવન. ૪
ભીમ અર્જુન નકુળ સહદેવ, દ્રુપદ આદે રાય;
બંદીજન સહુ કીર્ત્તિ વખાણે, નર્તકી નાચે ગાય. ૫
ચક નાખી એક પાસે બેઠું, સ્ત્રીનું મંડળ સર્વ;
બ્રહ્માના સરખો વૈભવ દેખીને, કૌરવે મૂક્યો ગર્વ. ૬
યુધિષ્ઠિર રાય સિંહાસન બેઠા, છત્ર ચમર ત્યહાં થાય;
પાસે દ્રૌપદી રાણી શોભે, ઉપમા નવ કહેવાય. ૭
સામરાજપદ પામ્યા પોતે, તે શોભે ધર્મ નરેશ;
સ્વર્ગ સભામાં જેવા શોભે, દેવની મધ્ય સુરેશ. ૮
તેણે સમે દુર્યોધન આવ્યો, મહાઅભિમાની રૂપ;
પોતાના બાંધવની સાથે, બેસવા સભા અનુપ. ૯
બંધવ સર્વે આગળ આવીને, બેઠા સભા મોઝાર;
શોભા જોતા પૂઠળ આવે, ધૃતરાષ્ટ્રનો કુમાર. ૧૦
સભાતણું જે સિંહદ્વાર, ત્યાં પેસતાં દુર્જન;
મુકુટ ખશી ગયો શીશ વિષેથી, પામ્યો માનશુકન. ૧૧
પછે સભાવિષે તે ચાલ્યો આવે, રચના જોતો રસાળ;
મયદાનવની માયામાં તે, ભૂલો પડ્યો ભૂપાળ. ૧૨
સ્થળને ઠામે જળ જાણીને, અંબર ઉંચલી લીધું;
ફોકો પડીને ચાલ્યો આગળ, જળમાં મૂકી દીધું. ૧૩
તે જળ ઠામે સ્થળ જાણીને, ચાલ્યો જ્યારે ભૂપ;
પડ્યો આખડી પાણી મધ્યે, કૌતક થયું અનુપ. ૧૪
મુકુટ જઇને પડ્યો વેગળો, ભીજ્યાં સર્વે વસ્ત્ર;

---

૩ સગાસબંધી-સગારૂપી સંબંધી. સુહૃદ સંબંધી-મિત્ર રૂપી સંબંધી.
૫ નર્તકી—વારાંગના. ૧૧ સિંહદ્વાર-સિંહાકૃતિ મૂર્ત્તિઓની રચનાવાળું દ્વાર.

અંધપુત્ર અતિ આખડ્યો જળમાં, કરમાંથી પડ્યું શસ્ત્ર. ૧૫
ત્યારે અટ્ટહાસ્ય કરી વૃકોદર, નવમાની મરજાદ;
ભીમ હસતાં કીધું કૌતુક, બંધુ હસ્યા હરિ આદ. ૧૬
દ્રૌપદી ત્યાં ઘણું હસવા લાગ્યાં, કૌતુક એવું જાણી;
મુખે ચીરના પાલવ ઢાંકીને, હસ્યાં હરિની રાણી. ૧૭
રાય યુધિષ્ઠિર વારે સહુને, હરિ કરે સાણસારા;
સમશાએ કરી સહુને હસાવે, એવા કૃષ્ણ ઠગારા. ૧૮
ત્યારે હાસ્ય કરતાં દ્રૌપદી બોલ્યાં, નવ ગણ્યો હેતુ સંબંધ;
ધોળે દિવસે પડ્યો આખડી, અંધનો પુત્ર તે અંધ. ૧૯
એવું વચન સુણી દુર્યોધનને, નખશિખ લાગી ઝાળ;
નીચે વદને જોઈ રહ્યો ઘણું, ઝાંખો થયો ભૂપાળ. ૨૦
લાજ્યો ઘણું અણબોલ્યો ઊઠ્યો, ચાલ્યો નષ્ટ નરેશ;
સભા મધ્યેથી બહાર નીકળ્યો, મનમાં રાખી દ્વેષ. ૨૧
ત્યારે ધર્મે જઈ ઘણો વિનય કરો, સમજાવ્યો ઝાલી હાથ;
(પણ) કર તરછોડી ચાલ્યો તત્ક્ષણ, રીસે ગજપુરનાથ. ૨૨
હસ્તિનાપુર ભણી ચાલ્યો ત્યારે સહુ, કરતા હાહાકાર;
કૌરવ કર્ણ આદે સહુ ત્યાંથી, ઉઠી ગયા તેણીવાર. ૨૩
દુર્યોધન ગયો માન ભંગ થઈ, વાર્યો નહીં જદુવીરે;
અજાતશત્રુ વ્યગ્ર થયા ઘણું, શોકાતુર ગતધીર. ૨૪
સુણ જનમેજય હરિ નવ બોલ્યા, તેનું કારણ સાર;
ભૂમિનો ભાર ઉતારવા પોતે, લીધો છે અવતાર. ૨૫
મય દાનવનું નામજ મિથ્યા, એ માયા કીધી શ્યામ;
વિરોધ કરવા દુર્યોધનશું, કૌતુક કીધું આમ. ૨૬
માનભંગ દુર્યોધન પામ્યો, તે હસ્તિનાપુરમાં જાય;
(પણ) ભીમને ઘણું અભિમાન થયું, તું સુણ જનમેજય રાય. ૨૭
ક્લેશકેરું બીજ રોપ્યું, ને ઉતારવા ભૂ ભાર;

---

૧૬ અટ્ટહાસ્ય—મોટેથી હસવું તે. આદ–આદિ. ૧૮ સણસારા—અણસારા–ઈશારત. ૨૨ ગજપુરનાથ–હસ્તિનાપુરનો ધણી (દુર્યોધન). ૨૪ વ્યગ્ર–અસ્થિર ચિત્તવાળા. ગતધીર–ધીરજ રહિત.

વેર વધાર્યું વિઠ્ઠલ, કરવા કૌરવનો સંહાર. ૨૮
સગા સંબંધી સર્વે ગયા પછી, આપ આપણે ઘેર;
યુધિષ્ઠિરકેરી આજ્ઞા માગીને, ચાલ્યા સર્વ નરેશ. ૨૯
દિવસ કેટલાક કૃષ્ણ રહ્યા તે, યુધિષ્ઠિરકેરે ઘેર;
સેવા બહુ વિધ કરતા પાંડવ, પૂજે આનંદભેર. ૩૦
પછે દ્વારિકામાંથી દૂતજ આવ્યો, તેડવા દેવમોરાર;
શાલ્વે આવીને પુર વીંટ્યું, થાયછે યુદ્ધ અપાર. ૩૧
પરમ મિત્ર શિશુપાળતણા જે, શાલ્વ ને વિદૂરથ;
દંતવક્ર આદે સહુ આવ્યા, યુદ્ધ કરવા સમરથ. ૩૨
શિશુપાળનું વેરજ લેવા, વીંટ્યું દ્વારિકા ગામ;
દૂતે આવી ખબર કહી તમો, ચાલો સુંદરશામ. ૩૩
વાત સાંભળી દૂતની, અંતરયામી જગદાધાર;
આજ્ઞા માગી ધર્મતણી થયા, તત્પર તેણીવાર. ૩૪
સેન સકળ સાવધાન થયું ને, વાજીયાં બહુ વાજીંત્ર;
ધ્વજા અંબાડી છત્ર ને ચંમર, ચળકે ચિત્ર વિચિત્ર. ૩૫
પાંડવે હરિની પૂજા કીધી, પ્રણમ્યા વારંવાર;
ભાવે કરીને ભૂપતિ ભેટ્યા, આંખે આંસુધાર. ૩૬
દીનબંધુ કરૂણાનિધિ કેશવ, સમર્થ શારંગપાણિ!
અમ ઉપર ઘણી કૃપા રાખજો, દાસ પોતાના જાણી. ૩૭
કૃપાનાથ શું કહીએ તમને, અંતરયામી આપ;
સદા કાળ પ્રતિપાલન કરજો, હરજો દુઃખ પરિતાપ. ૩૮
એમ ઘણીવાર સ્તુતિ કીધી ધર્મે, અંતર આણી હેત;
વળતી વિઠ્ઠલજીને વળાવ્યા, ભક્તિપ્રેમસમેત. ૩૯
કુંતી દ્રૌપદી સુભદ્રાએ, વિનવિયા ઘણું શામ;
યદુનાથ સહુ સાથને તેડીને, આવ્યા દ્વારિકા ગામ. ૪૦

---

૩૧ શાલ્વે–શાલ્વદેશનો એ નામનો રાજા. શાલ્વદેશ બહુધા હસ્તિનાપુરથી પૂર્વે છે. ૩૨ વિદૂરથ—દંતવક્રનો ભાઇ. દંતવક્ર–કરૂષક દેશનો રાજા–કૃષ્ણની ફોઇનો છોકરો–શિશુપાળની માશીનો પુત્ર.

શાલ્વનો સંહાર કર્યો, વિદૂરથને આદ્યે બોધ;
દંતવક્રશુ યુદ્ધ કર્યું ઘણું, આણી મનમાં ક્રોધ. ૪૧
સુદર્શન શ્રીકૃષ્ણે મૂકયું, આણીને મહારીસ;
સેનાનો સંહાર કર્યો, પછી છેદ્યું એનું શીશ. ૪૨
દંતવક્રનું તેજ નીકળ્યું, (તે) પીધું દેવમોરાર;
ત્રણ જન્મ મૂકાવ્યા તેને, આપ્યો છે ઉદ્ધાર. ૪૩
એવી અદ્‌ભુત લીલા હરિની, સુણતાં પાપી પાવન થાય;
ધર્મ અર્થ સહુ કામના પૂરે, અંતે મોક્ષ પળાય. ૪૪

## વલણ.

મોક્ષ આપે માધવ તેને, પાપી પાવન થાય રે;
શ્રીકૃષ્ણકેરી કથા અદ્‌ભુત, જે જન પ્રેમે ગાય રે. ૪૫

## કડવું ૫૧ મું.

## રાગ સામેરી

વૈશંપાયન બોલિયા, તું સુણ જનમેજય રાય;
એ વિસ્તારી તુજને કહી, રાજસૂયયજ્ઞ કથાય. ૧
ચૌદ લોકમાં ખ્યાત ચાલી, કીર્ત્તિ જે પાંડવતણી;
મનોરથ સહુ થયા પૂરણ, જેને સહાય ત્રિભુવન ધણી. ૨
હરિ કૃપાએ યુધિષ્ઠિરનો, યજ્ઞ સંપૂરણ થયો;
પાંડુરાય આનંદ પામિયા, પરિતાપ તે સર્વે ગયો. ૩
ઈંદ્રે આદરમાન કરીને, પાંડુરાયને તેડિયા;
અતિ ઘણો અધિકાર આપી, સભામાં બેસાડિયા. ૪
નારદજીએ કહ્યું આવી, પાંડવને તેણીવાર;

---

૪૨ સુદર્શન–એ નામનું ચક્ર. ૪૩ પીધું–કૃષ્ણમાં સમાઈ ગયું. ત્રણ જન્મ–કુંભકરણ, હિરણ્યાક્ષ અને દંતવક્ર, એ ત્રણ જન્મ, (પાછળ શિશુપાળની કથામાં એની ઉત્પત્તિ છે તે જોવી.)

૩. પાંડુરાય ઈ૦–પાંડુરાજાએ આ યજ્ઞ કરવાનું કહ્યું હતું તે પ્રમાણે થવાથી તે સ્વર્ગમાં આનંદ પામ્યા. ( શરૂઆત જુઓ ).

પાંડુરાયને પાસે બેસાડ્યા, ઇંદ્રે દઈ અધિકાર. ૫
પિતા સુખ પામ્યા ઘણું, તે યુધિષ્ઠિર એવું સાંભળી;
આનંદ વાધ્યો થયા પ્રફુલ્લિત, પહોચી સહુની મનરળી. ૬
આદિ અંત ને મધ્યમાં તે, સહાય કરતા શ્રીહરિ;
ચરિત્ર સહુ શ્રીકૃષ્ણનાં, તે કહું સંક્ષેપે કરી. ૭
પ્રથમ ખાંડવ વન બાળ્યું, ટાળ્યું અજીરણ અગ્નિતણું;
મયનામા પાસે સભા રચાવી, જેનું વર્ણન અતિ ઘણું. ૮
પાંડુરાયનો સંદેશો આવ્યો, તે સુણી યુધિષ્ઠિર રાય;
પત્ર લખ્યો શ્રીકૃષ્ણને, જેનો ઘણો મહિમાય. ૯
નિત્ય કર્મ ભગવાનનું, કહ્યો જરાસંધ સંબંધ;
દૂત આવ્યો તે સમે, જે રાય પડિયા બંધ. ૧૦
ઇંદ્રપ્રસ્થ પ્રત્યે હરિ આવ્યા, કર્યા યજ્ઞ વિચાર;
દિગ્વિજય કરવા મોકલ્યા, ધર્મના બંધવ ચાર. ૧૧
તે યુદ્ધ કથા સરવે કહી, જીતિયા પૃથ્વી ભૂપ;
દિગ્વિજય કરીને આવિયા, ઇંદ્રપ્રસ્થમાં સુખરૂપ. ૧૨
દ્વારકા જઈ હરિ ફરી આવ્યા, તેડી સકળ પરિવાર;
નિમંત્રણથકી સહુ આવિયા, પૃથ્વીના ભૂપ અપાર. ૧૩
જરાસંધની ઉત્પત્તિ કહિ, ધર્મને શ્રીમહારાજ;
ભૂપ બાવિશસહસ્ત્ર છોડ્યા, જરાસંધવધકાજ. ૧૪
આવ્યા સકળ રાજા ઋષિ, આરંભ યજ્ઞતણો કર્યો;
સહુને જૂદાં કામ સોંપ્યાં, ગર્વ ભીમતણો હણ્યો. ૧૫
ભીમને હનુમંતનો, મેળાપ કીધો [માહાવ];
ગંધમાદનથકી પામ્યો, ભીમ સરળ સ્વભાવ. ૧૬
દુર્યોધનની દુષ્ટતા, સાધુતા ધર્મતણી કહી;
બ્રાહ્મણને જીવાડ્યો હરિએ, મર્ણ પામ્યોતો સહી. ૧૭

---

૬ પહોચી ઇ૦—સહુના મનની રળી (કોડ—ઇચ્છા) પોહોચી-સંપૂર્ણપણાને પોહોચી-પૂરી પાડી. ૧૦ સંબંધ-કૃષ્ણ સાથે યુદ્ધ વગેરેનો. જે ઇ૦—જે રાય બંધ (બંધન)માં પડ્યા હતા તેમનો.

૧૪ જરાસંધવધકાજ-જરાસંધનો વધ કરવા રૂપ કાજ (કર્યું).

ભવિષ્ય જંબુકે કહ્યું તે, સાંભળ્યું સહુ સાથ;
દ્રૌપદીને ચતુર્ભુજ કીધી, પોતે શ્રીજદુનાથ. ૧૮
ઉચ્છિષ્ટ પાત્ર મુનિતણાં, નિત્યમેવ કાઢ્યાં શ્રીહરિ;
વિધિના પગ પખાળ્યા એવી, યજ્ઞમાં લીલા કરી. ૧૯
શંખ ને વળી ઘંટની, મરજાદ બાંધી જાણવા;
શુકદેવજી ત્યાં પધાર્યા, મહિમા પ્રસાદ પ્રમાણવા. ૨૦
પૂર્ણાહુતિ થઇ યજ્ઞની ત્યારે, ગંગેવે આજ્ઞા કરી;
ધર્મ ઘણી વિધિએથકી ત્યાં, અગ્ર પૂજ્યા શ્રીહરિ. ૨૧
શિશુપાળે કરી નિંદા, કૃષ્ણની તેણીવાર;
ભીષ્મને શિશુપાળનો ત્યાં, થયો વાદ અપાર. ૨૨
શ્રીકૃષ્ણે શિશુપાળ માર્યો, આપી સાયુજ્ય મુક્ત;
શિશુપાળકેરી ઉત્પત્તિ કહી, જન્મ કર્મની જુક્ત. ૨૩
પછી યુધિષ્ઠિરે ઋત્વિજ ઋષિવર, ભૂપની પૂજા કરી;
દેવ ગંધર્વ સિદ્ધ યાચક, સંતોષી સહુ સુંદરી. ૨૪
શ્વપચભક્તતણી કથા, ગતગર્વ સહુ મુનિ રાય;
શંખ બોલ્યો યુધિષ્ઠિરનો, યજ્ઞ પૂરણ થાય. ૨૫
અવભૃથ કર્યું સહુ સાથ શું, નિજલોક સર્વ જન ગયા;
માનભંગ પામ્યો દુર્યોધન, સભામાં હળવા થયા. ૨૬
રીસાવીને ગયા કૌરવ, યુધિષ્ઠિર વ્યગ્રજ થયા;
દિન કેટલે શ્રીકૃષ્ણ વળતા, દ્વારકા માંહે ગયા. ૨૭
શાલ્વ ને વિદૂરથ માર્યા જે, આવ્યા કરીને અજુક્ત;
દંતવક્રને માર્યો હરિએ, આપી સાયુજ્ય મુક્ત. ૨૮
એથકી ચરિત્ર અપાર હરિનાં, પાર કો પામે નહિ;
શેષ શારદ વખાણ બોલે, નિગમ નેતિ કહી કહી. ૨૯

---

૧૮ જંબુક-શિયાળ. ૧૯ નિત્યમેવ-હમેશ. વિધિ-બ્રહ્મા. ૨૫ ગતગર્વ-ગર્વ રહિત. ૨૬ નિજલોક-પોતાના સ્થાનમાં. ૨૮ અજુક્ત કરીને અઘટીત રીતે. ૨૯ શારદ (શારદા-સરસ્વતી). નિગમ ૪૦-વેદ નેતિ (ન + ઈતિ = અમે ઈશ્વરનો પાર પામી શકતા નથી એ પ્રમાણે) કહી કહીને.

પાંડુરાય સ્વર્ગ નિવાસ પામ્યા, ઈંદ્ર સભા અધિકાર;
ઋષિ નારદે આવી કહ્યું, પામ્યા પાંડવ હર્ષ અપાર. ૩૦
એના અવાંતરમાં કથા ઘણી, શ્રીકૃષ્ણકેરાં ચરિત્ર;
ગાતાં સુણતાં શીખતાં જન, થાય પુણ્ય પવિત્ર. ૩૧

## વલણ.

પવિત્ર થાયે ગાતાં સુણતાં, શ્રીહરિનો મહિમાય રે;
ત્રિવિધિ તાપથકી તે છૂટે, મહાપાપી મૂકાય રે. ૩૨

## કડવું પર મું.

## રાગ ધવલ ધનાશ્રી.

વૈશંપાયન કહે સુણ રાજા, જનમેજય રાજન જી;
રાજસૂયયજ્ઞ કથા પાંડવની, કહી તુજને પાવન જી. ૧
પરાક્રમ તારા પૂર્વજકેરાં, શામળિયાની સહાય જી;
તે સાંભળતાં નર ને નારી, પાપથકી મૂકાય જી. ૨
સૂત પુરાણીએ શૌનકને કહ્યું, યજ્ઞતણું આખ્યાન જી;
શુકજીએ રાજા પરીક્ષિતને, પાયું અમૃતપાન જી. ૩
ચરિત્ર પાવન પુણ્યશ્લોકનાં, સાંભળશે જન જેહ જી;
આ લોકેં યશ કીર્તિ પામે, પરલોકે સુખ તેહ જી. ૪
સકળ તીર્થનું ફળ તે પામે, સાધન વ્રત ફળ થાય જી;
બ્રહ્મહત્યાદિક પાતક તેનાં, તત્ક્ષણ દૂર પળાય જી. ૫
શ્રીકૃષ્ણ કથાનો મહિમા મોટો, વેદ પુરાણ વખાણે જી;
સનકાદિક આદિ મુનિ મોટા, શિવ બ્રહ્માદિક જાણે જી. ૬

---

ઠ૧ અવાંતરમાં—પેટામાં.

૩ અમૃતપાન પાયું– અમૃત સરખી મિષ્ટ કથા કહી સંભળાવી. ૪ પાવન—પવિત્ર કરે એવાં. પુણ્યશ્લોક–જેનું કીર્તન પુણ્ય આપનારૂં છે એવો. ૫ સાધન ૯૦–તેનાં સાધન અને વ્રત ફળ (સફળ) થાય.

એવી કથા શ્રીકૃષ્ણતણી છે, સત્સંગ જેનું મૂળ જી;
સાધન સકળતણું ફળ એથી, થાયે ભક્તિ અનુકૂળ જી. ૭
શ્રદ્ધા પ્રેમે ભક્તિ કરતાં, પામે શ્રીભગવાન જી;
(માટે) હરિકથા સાંભળજો ભાવે, મૂકી દેહાભિમાન જી. ૮
સત્યયુગ ધ્યાન, યજ્ઞ ત્રેતામાં, દ્વાપર પૂજા પ્રકાર જી;
કલિયુગમાં કેશવ કીર્તનથી, પામે જન ભવ પાર જી. ૯
જપ તપ તીરથ યોગ વ્રતાદિક, ધ્યાન યજ્ઞ ને જાપ જી;
એ સાધન કલિમાં ક્ષીણ થયાં, હરિ નામનો અધિક પ્રતાપ જી. ૧૦
(માટે) દુર્લભ મનુષ્યદેહ પામી જેણે, હરિનું નામ ન લીધું જી;
આત્મહત્યારો જાણવો, મિથ્યા માતાને દુઃખ દીધું જી. ૧૧
(માટે) હરતાં ફરતાં શ્રીહરિકેરું, જીવ્હા લેજો નામ જી;
સતસંગતિ હરિકીર્તન સેવા, રાખજો દૃષ્ટિ સમાન જી. ૧૨
બહુ બગડ્યું તે સહુ સુધરશે, મોક્ષ પામશો સાર જી;
ભક્ત વત્સલ હરિહાથ ઝાલશે, કરશે અંગીકાર જી. ૧૩
એ રાજસૂયયજ્ઞ કથા જે સાંભળે, શ્રદ્ધાએ નિરમળ મન જી;
અપુત્રવંતી પુત્રજ પામે, ને નિર્ધન પામે ધન જી. ૧૪
ચાર પદારથ પામે તે જન, પાંચે પાતક જાય જી;

---

૯ સત્યયુગ ઇ૦—સત્યયુગમાં ધ્યાનથી કલ્યાણ થતું હતું, ત્રેતામાં યજ્ઞથી, દ્વાપરમાં પૂજાથી અને કલિમાં કેશવના કીર્તનથી કલ્યાણ થાય છે. ધર્મ આચરનારનેમાટે આ પ્રકારમાંના છેલ્લેથી ઉત્તરોત્તર ઉત્તમ છે.

૧૨ સત્સંગતિ ઇ૦—સત્સંગતિ, હરિનું કીર્તન અને હરિની સેવા કરજો તથા શત્રુમિત્રાદિક ઉપર સમાન દૃષ્ટિ રાખજો. ૧૩ બહુ ઇ૦—એમ કરશો તો જે બહુ બગડ્યું છે—ઘણો આયુષ્ય નકામો ગયો છે તે સહુ (સ-ઘળો) સુધરશે.

મનવાંછિત સુખભોગ ભોગવે, યજ્ઞતણું ફળ થાય જી. ૧૫
એહ કથા સંપૂરણ કીધી, કરૂણા શ્રીગોવિંદ જી;
નાટક રાગ ગધ ભેદ ન જાણું, પિંગળકેરા છંદ જી. ૧૬
ઝડ ઝમક લઘુ દીર્ઘ માત્રા, વર્ણ ભાવ બહુ રંગ જી;
તે મહાનુભાવ સંભાળી લેજો, કરશો નહીં પદ ભંગ જી. ૧૭
અપંગ ઓળંગે ગિરિવર, મૂંગો વાણી બોલે સોય જી;
પરમાનંદ કૃપા કરે જ્યારે, તો મૂરખ પંડિત હોય જી. ૧૮
હરિ ગુરૂ સંતની પરમ કૃપાથી. કીધું એ આખ્યાન જી;
કવિજન કોઇએ ખોડ મા દેશો. પંડિત બુદ્ધિમાન જી. ૧૯
જેવા તેવા પણ હરિના ગુણ છે, કલ્યાણ કર્ત્તા સાર જી;
અવળું સવળું બીજ પડે પણ, ઊગે પૃથ્વી મોઝાર જી. ૨૦
સંવત અરાઢ સત્યાશો શાકે સતરસેં તેપન જી;
ચૈત્રાદિ ઇ[illegible]ચાશી કહીયે, ગ્રીષ્મ ઋતુ પાવન જી. ૨૧
જેઠ માસને શુકલ પક્ષમાં. પ્રતિપદા દિન સાર જી;
ગંજ યોગ નક્ષત્ર આરદ્રા, મિથુન લગ્ન મંદવાર જી. ૨૨
કિસ્તુઘ્ન કરણ સોહામણું, શુભ અમૃત વેલા માંય જી;
તે દિન કથા કરી એ પૂરણ, યજ્ઞ રાજસૂય ત્યાંય જી. ૨૩
માસર ગામ નિવાસી, કીધો, વીરક્ષેત્રમાં વાસ જી;
વણિક જ્ઞાતિ દશાલાડની, વૈષ્ણવ ગીરધર દાસ જી. ૨૪

---

૧૫ ચાર પદારથ ( પદાર્થ )—ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ. પાંચ પાતિક—ગર્ભહત્યા, સોનાની ચોરી, ગુરૂસ્ત્રી ગમન, મદ્યપાન, જૂઠી સાક્ષી. એ પાંચ મહાપાતક કહેવાય છે.

૧૭ મહાનુભાવ—બુદ્ધિ રૂપી મોટા પ્રતાપવાળા. ૧૮ અપંગ ( અ-પાંગ )—અંગ રહિત–અર્થાત્ પાંગળો. પરમાનંદ–પરમ આનંદ રૂપ ઇશ્વર.

૨૨ શુકલ પક્ષ—અજવાળિયું. પ્રતિપદા–પડવો. મંદવાર—શનિવાર. ૨૩ વેલા—ચોઘડિયું.

શ્રીગુરૂકેરી પરમ કૃપાથી, શ્રીપુરષોત્તમનું ધ્યાન જી;
એક માસમાં પૂરણ કીધું, યજ્ઞતણું આખ્યાન જી. ૨૫
ભારતકેરી કથા એ પાવન, સભાપર્વ જે સાર જી;
રાયસૂયયજ્ઞ કર્યો તેમાંથી, પ્રાકૃત પદ વિસ્તાર જી. ૨૬
માંહે સંમત છે હરિવંશતણો, વળી શ્રીભાગવતની કથાય જી;
બુદ્ધિમાને વિસ્તાર કર્યો છે, ગાયા ગુણ જદુરાય જી. ૨૭
એ કથાને વખાણે જે કો, આનંદે કરી ગાય જી;
શ્રોતા વકતા પૃચ્છક ત્રણે, પાપથકી મૂકાય જી. ૨૮
ચોપાઇ અરાઢસેં પીસતાળીસ, કડવાં છે બાવન જી;
રાગ ઢાળની ચાલ જૂજવી, કીધું નિર્મળ મન જી. ૨૯
એ કથા સંપૂર્ણ કીધી, વરત્યો મન આનંદ જી;
નિમિત્ત માત્ર જન ગીરધર કહાવે, કરતા શ્રીગોવિંદ જી. ૩૦

## વલણ.

કર્ત્તા એ શ્રીકૃષ્ણ કરેછે, નિમિત્તમાત્ર શિરપર ધરી;
કર જોડી કહે દાસ ગીરધર, શ્રોતા જન બોલો શ્રીહરિ. ૩૧

---

૨૭ સંમત—અનુમતિ. અર્થાત્ હરિવંશમાંથી પણ કાંઇક ભાગ આ આખ્યાનમાં લીધેલો છે. ૨૯ ચોપાઇ—કડીઓ.

